श्रीहरिः

श्रीमते शास्त्रि वर्याय
सत्यव्रताय धीमते।
प्रेम्णा समर्पितं इदं
पुस्तकं ज्येष्ठ शास्त्रिणा।

# શ્રી મદ્રાયુર્વિજય નાટક.

અથવા

# શ્રી ઈશ્વરભક્તિનો વિજય.

મહામહોપાધ્યાય, કવિ શિરોમણિ શીઘ્રકાવ, મહારાજા શ્રી રવાજીરાજ પાઠશાળાના શાસ્ત્રી શ્રી શંકરલાલ મહેશ્વરે મૂળ સંસ્કૃતમાં રચેલ ઉપરથી

ભાષાંતર કરનાર

## વિશ્વનાથ વિઠ્ઠલજી.

સ્ટેટ વૈદ્ય મોરબી.

પ્રસિધ્ધ કરનાર

## ખેલશંકર શંકરલાલ કવિ

મોરબી-કાઠીઆવાડ.

મુંબઈ.

કોટ, બજારગેટ, નં. ૩૦૫ માં આવેલા, "સુબોધિની" પ્રેસમાં વૈદ્ય ભગવાનલાલ ત્રિભુવને છાપ્યું.

વિ. સં. ૧૯૭૨ ઇ. સ. ૧૯૧૬.

કિંમત રૂા. ૧-૦-૦.



નેક નામદાર મહારાજા શ્રી સર વાઘજી બહાદુર, જી. સી. આઇ. ઇ.
સં૰ શ્રી મોરબી.

The Bombay Art Printing Works, Fort.

# अर्पणपत्र.

प्रतिदीनप्रौढप्रताप नेकनामदार माहाराजा श्रीमन्
**वाघजी बाहादुर जी० सी० आइ० ई०**
**ठाकोर साहेब, संस्थान मोरबी.**

**श्रीमान नरेन्द्र!**

**आ**प नामदारना राज्यमां रवाजीराज पाठशाळामां रही महामहोपाध्याय कविशीरोमणी शीघ्रकवि शास्त्रीजी **शंकरलाल माहेश्वर** पासे संस्कृत अभ्यास करी अंधकारने दूर करनारी दृष्टि पाम्यो छुं, आप नामदारनां प्रथम दर्शनेज म्हारा मुरब्बी भाइ **झंडु भट्टजी**ने जेवा अन्नदाता **जाम श्री विभाजी** छे तेवाज आप म्हारा पाळक विभाजी थाओ एवी अंतरोर्मी उगतां ते मनोरथ जाणे आप जाणीज गया हो तेम ते पूरो थएलो अनुभवि शक्यो छुं, अने आप नामदारनी सेवामां त्रिश वर्ष जेटली लांबी मुद्दत सुधी मारा कुटुंब सहीत सुखचेनमां रही पेन्शन योग्य उम्मर थया छतां तथा नोकरीने उचित समय विती गया छतां वारंवार प्रोमोशन साथे एक पिता तरीकेनुं लालन, पालन अने पोषण मेळवी उपकृत थइ चुक्यो छुं; आ सर्वथी प्रेराइ अने आपना अन्य अनेक सद्गुण समुहथी दोरवाइ मारा पूज्य गुरुश्रीए संस्कृतमां रचेल '**भद्रायुर्विजय**' नामना नाटकनुं गुजराती भाषांतर आप नामदारनी सेवामां अर्पण करुं छुं अने तेनो सद्भावथी स्विकार थाय एम इच्छुं छुं.

मोरबी तारीख ९-१०-१९
विजयादशमी.

हुं छुं
आप नामदारनो नम्र सेवक
**वैद्य विश्वनाथ विठ्ठलजी.**



श्रीमणि मन्दिर—मोरबी.

LAKSHMI ART, BYCULLA, BOMBAY.

# પ્રસ્તાવના.

## ॥ श्री राजराजेश्वरो जयति ॥

॥ यां विना नैकमर्धं वाप्यक्षरं लेखितुं जनः ॥
॥ शक्तस्तामीशकरुणां तरुणां प्रणमाम्यहं ॥

**માન્ય મહાત્માઓ, સુજ્ઞ ગૃહસ્થો, અને પવિત્ર બહેનો,**

શ્રી રાજરાજેશ્વરની કૃપાથી પ્રતિદિન પ્રૌઢ પ્રતાપ ગૌબ્રાહ્મણ પ્રતિપાલક નેક નામદાર શ્રી મોરબી **મહારાજ શ્રી ૭ સર વાઘજી બહાદુર જી. સી. આઇ. ઇ.** ના પ્રતાપ, પરાક્રમ અને કીર્ત્તિથી તમે કોઇ પણ અજાણ્યા નથીજ; કારણ કે જે નામદારનું પ્રતાપિ નામ અને નિર્મલ કીર્ત્તિ સર્વત્ર દેશ, વિદેશ, અને દિશાઓમાં પ્રખ્યાત છે તે નામદારની કીર્ત્તિથી સ્વદેશી કોણુજ અજાણ્યું હોય?

એ નામદારે સ્વસ્થાન શ્રી મોરબીમાં રાજ્યસિંહાસન ઉપર બિરાજી પોતાના રાજ્યની સત્તા પોતાના હાથમાં લીધી ત્યારથી આરંભીને આજ સુધી જે જે પ્રજાપ્રિય અને લોકોપકારક કૃત્યો કર્યાં છે અને કરે છે તે જો આંહીં લખીએ તો એક મોટું પુસ્તક થઇ શકે અને તે પુસ્તક ઉપરથી રાજાએ પોતાની પ્રજા માટે શું શું કરવું જોઇએ તે સર્વના સમજવામાં આવે.

શ્રી ઇશ્વર કૃપાથી એવો પણ મને વખત મળશે કે જેમાં એ નામદારનાં સઘળાં શુભ કૃત્યો મારી બુદ્ધિ પ્રમાણે લખી મારા મનમાં રહેલી રાજ્યભક્તિની સફળતા માનીશ.

ટુંકામાં બોલીએ તો રાજ્યાસન ઉપર બીરાજતાંજ મોટાં મોટાં પ્રજાપ્રિય અને લોકોપકારક કાર્યોના આરંભો અને તેઓની નિર્વિઘ્ને સમાપ્તિ; મોટી મોટી રાજકીય તકરારો અને તેમાં ફત્તેહ; સેકન્ડ કલાસમાંથી રાજ્યનું પ્રથમ કલાસમાં આવવું; સત્પુત્રની પ્રાપ્તિ થવી; કે. સી. આઇ. ઇ તથા જી. સી. આઇ. ઇ નો ઇલ્કાબ મહારાણી શ્રી વિક્ટોરીઆના સ્વહસ્તથી મળવો અને દરેક કાર્યમાં જય મળવો એ સર્વ એ નામદારનું ઓછું ભાગ્યશાળીપણું દર્શાવતું નથી.

એ નામદારે આરંભેલ કયું કામ પૂર્ણ નથી થયું ? એ નામદારનો કયો મનોરથ સિદ્ધ નથી થયો ? અને એ નામદારે પોતે આગ્રહથી કરવા ધારેલ કયા કામમાં ફત્તેહ નથી મેળવી ? શ્રી ઇષ્ટદેવની કૃપાથી અને પૂર્વજોની પુન્યાઇથી એ નામદાર સર્વત્ર ફત્તેહ પામ્યા છે અને પામે છે; પણ આ પ્રસંગ બીજો છે. એ નામદારની ધર્મમાં જે પ્રેમની લાગણી છે તે તરફ નજર કરવાની છે. તે એજ કે જ્યારે તે નામદારે સંવત ૧૯૫૯ના ચૈત્ર સુદી ૧૩ શુક્રવારે તીર્થયાત્રામાં પધારતાં આ માણસને કૃપાથી સાથે રાખવા હુકમ ફરમાવ્યો તે વખતથી જે તેઓની ધર્મની લાગણીઓ તથા ધર્મમાં શ્રદ્ધા અને ભક્તિ જોવામાં આવી તેની ટુંકી નોંધ મેં લખી છે તે ઉપરથી તેમનો સ્વધર્મ પ્રત્યેનો પ્રેમ સર્વના જાણવામાં આવશે.

પ્રથમ શ્રી સિદ્ધપુર, ત્યાંથી શ્રી મથુરાં, શ્રી હરદ્વાર, શ્રી અયોધ્યા, શ્રી કાશીપુરી, શ્રી ગયાજી, શ્રીજગન્નાથજી, શ્રી સેતુબંધરામેશ્વર, શ્રી શિવકાંચી, શ્રી વિષ્ણુકાંચી, શ્રી પ્રયાગરાજ, અને ત્યાંથી શ્રી ચિત્રકુટ પધારી પાછા શ્રી પ્રયાગરાજમાં પધાર્યા; ત્યાર પછી ઉજ્જેણ અને ત્યાંથી શ્રી ડાકોરનાથ થઇ અષાઢ સુદી ૧૧ રવિવારે શ્રી મોરબી પધાર્યા એટલે મહિના બે અને દીવસ અઠાવીશમાં એટલાં તીર્થોમાં દેવ દર્શન, તીર્થસ્નાન, તીર્થશ્રાદ્ધ, બ્રાહ્મણ ભોજન, ગોદાન, અન્નદાન, અશ્વદાન, શય્યાદાન, અલંકારદાન, વસ્ત્રદાન, અને કન્યાઓને શણગારવી, ગોરોને ઇચ્છિત આપી પ્રસન્ન કરવા, પોતે રાજા છતાં, સુકોમલ શરીર છતાં સવારથી સાંજ સુધી તીર્થ કૃત્યોમાં, દેવદર્શનોમાં, અને શ્રાદ્ધ કૃત્યોમાં ઉત્સાહથી, ભક્તિથી, અને શ્રદ્ધાથી જરા પણ કાયર ન થતાં તીર્થ ગોરોના કહેવા પ્રમાણે સર્વ શાંતીથી કરતા હતા એ શું ધર્મ તરફ પ્રેમની પૂર્ણ લાગણી વિના બની શકે ? શ્રી સિદ્ધપુરમાં અડવડેશ્વરને પુષ્પાંજલી કરતાં શ્રી મથુરાંજીમાં વિશ્રામઘાટ ઉપર સ્નાન વખતે; શ્રી દ્વારકાંનાથજીનાં દર્શન વખતે; અને સંધ્યા વખતે શ્રી જમુનાંજીને આરતીનાં દર્શન વખતે; શ્રી હરદ્વારમાં ગંગા સ્નાન કરતી વખતે, શ્રી અયોધ્યામાં શ્રી સરયૂગંગામાં સ્નાન કરતાં તથા તીર્થ શ્રાદ્ધ કરતાં, શ્રી પ્રયાગમાં ત્રિવેણી સ્નાન કરતાં, શ્રી કાશીમાં શ્રી વિશ્વનાથનું પૂજન તથા શ્રી મણિકર્ણિકાના ઘાટ ઉપર સ્નાન કરતાં તથા તીર્થ શ્રાદ્ધ કરતાં, શ્રી ગયાજીમાં શ્રી ગયા ગદાધરનાં દર્શનમાં, શ્રી વિષ્ણુપદમાં પિંડ મેલતાં અને અક્ષય વટ નીચે શ્રાદ્ધ કરતાં, શ્રી જગન્નાથમાં સમુદ્ર સ્નાન વખત અને શ્રી જગન્નાથ સ્વામીનું દર્શન કરતાં,

શ્રી રામેશ્વરમાં દર્શન કરતી વખત, શ્રી શિવકાંચીમાં શ્રી એકામ્રનાથ અને કામાક્ષી દેવીનાં દર્શન કરતાં, તથા શ્રી વિષ્ણુકાંચીમાં શ્રી વરદરાજનાં દર્શન કરતાં, તથા કોટી તીર્થમાં શ્રાદ્ધ કરતાં, શ્રી કોલંબામાં દક્ષિણ સમુદ્રને કાંઠે શ્રાદ્ધ કરતાં, ઉજ્જેણમાં શ્રી સિપ્રાગંગાને કિનારે શ્રાદ્ધ કરતાં, તથા શ્રી મહાકાળેશ્વરનાં દર્શન કરતાં, ડાકોરજીમાં શ્રી રણછોડજીનાં દર્શન કરતાં, નામદાર શ્રીના ચ્હેરા ઉપર પ્રેમ, હૃદયની લાગણી અને નેત્રમાં પ્રેમાશ્રુના પ્રવાહ જોઇ નાસ્તિક માણસ પણ આસ્તિક થઇ જાય તેવી તેઓ શ્રીની ધર્મની લાગણી અમારા સર્વના અનુભવમાં આવી હતી.

મોરબી પધારી તરત સદાવ્રત બાંધ્યું, અષ્ટોત્તર શત પારાયણ કરાવી, કેટલાક બ્રાહ્મણોના દીકરાઓને જનોઇ આપ્યાં, કેટલીક બ્રાહ્મણોની કન્યાનાં કન્યાદાન કર્યાં. આ નાટકનું ભાષાંતર કરનારને રૂપીયા અગીઆર હજારના ઘર શ્રીકૃષ્ણાર્પણ આપ્યાં વિગેરે અનેક ધર્મ કૃત્યો કર્યાં અને કરે છે.

સાં. ૧૯૬૩માં શ્રી ગંગોતરી તથા શ્રી જમ્નોતરી તથા શ્રી કેદારનાથ, અને શ્રી બદરીનાથની ૬૫૦ માઇલની યાત્રા પોતે પગથી ચાલીને કરી તથા શ્રી કેદારનાથનું સ્વહસ્તથી પૂજન, શ્રી બદરીનારાયણની સેવામાં આરંભથી સમાપ્તિ પર્યંત હાજર રહી ધર્મની પ્રીતિ બેહદ દર્શાવી આપી હતી; એટલુંજ નહીં પણ આખા મચ્છુકાંઠાનાં ૩૬૦ ગામની શીમમાં વિના કારણ ઝાડની ટીરખી કપાય નહીં અને કોઇથી મુંગાં પ્રાણી ઉપર બંદુકનો ધા કરાય નહીં જ્યાં જુઓ ત્યાં નિર્ભયપણેથી હરણ વિગેરે વનનાં પશુઓ આનંદથી ફર્યા કરે એ શું એ નામદારનો ધર્મમાં ઓછો પ્રેમ બતાવે છે?

પ્રજાના સર્વ ધર્મોને માન આપવા માટે એક જંગી ધર્માશ્રમ બંધાવાય છે જેમાં અત્યાર સુધીમાં પંદર લાખ રૂપીઆનું ખર્ચ થયું છે અને હજુ વધારે થવા સંભવ છે જે હજારો વર્ષ સુધી તે નામદાર શ્રીની ધર્મ પ્રીતીના કીર્તિસ્થંભ રૂપે ગણાશે.

બેય વખતની યાત્રામાં નામદાર શ્રીએ કૃપા કરી મારા ગુરૂ શ્રી શાસ્ત્રી શંકરલાલ માહેશ્વરને પણ સાથે રાખ્યા હતા. એક દીવસ કોલંબામાં બપોર વખતે નામદાર શ્રીયે મને બોલાવ્યો અને પુછ્યું કે શાસ્ત્રીજી હમેશાં શું લખ્યા કરે છે? મેં જવાબ આપ્યો કે એક રાજકુમારનું નાટક લખે છે. એ સાં-

ભળીને નામદાર શ્રીએ ફરમાવ્યું કે એ પુસ્તકનું ભાષાંતર તારે લખવું અને સાવિત્રી નાટકના જેવું સરલ ભાષાંતર કરવું.

મેં નામદાર બાવા શ્રીનું ફરમાન માથે ચડાવ્યું; પણ મારા ધંધાના વ્યવસાયને લીધે મારાથી તે કામ તરત થઇ શક્યું નહીં. ચાર પાંચ મહીના પછી નિલમબાગથી વળતાં શાસ્ત્રીજીને તથા મને પોતાની ગાડીમાં લઇ રસ્તામાં ફરી હુકમ કર્યો કે શાસ્ત્રીજીનાં કરેલાં પુસ્તકનું ભાષાંતર સાવિત્રીના જેવું સરલ, શુદ્ધ ગુજરાતીમાં કરજે, મારે તે છપાવવું છે એવી રીતે શ્રી મુખથી એ ફેરે ફરમાન થવાથી મેં મારી બુદ્ધિ પ્રમાણે તે ભાષાંતર તૈયાર કર્યું પરંતુ કેટલાંક કારણોથી તે છપાવવામાં વિલંબ થએલ તે ઇશ્વર કૃપાથી અને નામદાર બાવાશ્રીની કૃપાથી તેમની સેવામાં મેલવાને મહા દયાળુ નામદાર બાવાશ્રીએજ મને ભાગ્યશાળી કરેલ છે એટલે આજે એમની આજ્ઞાનુસાર ભાષાંતર કરી તેમની સેવામાં તે મેલી હું મારા હૃદયમાં રહેલી મારી રાજભક્તિની કૃતાર્થતા માનું છું.

આ પુસ્તક વાંચવાથી તથા વિચારવાથી જે આનંદ ને ધર્મમાં પ્રવૃત્તિ અને જે કાંઇ સદગુણોમાં પ્રીતિ લોકોને ઉત્પન્ન થાય તેનું ફળ તેઓ શ્રી નામદારને ઇશ્વર અર્પણ કરો; અને પરમ કૃપાળુ પરમેશ્વર નામદાર શ્રીનું, તેમનાં કુટુંબનું, તેમના પુત્ર, પૌત્ર, પરિવારનું કલ્યાણ કરો, સર્વને આનંદ આરોગ્ય રાખો, દીર્ઘ આયુષ્યવાળા કરો, તથા પ્રતિ દિવસ ચડતી કળાવાળા કરો એવી મારી શ્રી ઇશ્વર પ્રત્યે પ્રાર્થના છે. **તથાસ્તુ.**

**વિશ્વનાથ વિઠ્ઠલજી.**

# નાટકની વસ્તુ કથા સાર.

---

સ્કંદ પુરાણના બ્રહ્મોત્તર ખંડમાં દશમા અધ્યાયથી તેરમા અધ્યાય સુધી ભદ્રાયુ રાજકુમારની કથા ઉપરથી આ નાટક રચવામાં આવ્યું છે.

ભદ્રાયુના પિતાનું નામ વજ્રબાહુ, માતાનું નામ સુમતિ છે; અપર માતાઓમાં કુમતિ મુખ્ય છે; અને તે કુમતિ રાણીએ સુમતિ તથા તેના પુત્ર ભદ્રાયુને અનેક પ્રકારનાં દુઃખ આપી હેરાન કરેલ છે; પણ તેને શિવયોગી ઋષભ સર્વ કષ્ટોમાંથી મુક્ત કરે છે; અને મહારાજા ચંદ્રાંગદની પુત્રી કીર્ત્તિમાલા સાથે લગ્ન કરાવી તેના વિવાહ પ્રસંગમાં આવેલા તેમના પિતાનો સમાગમ કરાવી રાજ્ય અપાવે છે ઇત્યાદિ વિસ્તારથી કથા છે. તેનો અધ્યાત્મ અર્થ રીતે એવો પણ અર્થ જણાય છે કે વજ્રબાહુ એટલે જીવાત્મા; અને તેની સુબુદ્ધિ અને કુબુદ્ધિ સ્ત્રીઓ. સુમતિનો પુત્ર ભદ્રાયુ એટલે ઉત્તમ જીંદગી; અને કુમતિનો પુત્ર મહામય એટલે મહારોગ. કુમતિ હમેશાં મહારોગોને વધારી ભદ્રાયુને નાશ કરવા ઇચ્છે છે; પણ સુમતિનો પુત્ર ભદ્રાયુ ઇશ્વર કૃપાથી અને ગુરૂ કૃપાથી તેના પ્રપંચથી પરાભવ ન પામતાં સત્કીર્ત્તિરૂપી રાણીને પરણી જય મેળવી પોતાના પિતાને આનંદ મગ્ન કરે છે એ સાર લેવાનો છે અને અંતર્ગત ઉત્તમ મનુષ્ય એક દીવસ પણ જેનું અન્ન ખાય છે તેનો કોઇ દીવસ ઉપકાર ન ભૂલતાં અનેક પ્રકારે તેનો પ્રત્યુપકાર કરે છે ઇત્યાદિ સજ્જનોનાં લક્ષણો તેમાં જાહેર જણાય છે તે આ નાટક વાંચતાં જોવામાં આવશે.

તેની સાથે વિનય, વિવેક, આચાર, વિચાર અને ઇશ્વર ભક્તિ અને પદ્માપ્રસાદ જેવા કુલીન સેવકોને રાખવાથી કેવો સારો પરિણામ આવે છે તેનું ચિત્ર પણ આ નાટકમાં દર્શાવવામાં આવ્યું છે.

શ્રી

# પાત્ર વર્ગ.

સૂત્રધાર— નાટક ભજવનાર પાત્રોનો ઉપરી
નટી— તેની સ્ત્રી
રાજા— વજ્રબાહુ નામે દશાર્ણ દેશનો રાજા
સુમતિ અને કુમતિ— તેની રાણીઓ
ભદ્રાયુ— સુમતિનો પુત્ર
ઋષભયોગી અથવા શિવયોગી— શ્રી શંકરના ભક્ત એક યોગી
સુશીલા— સુમતિની સખી
દુઃશીલા— કુમતિની સખી
પદ્માપ્રસાદ— રાજવૈદ્ય અને પાછળથી પદ્માકરગુપ્ત નામે રાજા
ચારૂમતિ— તેની સ્ત્રિ
વિદ્યાનંદ તથા સુનય— તેના પુત્રો
વિવેકનીધિ— સેનાપતી
અનર્થનીધિ— કુમતિનો કારભારી
નૃસંશાચાર્ય— કુમતિનો એક પક્ષકાર અને જોશી તરીકે કામ કરનાર
મદન તથા અવિચાર— કુમતિના ભાઇઓ
શીવભક્તિ— શ્રી શંકરભક્ત યોગીની
મૈત્રી, કરૂણા, મુદિતા અને ઉપેક્ષા— શીવભક્તિની સહાયક યોગીનીયો
ચંદ્રાંગદ— નિષધ દેશનો રાજા
હેમરથ— મગધ દેશનો રાજા
ચિત્તશર્મા— વજ્રબાહુ રાજાનો બાળમિત્ર

તથા

નિર્મદ, દુર્મદ, ગૌરી, દુર્ગા વિગેરે દાસ દાસીઓ, વિનયશર્મા, વિચારશર્મા વિગેરે અમલદારો અને કૃપાશંકર, બાળકૃષ્ણ વિગેરે નગર નિવાસી જનો.

# શુદ્ધિ પત્રં.

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૧૪-૨૧ | શાખી | સાખી |
| ૯ | ૨૪ | કહેવા પ્રમાણે | અગાઉના કહેવા પ્રમાણે આજ સુધીમાં |
| ૧૦ | ૧ | હવે તો | હવે તો તેમણે અત્યારે બતાવેલ |
| ૫૨ | ૨૦ | મર્ગ | માર્ગ |
| ૫૩ | ૮ | અપની | આપની |
| ૭૭ | ૧૧ | ચેરો | ચ્હેરો |
| ૭૮ | ૨૪ | પુચ્છયા | પૂછયા |
| ૯૭ | ૨૫ | જયઘોષણાં | જયઘોષણા |
| ૯૮ | ૧૬ | અપસુકનથી | અપશુકનથી |
| ૧૦૦ | ૨૫ તથા ૨૬ | ઉચિત નથી | તે ઉચિત નથી |
| ૧૦૨ | ૫ | દયાદૃષ્ટિ નાખો | તે દયાદૃષ્ટિ નાખો |
| ૧૦૨ | ૭ | રક્ષામણિઓજ | રક્ષામણિઓ |
| ૧૦૪ | ૧૨ | { બેય સાથ } | { બેય સાથે } |
| ૧૦૫ | ૨ | સખાતે | સાથે |
| ,, | ૧૭ | દેવી | ચારૂમતિ |
| ૧૦૭ | ૨૩ | કાયની | કાર્યની |
| ૧૧૫ | ૧૨ | રત્ત | રત્ન |
| ૧૧૮ | ૧૦ | કર્મ તણો | કર્મ તણે |
| ૧૨૩ | ૧૫ | સરમાતા | શરમાતા |
| ૧૨૪ | ૨ | દોડા | દોડયા |
| ૧૨૫ | ૯ | પ્રવેશ કરે છે | ફરી પ્રવેશ કરે છે |
| ,, | ૧૮ | ફરીને | ફરે છે |
| ૧૨૭ | ૨૪ | કરે | કરે છે |
| ૧૩૧ | ૫ | રાંકપણું | રાંકપણુ |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૩૧ | ૨૦ | સાંભળ્યું | સાંભર્યું |
| ૧૩૧ | ૨૪ | સંભાળશો | સંભારશો |
| ૧૪૧ | ૧૨ | રાજા– | વજ્રબાહુ– |
| ૧૫૩ | ૧૮ | વિવેકસાગરે | વિવેકનીધિએ |
| ૧૫૫ | ૭ | ચાર | ચારે |
| ૧૫૯ | ૨૩ | ઘોણે | પેઠે |
| ૧૬૨ | ૧૧ | જુવો | જુવે |
| ,, | ,, | પારણું | પારણુ |
| ૧૬૪ | ૨૧ | પ્રવેશ છે | પ્રવેશ કરે છે |
| ૧૭૫ | ૬ | मृत्युभवं | मृत्युभयं |
| ૧૭૬ | ૧૨ | દાસીનો પતિ | એક ગરીબ |
| ૧૯૫ | ૧ | પાત્રોના નામ પછીનો ભાગ કાઉંસમાં નથી | પાત્રોના નામ પછીનો ભાગ કાઉંસમાં જોઇએ |
| ૨૦૦ | ૨ | હોય | હોયે |
| ૨૦૯ | ૨૩ | સંભાળતાંજ | સંભારતાંજ |
| ૨૧૦ | ૧૫ | વૈદ્યો | વૈદ્યો |
| ૨૧૨ | ૫ | કુમર | કુમાર |

**સૂચન**— પેઇજ ૧૦૧, ૧૧૪ અને ૧૫૭મે —— આ પ્રમાણે લાઇન પેઇજને છેડે ચાલતે પ્રવેશે છપાએલી છે તે પ્રવેશ પુરો થયાના ચિન્હ તરીકે ગણવાની નથી પણ ભુલ થએલી છે તેમજ કેટલેક સ્થળે ‘ પુચ્છયું ’ અને ‘ ભદ્રાયુષ ’ એ પ્રમાણે છપાયું છે ત્યાં ‘ પુછયું ’ અને ‘ ભદ્રાયુ ’ સમજવાનું છે.

# ભદ્રાયુર્વિજય નાટક.

## નાંદી.

### શાર્દુલવિક્રીડિત.

ચિંતા દૂર કરે હરે સહુ તણા સંતાપના તાપને,
ટાળે તેમ તમામના ઘર થકી દારિદ્રનાં પાપને;
તે શ્રી સામ્બતણી દયામય અમીદ્રષ્ટિની વૃષ્ટી સદા,
આપો આપણુ સર્વને સુખ કરી ભદ્રાયુ આરોગ્યતા.

### ઉપજાતી.

દયાતણી અમૃતની નદીને, લાગું પગે દેવી સરસ્વતીને;
તૃષ્ણા અને તાપ રહે ન અંગે, જેની દયાના ઉડતા તરંગે.

### વસંતતિલકા.

જેની અમી નજરથી પળમાં ઘણાય,
મૂર્ખાધિરાજ પણ પંડિતરાજ થાય;
તે શ્રી મહેશ ગુરૂ કેશવ ચર્ણ સેવું;
મારૂં ખરૂં પરમ દૈવત એજ દેવું.

( નાંદી થઇ રહ્યા પછી )

**સૂત્રધાર**—( આવીને ) ઘણું લંબાણ કરવાની જરૂર નથી; સર્વ સદ્દગુણરૂપ રત્નના રત્નાકર, પોતાની પ્રજાને પાળવામાં, નભાવવામાં અને લાડ લડાવવામાં કુશળ નેક નામદાર માહારાજા શ્રી ૭ સર વાઘજી બહાદુર જી. સી. આઇ. ઇ. એ 'શિવભક્તિ વિજય' જેનું બીજું નામ 'ભદ્રાયુર્વિજય' નાટક છે તે મને ભજવી બતાવવા હુકમ કર્યો છે માટે મારી સ્ત્રીને બોલાવું ( એમ કહી નટીને બોલાવે છે ) પ્રીયા, આંહી આવો.

**નટી**— ( પ્રવેશ કરીને ) પ્રાણનાથ, શી આજ્ઞા છે ?

સૂત્રધાર—પ્રખ્યાત પંડીત શાસ્ત્રીજી કેશવજીના ધર્મપુત્ર અને પરમ શિવભક્ત માહેશ્વર ભટના પુત્ર શીઘ્રકવિ શંકરલાલે રચેલું ભદ્રાયુર્વિજય નામનું નાટક આજે શૂરવીરપણું, ઉદારતા અને ધીરતાના ધુરંધર પરમ પ્રતાપી શ્રી મોરબીના માહારાજા શ્રી ૭ વાઘજી બહાદુર જી. સી. આઇ. ઇ. ની સભામાં ભજવી બતાવવું છે, માટે કાંઇ ગાયન ગાઇ આ સભાસદોના મન રંજન કરો.

નટી— પ્રાણનાથ, બધાં માણસોને રાજી કરે એવું રાજકુમાર ભદ્રાયુનું નિર્મળ ચરિત્ર, રાજભક્તિ દેખાડનાર શીઘ્રકવિ શંકરલાલની કવિતા અને તેથી સર્વ સારા ગુણના સમુદ્રરૂપ મહારાજા શ્રી વાઘજીને રીઝવવા એ મોટી ભાગ્યની વાત છે એમ જાણી મારૂં મન બહુ રાજી થાય છે માટે કયા વખતને લગતું ગાઉં ?

સૂત્રધાર—હાલ ચાલતી વર્ષારૂતુને લગતું ગાવું ઠીક છે.

નટી— જેવી આજ્ઞા ( એમ કહી ગાય છે )

શાખી. ( મરાઠી ચાલની )

રસ વરસાવી સર્વ લોકના સર્વ તાપને હરતી,
સર્વોતમ ફળ સહુને દેતી, હર્ષ તેમ સુખ કરતી;
શોભે વર્ષા આ, જાણે સત્કવિની કવિતા.

સૂત્રધાર—પ્રિયા, બહુ સારૂં ગાયું. ફરી પણ તેજ બાબતનું ગાયન ગાઓ. તમારાં ગાયનરૂપ અમૃત પીવાથી આ સભા હજી તૃપ્ત થઇ નથી.

નટી— જેવી આજ્ઞા ( એમ કહી ફરી ગાય છે )

શાખી. ( મરાઠી ચાલની )

ઉત્સવ ને આનંદ હમેશાં અખિલ વિશ્વમાં ભરતી,
ઇશ્વર ભક્તિ જેવી આ સહુ શુભ ફળ અરપણ કરતી;
વર્ષા દેખાયે, કેને હર્ષ નહીં થાયે ?

સૂત્રધાર—પ્રિયા, ઇશ્વર ભક્તિ, બધાં સારાં ફળો અને જુદી જુદી જાતના એ-

કલા આનંદનેજ આપે છે એમ નથી, એતો મોક્ષના આનંદને પણ આપે છે એ ચોક્કસ જાણવું.

નટી—પ્રાણનાથ, જો એમ હોય તો જીવ કેમ ઇશ્વરભક્તિમાં આસક્ત થાતો નથી ?

સૂત્રધાર— પ્રિયા ?

### પુષ્પિતાગ્રા.

સુમતિ કુમતિની મતી પ્રમાણે,
જીવ બહુ કામ વિશેય ગોઠવાણે;
નથિ નથિ બહુ ભક્તિમાન થાતો,
નરપતિ જેમ સુવજ્રબાહુ આતો.

( એમ કહી બંને નીકળી જાય છે )

( તે પછી રાજા વજ્રબાહુ સુમતિ અને કુમતિ નામની પોતાની બે રાણીઓ સાથે પ્રવેશ કરે છે. )

---

## અંક ૧ લો.

### પ્રવેશ ૧લો.

#### સ્થળ-રાજ્યદરબાર મેહેલ.

રાજા—વહાલી સુમતિ, પુત્રનું મોઢું જોવાનાં સુખ વગર સંસારના બીજાં બધાં સુખો મનને કાંઇ આનંદ આપતાં નથી.

સુમતિ—આપનું કહેવું બરોબર છે, પણ જે વાત દૈવના હાથમાં હોય ત્યાં આપણો શું ઉપાય ?

રાજા--બીજું શું ! નક્કી દૈવની ઇચ્છાની સામા થવાનો કાંઇ ઉપાય નથી.

કુમતિ—( મનમાં ) વિધાતાએ આ બેયનાં હૃદય ઉદાસીથી ઘડેલ છે જેથી એ બેયનો બધો વખત ઉદાસીમાંજ જાય છે.

સુમતિ—પ્રાણનાથ, પ્રતિકૂળ દૈવને અનુકૂળ કરવાનો વિચાર તમારા મનમાં હોય તો તેનો એક સારામાં સારો ઉપાય છે.

કુમતિ—( મનમાં હસીને ) નક્કી આ સુમતિની મુર્ખાઇની સીમા છે, જે પ્રતિકૂળ દૈવને ઉપાયોથી અનુકૂળ કરવા પોતાના ધણીને બતાવે છે.

રાજા—(સંતોષથી ) પ્રિયા, એવો કયો ઉપાય છે તે ઝટ કહો.

સુમતિ—પ્રાણનાથ, શ્રીમાન શ્રી શંકરના ચરણકમળને સેવવાં એ ન મળી શકે તેવા લાભો પોતાના આશ્રિતોને આપે છે.

રાજા—દેવિ, પરમ દયાળુ શ્રી શંકરની સેવા શી રીતે કરવી તે કહો.

કુમતિ—( મનમાં હસીને ) આ ઉપદેશનો માર્ગ નવાઇ જેવો લાગે છે; જ્યાં ધણી ઉપદેશ લેનાર અને ધણીયાણી ઉપદેશ દેનાર થઇ બેઠી છે.

રાજા—( કુમતિ સામું જોઇને ) પ્રિયા, કયા વીચારમાં પડી ગયાં છો ?

કુમતિ—પ્રાણનાથ, ચાલતી વાતમાં.

સુમતી—દેવ, પરમેશ્વર પૂજવાની રીત તો શ્રીમાન ઋષભ યોગીશ્વર કહી શકે, જેણે મારાં માબાપને કૃપા કરી એ રીત બતાવી હતી.

રાજા—( ખેદ સહીત ) મારા જેવા મંદભાગ્યવાળાને એવા યોગીશ્વરનાં દર્શન ક્યારે અને ક્યાં થાય ? ( એમ બોલી નિસાસો મુકે છે. )

( એટલામાં દ્વારપાળ આવેછે. )

દ્વારપાળ—દેવ, કોઇ મોટા પ્રભાવવાળા ઋષભ નામના યોગી આપણાં આંગણાંમાં આવી ઉભા છે; માટે આપનો હુકમ હોય તો અંદર આવવા દઉં.

રાજા—( આશ્ચર્યથી ) શું ભગવાન ઋષભદેવ આંહી પધાર્યા છે ? અહો મારાં મોટાં ભાગ્ય.

સુમતિ—સંભારતાંજ શિવયોગીશ્વર આવ્યા તેથી જણાય છે કે આપણી મનકામના તરત પુરી થવાની.

રાજા—એમજ, વહાલી, એમજ; ( એમ કહી દ્વારપાળને ) ભગવાન યોગીશ્વરને તરત આંહી બોલાવી આવ.

દ્વારપાળ—જેવો દેવનો હુકમ.

( એમ કહી જાય છે અને યોગીશ્વર સાથે પાછો આવે છે )

રાજા—( સીંહાસન ઉપરથી ઉભા થઇને ) ભગવન્, હું વજ્રબાહુ પગે લાગું છું.

ઋષભદેવ—પુત્ર, સદાકાળ શ્રી શંકરના ચરણમાં મન રાખનાર તારા મનોરથો ઝટ પુરા થાઓ.

સુમતિ—ભગવન્, હું સુમતિ આપને પગે લાગું છઉં.

( એમ કહી પગે લાગે છે. )

ઋષભદેવ—પુત્રિ, તારા ધણીના હિતમાં પ્રીતિ રાખનારી થા.

કુમતિ—ભગવન, હું કુમતિ આપને પગે લાગું છઉં.

ઋષભદેવ—પુત્રિ, તારાં ધણીની મરજી પ્રમાણે ચાલનારી થા.

રાજા—( હાથનો ઇસારો કરી ) ભગવન્, આ આસન ઉપર બેસો.

ઋષભયોગી—જેવી મહારાજની મરજી. ( એમ કહી બેસે છે. )

રાજા—( પોતાની બેય સ્ત્રીઓ સહીત નીચે બેસી જઇ હાથ જોડી કુશળ પ્રશ્ન પુછ્યા પછી ) ભગવન્, સારા પુત્રના મો જોવા રૂપ આંહીના, અને મુક્તિ, ભુક્તિ આદિ ચાર પ્રકારનાં પરલોકનાં સુખો મેળવવામાં સારામાં સારૂં સાધન શું ?

ઋષભયોગી—આ આખી પૃથ્વીમાં બધાંય કલ્યાણને આપનાર સારામાં સારૂં સાધન * ચિંતામણીની પૂજા કરવી એ છે.

રાજા—ભગવન્, આપ રૂપાના, સોનાના, મોતીના, હીરાના, તરમરીના, લીલમણીના, વૈડૂર્યમણીના, પુષ્પરાગ મણીના, સ્ફાટકમણીના, અને ચિંતામણીના ચિંતામણી બધાં કલ્યાણનું સાધન આપનારા ન કહેતાં માત્ર માટીના ચિંતામણીની સેવા બધાં કલ્યાણને આપનારી કહો છો તેનું શું કારણ તે મારી સમજમાં આવતું નથી.

ઋષભયોગી—પુત્ર, બધી ધાતુનાં, બધા મણીનાં, અને બધાં રત્નોનાં લિંગો માટીનાં લિંગોથી જુદાં નથી, પણ તે બધાં પાર્થિવલિંગો ગણાય છે,

* માટીનું શંકરનું લિંગ.

એટલું જ નહીં; પણ આકાશમય, અગ્નિમય, પવનમય, અને પાણીમય શિવલિંગોની ગણતી પણ પાર્થિવેશ્વરમાં થાય છે એ કેનાથી અજાણ્યું છે? લાખો દેવો અને દાનવો, હજારો રાક્ષસો અને યક્ષો, નાગો અને વિદ્યાધરો, તેમજ અનેક માણસો પણ પુરેપુરા ભાવથી પાર્થિવેશ્વરની પૂજા કરી બધા ચિંતવેલી ઇચ્છાઓ પુરી કરનારા, બહુ અભ્યુદયને ભોગવનારા અને કલ્યાણ–લક્ષ્મીની સ્વયંવર માળાના મેળવનારા થયા છે, થાય છે અને થશે એ ચોકસ છે. લિંગપુરાણમાં કહ્યું છે કે 'સત્યયુગમાં મણિમયલિંગ, ત્રેતાયુગમાં સુવર્ણનું લિંગ, દ્વાપરયુગમાં પારદનું લિંગ, અને કલિયુગમાં પાર્થિવલિંગ સારૂં છે.' બધા વર્ણાશ્રમ-વાળાને કલિયુગમાં પાર્થિવલિંગ પૂજવાનું કહેલ છે; વળી તેમાંજ કહ્યું છે કે 'રૂદ્રનું પાર્થિવલિંગ ભાવથી પૂજીને મહા વિશ્નુ ભગવાન પરમ પદને પામ્યા છે. સર્વ જગતને ઉત્પન્ન કરનાર બ્રહ્મા પાર્થિવેશ્વરની પૂજા કરવાથી તરત સરસ્વતીને પામ્યા છે,' માટે પાર્થિવેશ્વરની પૂજા કરવી. બધા દેવતાઓ પાર્થિવેશ્વરની પૂજા કરવાથી મોટી લક્ષ્મી પામ્યા છે; માટે પાર્થિવેશ્વરની પૂજા કરવી. આખા દિવસમાં એક વખત, બે વખત, અથવા ત્રણ વખત પાર્થિવેશ્વરની પૂજા કરી માણસ શિવ-રૂપ થઇ જાય છે. શિવરહસ્યમાં પણ કહ્યું છે કે 'હજારો શિવ-લિંગ પૂજવાથી જે ફળ થાય તેથી સોગણું પુન્ય અન્નના શિવલિંગ પૂજવાથી થાય છે. અન્નના હજાર શિવલિંગ પૂજવાથી જે ફળ થાય તેથી સોગણું પુન્ય રત્નના શિવલિંગ પૂજવાથી થાય છે. રત્નના હજાર શિવલિંગ પૂજવાથી જે ફળ થાય તેથી સોગણું પુન્ય ધાતુના શિવ-લિંગ પૂજવાથી થાય છે. ધાતુના હજાર શિવલિંગ પૂજવાથી જે ફળ થાય તેથી સોગણું પુન્ય બાણુલિંગ પૂજવાથી થાય છે. હજાર બાણ-લિંગ પૂજવાથી જે ફળ થાય તેથી અનંતગણું પુન્ય રસલિંગ પૂજ-વાથી થાય છે; અને ઘણાં રસલિંગ પૂજવાથી જે ફળ થાય તેથી સોગણું પુન્ય પાર્થિવેશ્વર પૂજવાથી થાય છે; માટે બને તેટલા પ્રયત્ન-થી પાર્થિવેશ્વરનુ પૂજન કરવું. વળી સનત્કુમાર સહિંતામાં કહ્યું છે કે 'જેમ બધી નદીઓમાં ગંગાજી ઉત્તમ છે તેમ સર્વ લિંગમાં પાર્થિવલિંગ શ્રેષ્ટ છે: જેમ બધા મંત્રોમાં પ્રણવનો મંત્ર મોટો છે તેમ બધાં લિંગોમાં પાર્થિવલિંગ મોટું છે. શ્રી મહાદેવના પ્રસાદથી

આગળના વખતમાં બહુ ચાયતથી પાર્થિવેશ્વરનું પૂજન કરી લક્ષ્મીજી સૌભાગ્ય પામ્યાં હતાં; માટે પણ તેની ભાવથી પૂજા કરવી." તેમજ વળી જાબાલીના ઉપનિષદ્‌માં પણ કહેલ છે કે પરમ શિવનું સ્વરૂપ ઓળખવાનું મુખ્ય સાધન પાર્થિવેશ્વરની પ્રેમ સહીત પૂજા કરવી એ છે. માટે ટુંકામાં બધી જાતના અભ્યુદય સારૂં ચિંતામણી પૂજવા એ સારામાં સારૂં સાધન છે એવો મારો નિશ્ચય છે.

**રાજા**—ભગવન્, મારો સંદેહ મટી ગયો. હવે હું આશા રાખું છું કે કેવી રીતથી શ્રી પાર્થિવેશ્વરની પૂજા કરવી તે આપ કૃપા કરી બતાવશો.

**ઋષભયોગી**—પુત્ર, બધાંય શૈવ શાસ્ત્રોમાં પાર્થિવેશ્વરની પૂજા કરવાની રીત પ્રસિદ્ધ છે; તોપણ તમારો આગ્રહ છે તો પરમ દહાડે આવનારી ચૈત્ર શુદી બીજ ભોમવારે અશ્વની નક્ષત્ર હોવાથી અમૃત સિદ્ધિયોગ-માં સવારમાં બતાવીશ. હમણાં મધ્યાનસંધ્યા કરવાનો વખત થયો છે; માટે જાઉં છું.

( એમ કહી સિંહાસન ઉપરથી ઉભા થાય છે. )

**રાજા**—ભગવન્, આપના આ ભકતના ઘરનું આંગણું ઘણું કરી આપ થોડા દિવસમાં પાછા શોભાવશો.

**ઋષભયોગી**—મહારાજ તમારા વિવેક આગળ હું લાચાર છું.

( એમ કહી નીકળી જાય છે. )

**રાજા**—દેવિઓ, થોડા દહાડામાં આપણું સારૂં થશે; નકર ક્યાંથી અચાનક યોગીશ્વરનાં દર્શન થાય અને એની કૃપા પણ થાય ?

**સુમતિ**—જેમ આપે કહ્યું તેમજ છે. તેવા મહાત્માઓનાં દર્શન તો દેવતા-ઓને પણ દુર્લભ છે.

**કુમતિ**—( પોતાના મનમાં ) મારાં સારાં ભાગ્યથી ત્રણ દીવસની વાર લાગી છે; એટલે પરમ દિવસે તો આજે સવારે મને ૠતુ આવેલું છે એવું બહાનું કાઢી તે ધુતારા યોગી પાસેથી હું ઉપદેશ લેવાનું કરીશ નહીં.

**રાજા**—દેવિઓ, આપણે પણ બપોરનાં કામ કરવા સારૂં બપોરનાં કામ કર-વાને ઠેકાણે જઈએ.

બેયસાથે—જેવી મહારાજની મરજી.

રાજા—કોણ આંહી છે?

પ્રતિહાર—(આવીને) દેવ, આપની આજ્ઞા સાંભળવાથી રાજી થનારો આ હું હાજર છું.

રાજા—પ્રતિહાર, ઘરના પાછળના બગીચાની વાવ્યનો માર્ગ બતાવ.

પ્રતિહાર—આમ આમ દેવ અને દેવિઓ.

( એમ બોલતાં નીકળી જાય છે. )

---

## પ્રવેશ રજો.

સ્થળ-રાણી કુમતિનો અવાસ.

( કુમતિ એકલી પ્રવેશ કરે છે. )

કુમતિ—( મનમાં ) હિનભાગ્યવાળી સુમતિ છે, જે યોગીશ્વર પાસેથી મંત્ર લહી પુત્રનું મુખ જોવાના સુખની ઇચ્છાથી નવ મહિનાથી પાર્થિવેશ્વર પૂજન કર્યા કરે છે; મારૂં મન તો યોગીના બોલવા ઉપર ભરૂંસો રાખતું નથી; તેથી હું તો—

હરિગીત.

નવ માસ ગર્ભ ઉપાડવાનાં દુઃખ લેશ ખમ્યા વિના,
ઊછેરવાનાં દુઃખ તેમજ કાંઇ ભોગવવા વિના,
સુખ પુત્રમુખ જોવા તણું પામીશ મારા સ્વારથી-
મંત્રી અનર્થનિધીતણા કુડકપટયુક્ત વિચારથી.

( જાહેર ) અરે દુઃશીલા, મોટા કામદાર અનર્થનિધીને બોલાવી આવ્ય

દુઃશિલા—જેવી દેવીની આજ્ઞા. ( એમ બોલી બહાર જઇ પાછી આવી )

દેવી, આપે સંભારતાંજ અનર્થનિધી આવ્યા છે.

**અનર્થનિધી**—( આવીને ) દેવીનો જય થાઓ જય થાઓ.

( એમ બોલી પગે લાગે છે. )

**કુમતિ**—આર્ય, બધે ઠેકાણે તમારો જય થાઓ.

**અનર્થનિધી**—દેવી શું કામ સારૂં આ માણસને યાદ કર્યો હતો ?

**કુમતિ**—( કાનમાં ) આમ આમ.

**અનર્થનિધી**—આપનો મનોરથ પુરો થયોજ છે એમ જાણો; પણ આપે મને બહુ મોડી આજ્ઞા કરી તેથી મારૂં મન ખેદ પામે છે.

**કુમતિ**—કેમ ખેદ પામે છે ?

**અનર્થનિધી**—મોટા યોગીશ્વરના બતાવેલ પાર્થીવેશ્વર પૂજવાના પ્રતાપથી દેવી સુમતીનો પ્રસૂતી સમય નજીક આવ્યો છે એમ સંભળાય છે, તે આજકાલ કુમારને જન્મ આપશે તો આપણી મહેનત બધી નકામી થશે.

**કુમતિ**—શી રીતે ?

**અનર્થનિધી**—સુમતિનો કુમાર મોટો હોવાથી ગાદીનો વારસ એ થાય, પછી તમને કુમાર થાય તોપણ શું અને ન થાય તોપણ શું ?

**કુમતિ**—આર્ય, આવા કામમાં કયાંય આપની બુદ્ધિ અટકે એવી નથી; માટે વિચાર કરી આપણું સારૂં થાય એમ કરો.

**અનર્થનિધી**—( આંખ્યો વીંચી થોડીવાર વિચાર કરી દેવીના કાનમાં કહે છે ) દેવિ, આમ આમ કરવું.

**કુમતિ**—આર્ય, આપના કહેવા પ્રમાણે હું તરત કરીશ.

**અનર્થનિધી**—દેવિ, આપે ફરમાવેલું કામ કરવા હું હવે જાઉં છું. ( એમ કહી જાય છે )

**કુમતિ**—( મનમાં ) મારા કામદારના કહેવા પ્રમાણે સુમતિનાં ઘણાં ખરાં વિશ્વાસુ માણસો માથે આળ ઓઢાડી ઓઢાડી એક પછી એક બદલાવી બદલાવી મારાં ભરૂંસાનાં માણસો રાખ્યાં, પણ રાંડ સુશીલાને લીધે મારાં એકેય કાવત્રાંમાં હું ફાવી નહીં. શંખણી સુયાણી પણ પ્રસૂતી

વખત છોકરો આવે તો બદલાવી લેવાની હીમત કરતી નથી, હવે તો છેવટનો એકજ ઉપાય રહ્યો છે માટે વૈદ્યને બોલાવું. ( એમ કહી દુ:શીલાને બોલાવી ) દુ:શીલા, જા વૈદ્યરાજ પદ્માપ્રસાદને બોલાવી આવ.

દુ:શીલા-- જેવી આપની આજ્ઞા. ( એમ કહી જાય છે )

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—રાજ્યવૈદ્ય પદ્માપ્રસાદની ઔષધશાળા.

( પરિવાર સહીત વૈદ્ય પ્રવેશ કરે છે )

પદ્માપ્રસાદ—પુત્ર, તાવવાળાને સુદર્શન, ઉધ્રસવાળાને અરડૂસો અને ક્ષયવાળાને માલતીવસંત આપી ?

વિદ્યાનંદ— આપની આજ્ઞા પ્રમાણે બધાને ઔષધો આપી દીધાં છે, પણ આટલા નવા આવ્યા છે તેને આપ આજ્ઞા આપો તે હું આપું.

પદ્માપ્રસાદ— એ બધાને મારી આગળ મોકલ.

વિદ્યાનંદ— જેવી આજ્ઞા. ( એમ બોલી મોકલે છે )

પેહેલો રોગી— ( હાથ જોડી ) વૈદ્યરાજ એક પગલું પણ મારાથી ચાલી શકાતું નથી, અને હાથ પણ હલાવી શકાતો નથી.

પદ્માપ્રસાદ--- આને યોગરાજ ગુગળ દેજો.

બીજો રોગી— હે પૃથ્વી ઉપરના નવા ધન્વંતરી, પ્રમેહે મારા દેહને કવથી નાખ્યો છે તેથી આપને શરણે આવ્યો છું.

પદ્માપ્રસાદ—પુત્ર વિદ્યાનંદ, આને રોજ ચંદ્રપ્રભા દેતા જજો.

ત્રીજો રોગી—વૈદ્યશીરોમણિ, રાત દહાડો મને પિત્તનો તાવ છોડતો નથી.

પદ્માપ્રસાદ—પુત્ર, તાવ જાય ત્યાં સુધી આને પિત્તભંજી દેતા જજો.

ચોથો રોગી—દયાળુવૈદ્યરાજ, અતિસારથી મારા શરીરની શક્તિ બધી હરાઇ ગઇ છે.

પદ્માપ્રસાદ—પુત્ર વિદ્યાનંદ, આને દિવસમાં ત્રણવાર રોજ પંચામૃતપર્પટી આપજો.

પાંચમો રોગી—વૈદ્યમાં કુશળ બુદ્ધિવાળા, નવા તાવને લીધે હું પરાધીન થઇ ગયો છું તેથી જીવવાની આશા રાખતો નથી.

પદ્માપ્રસાદ—ભદ્રમુખ, આને રત્નગિરી રસ દેતા જાજો.

છઠો રોગી—ધર્મના બાપ, મારી સ્ત્રીને સુવાવડમાંથી તાવ અને ઝાડો થઇ આવ્યો છે; અને મરવાની તૈયારીમાં હોય એમ જણાય છે; તેથી આપની શરણે આવ્યો છું.

પદ્માપ્રસાદ—પુત્ર, રોજ આને પ્રતાપલંકેશ્વર નામની દવા આપ્યા કરવી.

સાતમો રોગી—ઘડપણરૂપી ડાકણ મારા શરીરમાં પેઠી છે; તેથી હું જીવવા કરતાં મરવું વધારે સારૂં ગણું છું. (એમ બોલી રૂવે છે.)

પદ્માપ્રસાદ—(દયાસહીત) આર્ય, કચવાઓ નહીં; ઇશ્વર સારૂં કરશે. (એમ કહી વિદ્યાનંદને) પુત્ર આ આર્યને રોજ ચ્યવનપ્રાશ અવલેહ મોટી માત્રાથી દેજો.

આઠમો રોગી—દયાનિધી, સાત દીકરીના જન્મ પછી મારા ઘડપણમાં આ એક દીકરો આવ્યો છે; તે કંદાપસ્મારથી પીડાઇ પીડાઇ પ્રાણ છોડશે એમ લાગે છે; તો આપ વિના મારે બીજું શરણ નથી. (એમ બોલી રૂવે છે.)

પદ્માપ્રસાદ—ભાઇ, ભાઇ, કચવાઓમાં. પરમ દયાળુ પરમેશ્વર તમારા છોકરાને જરૂર સુવાણ કરશે. (એમ કહી વિદ્યાનંદને) પુત્ર વિદ્યાનંદ, આને આદુના રસમાં લક્ષ્મીનારાયણ રસ દેજો.

નવમો રોગી—ભગવાન ચ્યવનરૂપીનાં કોપથી જેમ ઇંદ્રનો હાથ ઝલાઇ ગયો હતો, તેમ પવનના કોપથી મારો હાથ ઝલાઇ ગયો છે. જે હમેશ મને દુઃખ્યા કરે છે.

પદ્મપ્રસાદ—પુત્ર વિદ્યાનંદ, આને એકાંગવીર નામનો રસ દેજો.

દશમો રોગી—ભગવન્, હું કૃપાશંકર, આ ગૌરીશંકર, આ બાળચંદ્ર, આ સોમશર્મા, આ વીરવર્મા, અને આ ગોપાલદાસ અમે બધા ઉજ્જૈનના રહેવાસી છઈએ; પણ કયા કયા રોગથી અમે દુઃખી છઈએ એ વાત અમે અમારે મોઢેથી કહેતા શરમાઇ છીએ; માટે આપ અમને તપાસી વિચાર કરી, સહુને લાગુ પડતી દવા દેશો.

પદ્મપ્રસાદ—ભદ્રમુખ, કાંઇ ચિંતા કરોમાં; હું તમે કહ્યું તેમ કરીશ. ( એમ કહી બધાને તપાસી ) વિદ્યાનંદ, આ કૃપાશંકરને સુવર્ણ ભસ્મ, ગૌરીશંકરને હરગૌરી રસ, બાળચંદ્રને પૂર્ણચંદ્રોદય રસ, સોમશર્માને મૌક્તિક ભસ્મ, વીરવર્માને માણિક્ય ભસ્મ, અને આ ગોપાળદાસને તરમરીની ભસ્મ, દેજો; અને એ બધાને જમવાને આપણે ત્યાંથી ભેંસનું ઘી, ભેંસનું દૂધ, કમોદના ચોખા તથા સાકર આપજો; અને રહેવા સારૂં રસશાળાની ઉત્તરના ઉપવનના ભાગમાં જે મકાનો છે તે દેજો.

વિદ્યાનંદ—બાપુ, આપની આજ્ઞા પ્રમાણે કરીશ. ( એમ કહી પગે લાગે છે. )

પદ્મપ્રસાદ—( મનમાં ડાબી આંખ ફરકવાથી )

કારણવગર આ અપશુકન શું ? અથવા

પુષ્પિતાગ્રા.

ફરંકો ફરંકો હમેશ ડાબાં
કદિ અંગો દિવસો બહૂજ લાંબા;
ઝરણું ઝરતું પ્રભૂ–દયાનું,
નથિ જો બંધ થયેલ શું થવાનું ?

( એટલામાં દુઃશીલા આવે છે )

દુઃશીલા—(મનમાં) વૈદ્યરાજ પદ્મપ્રસાદને બોલાવી લાવવા દેવી કુમતિએ મને આજ્ઞા કરી છે, તે આ વૈદ્યનું ઘર આવ્યું. બધા દરદીઓ આવી ગયા છે ને પોતે વિચારમાં બેઠા હોય એમ જણાય છે. ( એમ કહી પાસે જઈને ) વૈદ્યરાજ, હું દુઃશીલા આપને પ્રણામ કરૂં છું.

પદ્માપ્રસાદ—( મનમાં આશ્ચર્યથી ) શું દેવી કુમતિની પાસેં રહેનારી દુઃશીલા મારી પાસે આવી ? ડાબી આંખ ફરકતી હતી તેનું આ ફળ એમ હું માનું છું. ( જાહેર ) દુઃશીલા તું શું કરવા આવી છો ?

દુઃશીલા—દેવી કુમતિ આપને બોલાવે છે.

પદ્માપ્રસાદ—દેવીનું શરીર તો સારૂં છે ?

દુઃશીલા— હા, સારૂં છે.

પદ્માપ્રસાદ—દુઃશીલા તું આગળ જા; હું થોડાક દરદીઓને જોઇ હમણાં આવું છું.

દુઃશીલા—વૈદ્યરાજ, દેવીના હુકમની મોટાઇને લીધે ત્યાં આપે પહેલાં પધારવું જોઇએ.

પદ્માપ્રસાદ—પરમેશ્વરના હુકમની મોટાઇને લીધે ગરીબ માંદાં માણસો આગળ મારે મોરથી જાવું જોઇએ.

દુઃશીલા—( મનમાં ) ઘણાખરા વૈદ્યો સ્વતંત્ર વિચારના હોય છે એવું લોકોનું કહેવું કાંઇ ખોટું નથી. ( જાહેર ) જેવી તમારી મરજી. હું તો જાઉં છું. તમે તરત આવજો. ( એમ કહી જાય છે. )

પદ્માપ્રસાદ—( મનમાં ) કુમતિના મનમાં હું યાદ આવ્યો એ મારી ખરાબ હાલતની નિશાની છે. ( જાહેર ) પુત્ર વિદ્યાનંદ, બધા રોગીઓને તપાસી દેવી કુમતિને અવાસેં જઇ હું ચાર ઘડીમાં પાછો આવું છું; તેટલા વખતમાં જો કોઇ રોગી આવે તો મારા આવતાં સુધી બહુ માનથી આંહી બેસારજો.

વિદ્યાનંદ—જેવી પિતાજીની આજ્ઞા. ( એમ બોલી પગે લાગે છે. )

પદ્માપ્રસાદ—( મનમાં ) મહારાજાશ્રી વજ્રબાહુનો જય થાઓ.

( એમ બોલતા બોલતા બહાર જાય છે. )

## પ્રવેશ ૪થો.

### સ્થળ–કુમતિનો અવાસ.

( કુમતી અને દુ:શીલા પ્રવેશ કરે છે. )

કુમતિ—દુ:શીલા વૈદ્ય ક્યાં છે ?

દુ:શીલા—ગામમાં રોગીઓને જોવા હમણાં ગયો.

કુમતિ—કેમ તારી સાથે હમણાં ન આવ્યો ?

દુ:શીલા—એ સ્વતંત્ર વિચારનો છે તેથી આપને તણખલાં તોલે પણ ગણકારતો નથી. હું માનું છું કે મહારાજા સાહેબની બહુ મહેરબાનીને લીધે છકી ગયેલો છે.

કુમતિ—દુ:શીલા, તું બરાબર કહે છે; એ બધું હું જાણું છું.

દુ:શીલા—દેવી, તમે બધું જાણો છો ત્યારે કેમ તેના ઉપરથી મહારાજાશ્રીની મહેરબાની ટળી જાય એમ કરતાં નથી ?

કુમતિ—દુ:શીલા, 'મોટું કામ કરવું હોય ત્યારે દુષ્મનોને પણ મેળવી લેવા જોઇએ.' એમ આપણા શાસ્ત્રમાં કહ્યું છે; તેથી થોડો વખત તેને મળતી રહું છું; પણ આજે મહારાજાશ્રીની તેના ઉપર મહેરબાની અગર કમેહેરબાની થશે એ વાત ચોક્સ છે.

દુ:શીલા—જો મહારાજાશ્રીની મહેરબાની એની ઉપરથી ઉતરી જાશે તો હું એનું ઝાંખું પડી ગયેલ મોં અને એનો ઉતરી ગયેલો છકછકાટ જોઇ બધાં દેવ મંદીરોમાં દીપમાળા ભરાવીશ.

કુમતિ—મૂર્ખિ, ધીમે ધીમે બોલ દાદરાના પગથીયાં માથે વૈદ્યરાજનાં પગલાં જેવો અવાજ સંભળાય છે; માટે જો કોણ આવે છે ?
( એટલામાં વૈદ્ય આવીને )

પદ્માપ્રસાદ—દેવીનો જય જય થાઓ. ( એમ કહી પગે લાગે છે.)

કુમતિ—( આસન ઉપરથી ઉભી થઇ થોડાંક ડગલાં સામી ચાલી પગે લાગીને ) વૈદ્યરાજ, પધારો આંહી બેસો. ( એમ કહી આસન આપે છે )

પદ્માપ્રસાદ—( મનમાં ) આજે આ બહુ મલાવો કરે છે તેથી લાગે છે કે

કાંઇક ભારે કામ હશે. ( જાહેર ) માતુશ્રી, મારા જેવા સાધારણ માણસ માટે આટલો બધો આદર શું ? મને કૌતક લાગે છે.

કુમતિ—આર્ય, આપને મહારાજાશ્રી પણ દેવ પ્રમાણે માન આપે છે તો આમાં કાંઇ વધારે નથી.

પદ્માપ્રસાદ—( ફરી ડાબુ અંગ ફરકે છે તેથી મનમાં )

## શિખરણી.

ભલે ડાબાં અંગો સતત ફરકો સર્વ હમણાં,
બધાં સંપી મારાં કદિ ન ફરકો કોઇ જમણાં;
થવાનું શું તોયે નજર શિવની મંગળમયી,
હમેશાંની પેઠે મુજ ઉપર જો કાયમ રહી. ?

( જાહેર ) માતુશ્રી, આ નોકરને શું કરવા બોલાવ્યો હતો ?

કુમતિ—( મનમાં ) બધું ધીમે ધીમે કહેવું. ( જાહેર ) વૈદ્યરાજ થોડીવાર વિસામો ખાઓ; હું બોલાવવાનું કારણ હમણાં કહું છું.

પદ્માપ્રસાદ—જેવી આજ્ઞા. ( એમ બોલી પોતાનું રચેલું રાજભકિતકલ્પલતા નામનું પુસ્તક ઉઘાડી તેમાંને તેમાં જોઇ રાખી મનમાં મનમાં વાંચે છે).

કુમતિ—દુ:શીલા, જા પોપટને, મેનાને અને મોરને પાણી પવરાવ અને તેના પાંજરાં ધોવરાવી સાફ કરાવી પછી આવજે.

દુ:શીલા—જેવી આજ્ઞા. ( એમ કહી જાય છે )
( ત્યાર પછી કુમતિ પોતાની ડોકમાંથી અમુલ્ય રત્નની માળા કાઢીને )

કુમતિ—વૈદ્યરાજ મારાં ભાભીને આ આપજો.

પદ્માપ્રસાદ—દેવીની ભાભી કઇ તે હું જાણતો નથી.

કુમતિ—( કાંઇક હસીને ) વૈદ્યરાજ, મારા સગા ભાઇ પાંચ છે, તેની સ્ત્રીઓ તે મારી ભાભી; પણ જીભનો માનેલો મારે એકજ ભાઇ છે તેની સ્ત્રી મારે ભાભી થાય માટે તેને આપજો.

પદ્માપ્રસાદ—દેવી, તે કોણ એ મારા સમજવામાં હજુ નથી આવ્યું.

કુમતિ--તમે મારા જીભના માનેલા ભાઇ છો, તેથી તમારી સ્ત્રી મારી વાલામાં વાલી ભાભી થાય માટે તેને આપજો.

( એમ કહી રત્નમાળા વૈદ્ય આગળ મેલી દેછે. )

પદ્માપ્રસાદ—દેવી, આ આપની મારા ઉપર મોટી મહેરબાની, પણ એનનો પૈસો ભાઇને ખપે નહીં, તોપણ આપની આજ્ઞા માની માથે ચડાવી આપને ભાઇના સંબંધથી પસલીના કમખાની કીંમતના બદલામાં પાછી આપું છું.

( એમ કહી માળા તેના પગ આગળ પાછી મેલ્લી દે છે.

કુમતિ—(મનમાં) મારૂં બોલવાનુંજ આણે બંધ કરી દીધું, ભલે હું કાંઇ બીજો વિચાર કરીશ. ( જાહેર ) વૈદ્યરાજ આ શું પુસ્તક છે ?

પદ્માપ્રસાદ— રાજભક્તિકલ્પલતા.

કુમતિ—જે આપે મહારાજાશ્રીને અર્પણ કર્યું છે અને જેમાં મહારાજાશ્રીનું ચિત્ર છે તેજ આ કે શું ?

પદ્માપ્રસાદ– હા તેજ.

કુમતિ—( તરત ઉઠી પેટીમાંથી હીરાનો અમુલ્ય હાર લાવીને ) વૈદ્યરાજ આ તમારૂં પુસ્તક વાંચવાથી રાજી થઇ મહારાજાશ્રીએ મને આજ્ઞા કરી છે કે આ હીરાનો હાર આપને આપવો.

પદ્માપ્રસાદ—મેં કાંઇ આ પુસ્તક મહારાજાશ્રી પાસેથી ઇનામ લેવા અર્પણ નથી કર્યું, માત્ર બહુજ ભક્તિથી મહારાજાશ્રીની કૃપાદ્રષ્ટીરૂપ ચિંતામણી લેવા સારૂં અર્પણ કર્યું છે.

કુમતિ—એમ છે તેથીજ મહારાજા આપને મારા હાથથી આ અપાવે છે.

પદ્માપ્રસાદ—એનનું આપેલું ભાઇને કાંઇ ખપે નહીં એ મેં આપને પહેલાં કહ્યું છે, માટે દેવીનું આપેલું હું કાંઇ લઇશ નહીં.

કુમતિ—( મનમાં ) નકી આ વૈદ્ય સાવ લોભ વગરનોછે. ( જાહેર ) ભાઇના સંબંધથી કાંઇ કહેવા ઇચ્છું છું.

પદ્માપ્રસાદ—સુખેથી કહો, સાંભળવા તૈયાર છું.

કુમતિ—તમને અંગ દેશના રાજા કરવા હું ધારૂં છું.

પદ્માપ્રસાદ—હું એવી સંપત્તિને લાયક નથી.

કુમતિ—હું મળતી હોઉં તો કોણ * પરાભૂતિને પાત્ર ન થાય ?

પદ્માપ્રસાદ—( મનમાં ) કુમતિ મળતી થાય એ ખરેખર પરાભૂતિ આપનારજ છે ( જાહેર ) આપ કહો છો એમજ છે, તોપણ હું રાંક દેવીની આવી મેહેરબાની મેળવનારો કયાંથી થાઉં !

કુમતિ—મારૂં એક કહ્યું માનો તો તેવી મહેરબાની જરૂર થવાની.

પદ્માપ્રસાદ—( મનમાં ) પહેલાં આની શું મરજી છે તે જાણવી ( જાહેર ) દેવી તમારૂં શું વચન રાખવું છે ?

કુમતિ—મારી સુમતી નામની એક બેન છે તે તમારાથી અજાણ્યું નથી.

પદ્માપ્રસાદ—હા, જાણું છું. પછી ?

કુમતિ—તેનો પ્રસૂતિ સમય નજીક હોવાથી તેનું શરીર ‡ અસ્વસ્થ છે તેથી કોઇ ઝટ અસર કરે એવી દવા આપી સ્વસ્થ કરવી એવી મારી પ્રાર્થના છે.

પદ્માપ્રસાદ—આપે હુકમ છે એમ કહેવું જોઇએ, આ હું જાઉં છું એ સાજીજ છે એમ જાણો. ( એમ કહી ઉઠવા માંડે છે )

કુમતિ— ( મનમાં ) મારા મનની વાત હજી આણે જાણી નથી ( જાહેર )વૈદ્યવર્ય તમારા ઔષધથી તે ગર્ભ સોત § સ્વસ્થ થાય તો હું કુમાર માતા થાઉં એટલે આપની ચડતીમાં ચડતી થવાની.

પદ્માપ્રસાદ—( મનમાં ) પાપણી આતે શું બોલે છે તે કાંઇ સમજાતું નથી ( જાહેર ) માતુશ્રી ન સમજાય એવું બોલવાનું મેલી દઇ જે કહેવું હોય તે ચોખે ચોખું સમજાય તેવું કહો.

કુમતિ—વૈદ્યરાજ, તમારા ઔષધથી સુમતિ ગર્ભસોત મરી જાય એટલે મારા કામદારોમાં વખણાએલ કામદાર અનર્થનિધિએ લયાવેલો કોઇનો છો-

* પરાભૂતિ= ઘણી સમૃદ્ધિ તથા પરાભવ ‡ માંદી
§ સાજી તથા સ્વર્ગમાં જાય તેવી

કરો મારો કુમાર ઠરાવી પાટવી કુમારની મા હું થાઇશ. જ્યારે એ કુમાર ગાદી ઉપર આવશે ત્યારે તમારી દીવસો દીવસ ચડતી થવાની.

પદ્માપ્રસાદ—( મનમાં ખેદ સહીત ) આ પાપણી મારા હાથથી સુમતિને મરાવી નાખવા ધારે છે. તે પોતાનો સ્વાર્થ સાધવા પાપીઆ અનર્થનિધિની યુક્તિ છે ( જાહેર ) દેવી, વૈદ્યનું કામ માણસના રોગ અને દુઃખ દૂર કરવાનું છે, પણ રોગ વધારવો, દુઃખ દેવું કે મારી નાખવું એ નથી; એ વાત જગ જાહેર છે તો પછી મારાથી વૈદ્યને ન છાજે તેવું કામ નહીંજ બને, માટે હું કોઇ રીતે એ કામને યોગ્ય નથી.

કુમતિ—લોકોમાં બોલાય છે કે કોઇ માણસ લાયક નથી એમ નથી; બધાં લાયકજ છે; પરંતુ કોણ, કયા કામમાં લાયક છે એ ગોઠવનાર મ-ળવો દુર્લભ છે તો મારા પ્રભાવથી તમારી બધા કામમાં યોગ્યતાજ છે એમ માનવું.

પદ્માપ્રસાદ—( ડાબા અંગ ઉપર ઢેઢગરોળી પડવી એ આદી ફરી અપશુકન થતાં જોઇ મનમાં. )

### દ્રુતવિલંબિત.

શુકન કયું * શુભ તે સમજું નહીં,
§ અશુભ તેમ કયું સમજું નહીં;
પણ ખરૂં સમજું મનને વિષે,
સ્મરણ શંકરનું સુખ આપશે.

( જાહેર ) દેવી કુમતિ, અનર્થનિધિની સોબતથી તમારી અકલ બહેર મારી ગઇ છે; બીજાનું બગાડવાથી કોઇ દહાડો આપણું સારૂં થાતુંજ નથી એ ચોક્સ છે, તો અનર્થનિધિની શીખવણી તમને ડગલે ડ-ગલે દુઃખ દેનારીજ થાશે, માટે મારૂં કહ્યું માની આવું સાહસ ન કરો ન કરો.

કુમતિ—આ કાંઇ સાહસ નથી, પોતાની શોકયને સંતાપવી એતો રાજાઓની

* સારૂં § ખરાબ

રાણીઓનું જરૂર કરવાનું કામ છે, પરંતુ સાહસતો તમેજ કરો છો જે મારો હુકમ તરછોડો છો તેનું ફળ તમારે ભોગવવું પડશે.

પદ્માપ્રસાદ—હું બધું ભોગવવા તૈયાર છું પણ તેવું નીચ કામ કરવા તૈયાર નથી.

કુમતિ—( મનમાં ) અહો, વૈદ્ય દ્રઢ નિશ્ચયવાળો છે; ફરી બીજી જાતના લોભમાં નાખું. ( જાહેર ) વૈદ્યરાજ ઘણીવાર વિચાર કરો વિચાર કરો કોઇ દહાડો સુમતિ, કુમતિની બરાબર નહીં થાય નહીં થાય.

### સ્વાગતા.

પ્રેમવાન નૃપતિ પતિ તજી, હું વિના અવર આપને ભજું;
કોણ થાય ખુશી ચિત્તમાં બહુ, એ વિચાર કરજો તમે સહુ.

### શિખરણી.

મળે ઝાઝાં પુન્યે જરૂર સમજો રાજમહિષી,
મળે એ જો સેજે ઉણપ સુખમાં હોય રહિ શી;
ન શીખે, શીખાડે નૃપયુવતિઓ તોપણ કશું,
ગણાએ એ પૃથ્વીપર અવતરેલો નરપશુ.

( એમ બોલતી બોલતી પોતાના અંગો દેખાય એમ લટકાં કરે છે )

પદ્માપ્રસાદ—( ફરી અપશુકન થાય છે તેથી મનમાં )

### પ્રહર્ષિણી.

મારાથી દૂર ખસિ જાઓ દુર્નિમિત્તો,
જાગે છે શિવનિ દયા સદા અહીં તો;
આકાશે તરૂણ ચડેછ સૂર્ય જ્યારે,
અંધારૂં ક્ષણ પણ રૈ'શકે ન ત્યારે.

( જાહેર ) રોળાવૃત.

રાખો રાખો બંધ બોલવું સાવ હવે તો,
નથિ સંભળાતું કાન વધારે મેંથી એતો;
ઓરત જોઇ પરાઇ જાય લોભાઇ એવો,
માજી તેવો નીચ તમારો પુત્ર ન ટેવો.
રહે સદા લપટાઇ બાઇ મન આ શિવ ચરણે,
એ બીજે નહીં જાય થાય ભલે જો મરણે;
ત્રિભુવનના સુખ તણી ઘણી લાલચ લલચાવે,
તોપણ માજી નકી નહીં એ હું પર ફાવે.

કુમતિ—( મનમાં ) કોઇ પણ રીતે આ લોભાતો નથી તો હવે અનર્થનિધિના બતાવવા પ્રમાણે ચોથા ઉપાયની મદદ લહું. ( જાહેર ) અરે નીચ વૈદ્ય! શું તું નથી જાણતો કે હું કુમતિ કોપું છું ત્યારે એક ઘડીમાં રાજાને પણ રાંક કરી નાખવા સમર્થ છું; તેનો વિચાર કરી મારો હુકમ ઉઠાવ, નકર ગામમાંથી અને દેશમાંથી પણ કઢાવી મેલીશ એ નકી સમજજે.

પદ્માપ્રસાદ—માતુશ્રી, તમારી તેવી શક્તિ છે તે હું જાણું છું, ભલે તમારી રીંસથી દેશ છોડવો પડે કે દેહ છોડવો પડે, પરંતુ તમારી મહેરબાનીથી આખી પૃથ્વીનો રાજા થઇ રાજાના જેવાં સુખ ભોગવવા હું ઇચ્છતો નથી. ( એમ કહી જાય છે )

કુમતિ—દુ:શીલા, કયાં છો ? આંહીં આવ.

દુ:શીલા—આ રહી, શી આજ્ઞા છે ?

કુમતિ—લુચ્ચો વૈદ્ય મને પણ ગણકારતો નથી, માટે આજ મહારાજાશ્રીને આડું અવળું સમજાવીને કઢાવી મેલવો પડશે.

દુ:શીલા—મેં તો આપને પહેલાંથીજ કહ્યું હતું કે તે તમને તણખલા તોલે પણ ગણતો નથી.

કુમતિ—ગામમાંથી કઢાવી મેલીશ ત્યારે મારો પ્રભાવ જાણશે; હમણાં એ વાત કરવાનું કાંઇ નહીં. કારણ માહારાજાનાં ભાણાં પીરસવાનું ટાણું થઇ ગયું છે તો ભોજનશાળાનો માર્ગ બતાવ.

દુઃશીલા—આમ આમ દેવિ. ( એમ કહી નીકળી જાય છે )

અંક ૧લો સમાપ્ત.



# અંક બીજો.

## પ્રવેશ ૧લો.

સ્થળ રાજભુવનનો નજરબાગ.

( સોનાનું ઠામ લહી દુઃશીલાનો પુત્ર દુર્મદ પ્રવેશ કરે છે )

દુર્મદ— ( મનમાં ) પરમ દીવસ સોનાની થાળી, કાલે સોનાનો કળશીઓ અને આજે સોનાનું છાલીયું ચોર્યું. રાજાના પાસવાનોને વૈભવ મેળવવો કાંઇ કઠણ નથી, કારણ;--

( જાહેર )

( કાચબો કે છે કાચબીને એ રાગ. )

ચાર રૂપૈયા, પાંચ રૂપૈયા, બહુતો મહિને આઠ,
આઠમાંથીયે સાઠ બનાવી કરીએ મોટા ઠાઠ;
રાજાની નોકરી એવી, જાણે કામદુધા જેવી.
મફત કોઇનું કામ ન કરવું વાતનાયે લયે દામ,
આપે નહીં ઇનામ તો તેને થવા દયે ન સલામ;
રાજાની નોકરી એવી જાણે કામદુધા જેવી.
અમારી સાથે વેર ન બાંધે ગામના કોઇ લોક,
નાના મોટાનાં કામ અમારી ફુંકથી થાયે ફોક;
રાજાની નોકરી એવી જાણે કામદુધા જેવી.
કેની માયે શેર સુંઠ ખાધી કે ન કહે અમને ભાઇ,
માન ન આપે તો છુઅેમંતરથી બેસાડી દયે બાઇ;
રાજાની નોકરી એવી જાણે કામદુધા જેવી.
નાચતમાસા થાતાં ખાસા પાસા પડે પોબાર,
કૈંક બાનાથી કાઢી લયે લાભમાં લાભ હજાર;
રાજાની નોકરી એવી જાણે કામદુધા જેવી.
હીરામોતીના હાર રૂપાળા સોના રૂપાનાં ઠામ,
હાલતાં ચાલતાં સેજ મળે ને થાય અમારૂં કામ;

રાજાની નોકરી એવી જાણે કામદુધા જેવી.
અનવસ્તરની કોઇ દાડોયે દેવી ન ખોટી બદામ,
ખાતાં જેને આવડે તેની પુરી થાયે હામ;
રાજાની નોકરી એવી જાણે કામદુધા જેવી.

નિર્મદ—(પ્રવેશ કરીને) અહો કાનને અમૃત લાગે એવું કોણ બોલ્યું ? ખરે રાજસેવા કામદુધાજ છે.

દુર્મદ—( શંકા સહીત મનમાં ) આ નિર્મદના જેવો સાદ સંભળાય છે, એ પાપીઓ આંહીં ક્યાંથી આવ્યો ( એમ બોલી ઠામ સંતાડીને જાહેર) નિર્મદ તું ક્યાં હતો?

નિર્મદ—હું તો માહારાજાશ્રીની ગાદીનાં દર્શન કરવા ગયો હતો.

દુર્મદ—( હસીને ) તું બહુ ઢોંગી છો; ગાદીનું વળી દર્શન શું ?

નિર્મદ—ભાઇ, એમ હોય ? ખરા ભાવથી ઘેર બેઠાં બેઠાં પણ જો રોજ ધ્યાનથી ગાદીનું દર્શન કરીએ તો આપણું સારૂં થાય.

દુર્મદ—ઠીક, ત્યારે રોજ ગાદીને પગે લાગતોજ જાજે. એટલે તારૂં સારૂં થાશે.

નિર્મદ—એમાં કાંઇ શંકા નથી, પણ તમે ક્યાં હતા તે તો કહો.

દુર્મદ—હું મહારાજાસાહેબનાં ભાણાં સાફ કરવા ગયો હતો.

નિર્મદ—( તેની ભેઠમાં કાંઇ ખોસેલું જોઇને ) ભાઇ, આ ભેઠમાં શું ખોસેલું છે ?

દુર્મદ—( રીસથી ) તેની તારે શી પંચાત છે? તે ગમે તે છે.

નિર્મદ—ભાઇ, મેં અમથું પુછ્યું તેમાં તપી શું જાઓ છો ? નં કહેવું હોય તો કાંઇ નહીં. ( એમ કહી જાવા માંડે છે. )

દુર્મદ—( મનમાં ) લેને કહું ; મારે કેના બાપની બીક છે; મારૂં ઉપરાણું કરનાર દેવી કુમતિ હજી બાર વરસની જીવતી બેઠી છે. ( જાહેર ) એતો ભાણાંમાંથી એક સોનાનું છાલીયું લઇ જાઉંછું.

નિર્મદ—અરે હાય હાય, આપણા અન્નદાતાશ્રીની કાંઇ પણ ચીજ એમ ચોરી લેવાય ? એતો બહુ ખોટું કર્યું , માટે હજી પાછું મેલી આવ.

દુર્મદ—મૂર્ખા, એમાં તે શું? એતો આપણું કામ છે; એમ ન કરીએ તો ટુંકા પગારમાં આપણું ચાલે કેમ? જો સાંભળ.

( કાચબો કેછે કાચબીને એ રાગ. )

કીડી મંકોડા પશુ ને પંખી ચોરીને ખાય તમામ,
રાજાના પશુ અમેય ત્યારે ખાયે નહીં શું કામ?
મોટાનું ખાય છે છોટા ચાલે એમ ગડબડગોટા.

નિર્મદ—ભાઇ, તમે આ કઇ નિશાળેથી શીખ્યા છો?

દુર્મદ—ગાદીને પગે લાગવાનો ઢોંગ તું કઇ નિશાળેથી શીખ્યો?

નિર્મદ—હું મારી મા સુશીલા પાસેંથી.

દુર્મદ—હું પણ મારી મા દુઃશીલા પાસેંથી શીખ્યો; એણે કાંઇ કહીને શીખવેલ નથી; પણ કરીને શીખવેલ છે; રોજ રોજ કાંઇ કાંઇ બાશ્રીનું ચોરી આવે છે.

નિર્મદ—ભાઇ, ધણીના ઘરમાંથી ચોરવું સારૂં નહીં.

દુર્મદ—ધણીના ઘરમાંથી કોણ ચોરતું નથી? આ બધા અમલદારોની મોટી મોટી ઇમારતો એકલા પગાર ઉપર થઇ હશે?

નિર્મદ—ભાઇ, એ વાત મેલી દે. જો તું તારૂં સારૂં ચાહતો હો તો વૈદ્યરાજની કરેલ **રાજભક્તિ**ની ચોપડી વાંચી તે પ્રમાણે ચાલીશ તો તારૂં કલ્યાણ થાશે.

દુર્મદ—જોયા તારા વૈદ્યરાજ; એનાંતો 'પોથી માયલાં રીંગણાં' છે.

નિર્મદ—એમ હોય નહીં; તને માણસની પરીક્ષા નથી.

દુર્મદ—હોય નહીં શું? એતો આપણાથીએ ખરાબ છે; આજે ભાણાં ટાણે વાત ઉપર વાત કરતાં દેવી કુમતિએ તેનું ભોપાળું ઉઘાડું પાડયું છે; તેથી પુરૂં ખાધા વિના મહારાજાશ્રી ભાણાં ઉપરથી રીંસમાં ને રીંસમાં ઉઠી ગયા છે.

નિર્મદ—( ખેદ સહીત ) ભાઇ, દેવી કુમતિ તો ચોરના સાહુકાર અને સાહુકારના ચોર કરવાને સમર્થ છે. પછી?

દુર્મદ—વૈદ્યને બોલાવવા પટાવાળો મોકલ્યો છે; તેથી ઘડી બેઘડીમાં વૈદ્યરાજનું ભોપાળું ખુલ્લું થશે. (એમ કહી ખડખડ હસે છે)

નિર્મદ—(રાજભુવન તરફ જોઇ) ભાઇ દુર્મદ, તમારૂં કેવું ખરૂં લાગે છે; વૈદ્યરાજને બોલાવી પટાવાળો તો આ આવ્યો. મારે અસુર થાય છે તેથી હું તો જાઉં છું.

દુર્મદ—એવડી ઉતાવળ શું છે? મારી સાથે ચાલ. આપણે છાનામાના સાંભળશું કે શું થાય છે.

નિર્મદ—સારાં માણસનું એ કામ નહીં; માટે હું તો નહીં આવું.

દુર્મદ—તું સિદ્ધનું પુંછડું થયો છે તે ન આવે તો કાંઇ નહીં મને તો મારા બાનો હુકમ છે તે ગમે તેમ હોય તોપણ સાંભળીને ખબર દેવા પડે છે. તેથી હું તો જઇશ.

નિર્મદ—એનું પરિણામ સારૂં નહીં આવે; પછી જેવી તારી મરજી (એમ કહી બેય જાય છે.)

ઇતિ વિષ્કંભક.

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—રાજ્યભુવન.

(એટલામાં રાજા વજ્રબાહુ અને વૈદ્ય બોલતા બોલતા પ્રવેશ કરે છે.)

રાજા—વૈદ્યરાજ, આજ જમવા ટાણે કેમ હાજર નહોતા?

પદ્મપ્રસાદ—મારાં માતુશ્રી કુમતિબાએ કાંઇ કારણસર મને બોલાવ્યો હતો; તેથી મોડો ઘેર ગયો હતો.

રાજા—(મનમાં) કુમતિના કહેવા પ્રમાણે મોઢેથી માતુશ્રી કહે છે, પણ તેનું કહ્યું નથી માનતા એ કેવું? (જાહેર) તમારૂં રચેલું પુસ્તક જોઇ મારૂં મન બહુ રાજી થયું છે.

પદ્માપ્રસાદ—મારી મહેનત લેખે લાગી.

રાજા—જેવું મનમાં હોય તેવું બોલવું અને બોલવું તે પ્રમાણે ચાલવું એમ તમે તેમાં લખેલ છે ?

પદ્માપ્રસાદ— હા લખ્યું છે.

રાજા—ત્યારે તો તમારા લખવા પ્રમાણે તમારૂં વર્તન હશે.

પદ્માપ્રસાદ—એ મારે કેવાની કાંઇ જરૂર નથી, આપેંજ નક્કી કરવું.

રાજા—તમે સુમતિ તથા કુમતિને હમેશ મા કહી બોલાવો છો ?

પદ્માપ્રસાદ—હા, જે કહેવા લાયક હોય તેજ કહેવાય, કારણ આપણા શાસ્ત્રમાં રાજાની સ્ત્રી, ગુરૂની સ્ત્રી, મિત્રની સ્ત્રી, પોતાની મા અને પોતાની સ્ત્રીની મા એ પાંચ મા લેખાય છે.

રાજા--જ્યારે કુમતિ તમારે મા બરોબર છે, ત્યારે તેનો હુકમ કેમ નથી માનતા ?

પદ્માપ્રસાદ—માનો અયોગ્ય હુકમ પાળવો એ કાંઇ ધર્મ નથી.

રાજા—શું દેવી કુમતિ પણ યોગ્ય અયોગ્ય જાણતી નથી ?

પદ્માપ્રસાદ—એમાં શું શંકા ? ઘણીખરી સ્ત્રીઓ શોકયના ખારથી આંધળી થઇ જાયછે, તેથી આ કરવાનું કે આ ન કરવાનું એવું ભાન તેને રેતું નથી.

રાજા—તેણે ન કરવા જેવો હુકમ શું કર્યો તે કહો.

પદ્માપ્રસાદ—તે આપને કહી આપના મનમાં દુઃખ કરવા હું ચાહતો નથી.

રાજા—તમારા કહેવા પ્રમાણે બધી સ્ત્રીઓ આ કરવાનું અને આ નકરવાનું સમજતી ન હોય તો પછી સુમતિ પણ સ્ત્રી છે, એટલે એ પણ એ સમજતી ન હોવી જોઇએ; છતાં તેનો હુકમ તમે બહુ ભાવથી માનોછો એમ મેં સાંભળ્યું છે.

પદ્માપ્રસાદ–મહારાજ સ્ત્રીપણું બેયમાં સરખું છે છતાં સુમતિમાં અને કુમતિમાં જમીન આકાશના ફેર જેટલો ફેર છે, તોપણ મારે તો બેય ધર્મની મા છે; તેથી બેયનો યોગ્ય હુકમ માથે ઉપાડવો જોઇએ.

રાજા—આ તમારો પક્ષપાત છે, કુમતિએ દેખાડયો ત્યારે મેં જોયો.

પદ્માપ્રસાદ—મહારાજ, મારે કાંઇ પક્ષપાત નથી, આપની પરણેલી સ્ત્રીઓનો પક્ષપાત કરનાર હું ગરીબ માણુસ શું હિસાબમાં ?

રાજા—જો પક્ષપાત ન હોય તો તમારે કુમતિનો પણ હુકમ માનવો જોઇએ.

પદ્માપ્રસાદ— મહારાજ, રાણી કુમતિનો હુકમ માનવાથી મહારાજશ્રીનું સારૂં નથી, દેવી સુમતિનું સારૂં નથી, તેમ દેવી કુમતિનું પણ કાંઇ સારૂં થવાનું નથી, તેથી તેની આજ્ઞા માનતો નથી.

રાજા—તેવો તેનો શું હુકમ છે ?

પદ્માપ્રસાદ—હું તે કહી શકવાને શક્તિવાળો નથી, માટે તે દેવી કુમતિનેજ આપે પુછવું. ( એટલામાં રાજાની બેઠકના પડખાના હોલમાં દુર્મદે ખબર આપવાથી દેવી કુમતિ વિચાર કરતી આવે છે, ને સંતાઇ રહી રાજાની તથા વૈદ્યની વાત સાંભળવા ઉભી રહે છે. )

રાજા—તમારેજ દેવી કુમતિનો હુકમ કેવો.

પદ્માપ્રસાદ—હું નહીં કહું.

રાજા—શું મારો પણ હુકમ માનશો નહીં ?

પદ્માપ્રસાદ—દેવ, હું આપનો હુકમ માનતો નથી એમ નથી; પણ મનવચનકર્મથી કોઇનું બગાડવું નહીં એવો ધર્મ છે; તેથી કહી શકતો નથી.

રાજા—ભલે ગમે તેનું બગડે; તોપણ કહો કુમતિએ શું હુકમ કર્યો હતો ?

પદ્માપ્રસાદ—જ્યારે મહારાજનો બહુજ આગ્રહ છે તો ત્યારે કહીશ.

કુમતિ—( મનમાં ) અરે હાય, મારૂં કહેલું વૈદ્ય બધું કહી દેશે તો વૈદ્યના બોલવા ઉપર મહારાજાનો પુરો ભરોસો હોવાથી મને મહારાજા તરત તજી દેશે; હવે શું કરવું ?

રાજા—કયારે કેશો ?

પદ્માપ્રસાદ—જ્યારે દેવ અભયવચન દેશો ત્યારે.

રાજા—કેવું અભયવચન આપવું ?

પદ્માપ્રસાદ—કુમતિનો મોટામાંમોટો અપરાધ સાંભળીને ક્ષમા કરવાનું.

રાજા—તેનો અપરાધ સાંભળવા પેહેલાં હું માફ કરવા બંધાતો નથી.

પદ્માપ્રસાદ—ત્યારે હું પણ કેમ કહિ શકું? કારણ રાજા પાસે જઇ મનવચનકર્મથી કોઇનું ભૂંડું કરવું નહીં એવો મારા ગુરૂનો મને હુકમ છે.

કુમતિ—( મનમાં ) આ લુચ્ચો પોતે દૂશ વગરનો છે એમ બતાવી પછી મારૂં કહેલું કેશે તે પહેલાંજ મારે તેનું મો બંધ કરવું જોયે. ( આગળ આવીને જાહેર ) દેવ દેવ, શું આ લુચ્ચાને હજી ગામમાંથી કાઢયો નથી ? જો હમણાં ને હમણાં કાઢી મેલશો નહીં તો હું ગળાફાંસો ખાઇને કે ઝેર પીને જીવ આપીશ.

રાજા—કુમતિ કુમતિ, આમ ઉતાવળ કરવાની જરૂર નથી; શું કોયને વાંક વગર ગામમાંથી કાઢી મેલાય?

કુમતિ—રાજાનો નોકર થઇ રાજાની સ્ત્રીની ઇચ્છા કરે એ શું નાનો સુનો વાંક છે?

પદ્માપ્રસાદ—( મનમાં ) અરે હાય! કુમતિ શું ન કરે? પણ ગીતાજીમાં શ્રી ભગવાને કહ્યું છે કે બીજાનું ભલું કરનારનું કોઇ દીવસ નરતું થાતું નથી એ વાત ખોટી નથી.

રાજા—ચંદ્રમાં જેમ ગરમીનો સંભવ નથી; તેમ આ રાજવૈદ્યમાં સોણામાં પણ આવો અભિલાષ સંભવતો નથી; આ તારો હદ વગરનો દ્વેશ છે.

પદ્માપ્રસાદ—( મનમાં ) દેવ એવું જાણો છો તેથીજ હું ભાગ્યશાળી છું.

કુમતિ—( રીંસથી ) દેવ, શું હું દ્વેષથીજ આ ખોટું બોલું છું એમ તમે માનો છો?

રાજા—તમે દ્વેષથી ખોટું નહીં બોલતાં હો તો તમને કોઇ વૈદ્યના વેરીએ વ્હેમના દરિયામાં નાંખી દીધાં છે એમ હું માનું છું.

કુમતિ—આ વૈદ્ય ખરાબ વિચારમાં ચતુર નથી તેનું પ્રમાણ શું?

રાજા—સાધારણ વૈદ્યો પણ ઘરડી એટલી મા, યુવાન એટલી બેનો અને

બાળક એટલી પુત્રી એવી નજરથી પારકી સ્ત્રીઓને જુવે છે; ત્યારે કેમ આ રાજવૈદ્ય થંઇ અને રાજભક્તિમાં પહેલા નંબરવાળો થઇ રાજાની સ્ત્રીને ખરાબ નજરથી જુવે? ખરાબ નજરની વાત તો એક કોરે રહી; પણ મનમાં પણ એવો ખરાબ વિચાર ન કરે.

કુમતિ—મહારાજ, આ લુચ્ચાએજ આપને વેમના દરિઆમાં નાખી દીધા છે; જુઓ આ એમના હાથના અક્ષરો. (એમ કહી કમખામાંથી એક ચીટ્ટી કાઢી રાજાના હાથમાં મેલે છે.)

રાજા—(મનમાં વાંચે છે) પ્રાણ પ્રિયા સુમતિ, તમારી ચીટ્ટી જોઇ મારૂં મન બહુ રાજી થયું છે. હળવે હળવે તમારૂં કહેલું કરી પરમ સુખ ભોગવશું.

કુમતિ—આ બીજી પણ જુઓ. (એમ કહી બીજી ચીટ્ટી આપે છે)

રાજા—(મનમાં વાંચે છે) પ્રાણપ્રિય વૈદ્યરાજ, તમારી મહેરબાનીથીજ જો હું કુંવરની મા થાઇશ તો તમારો ઉપકાર ભૂલીશ નહીં; પણ મારી શોકય કુમતિને કોઇ પણ ઉપાયથી મારી નાખવી; તે મરી ગયા પછી તો ભોળા મનના રાજા આપણા સુખમાં આડા નહીં આવે. (બહુજ રીંસથી બેય ચીટ્ટીઓ વૈદ્યના હાથમાં મેલે છે)

પદ્માપ્રસાદ—(બેય ચીટ્ટીઓ જોઇ આશ્ચર્યથી હસીને મનમાં) અહો! કુમતિ બીજાનું બગાડવામાં કેવી ચતુર છે? (જાહેર) મહારાજ, હું ઇશ્વર-સાક્ષીથી કહું છું કે આ મારા અક્ષર નથી; તેમ સુમતિના પણ નથી.

રાજા—ત્યારે કેના છે?

પદ્માપ્રસાદ—કુમતિએ કોઇની પાસે મારા જેવા અને સુમતિના જેવા અક્ષરો કરાવી આ બે ચીટ્ટીઓ લખાવી છે એમ હું ધારૂં છું.

રાજા—આવી બનાવટી ચીટ્ટીઓ કુમતિને લખાવવાનું કારણ શું?

પદ્માપ્રસાદ—મારી ઉપર અને દેવી સુમતિ ઉપર મહારાજની કમહેરબાની કરાવવી એજ. દેવી કુમતિએ જે અયોગ્ય આજ્ઞા મને કરી હતી તે કેતાં મારી જીભ ઉપડતી નથી; પણ કુમતિ તો પોતાના સ્વભાવ પ્રમાણે બોલે પણ છે અને લખાવે પણ છે.

કુમતિ—મહારાજ, જો અક્ષરો તેઓના નથી તો આ સીલ કેની છે તે તો જુઓ.

રાજા—( જોઇને મનમાં ) હાય હાય એક ચીટ્ઠીમાં સુમતિની અને બીજીમાં વૈદ્યની સીલ દેખાય છે; આ શું હશે! મારૂં મન હજી વૈદ્યને તેવા લેખતું નથી. ( જાહેર ) વૈદ્યરાજ, આ બેય ચીટ્ઠીઓ જો કોઇ બીજાની લખેલી હોય તો સુમતિની અને તમારી સીલ આ ચીટ્ઠીઓમાં કોણે કરી?

પદ્માપ્રસાદ—મહારાજ, લુચ્ચા લોકો બધું કરી શકે છે; કુમતિનું ભલું કરવા સારૂં અનર્થનિધિએ એ વીંટીઓ ચોરાવી હશે એવું મારૂં અનુમાન છે.

કુમતિ—આંખ આગળના પુરાવા પાસે અનુમાનનો પુરાવો રદ છે; તને ધિઃક્કાર છે જે અનર્થનિધી ઉપર પણ ચોરીનું આળ મૂકતાં લજાતો નથી.

પદ્માપ્રસાદ—હું આળ ઓઢાડતો નથી; અનર્થનિધિમાં એવા બધા દુર્ગુણો છેજ એટલે બેધડક કહું છું.

કુમતિ—બસબસ, મારી સાથે પણ બોલવામાં ચડાઉતરી કરે છે? હું કુમતિ તને ગામમાંથી કઢાવ્યા વિના જંપીશ નહીં; માટે તું તારા મનમાં સમજીજ રાખ કે તને ગામમાંથી કાઢયોજ છે.

પદ્માપ્રસાદ—દેવી, તમે જાણો છો કે હું પદ્માપ્રસાદ છું. આખી પૃથ્વી સોનાથી ભરી મને મળતી હોય; તોપણ હું કુમતિનું મો જોવા ખુશી નથી; તમે મને શું કઢાવશો? હુંજ આંહીં રહીશ નહીં.

કુમતિ—( રીંસથી ) મહારાજ, આ લુચ્ચો સુમતિ તરફનો છે એવું આપને હજી નક્કી નથી થાતું જે આ આપના દેખતાં પણ મને તરછોડે છે. મંદભાગ્યવાળી મને ધિઃકાર છે કે આપના ઓછા સ્નેહને લીધે આવા ચાકરો પણ મારા સામું બોલે છે. ( એમ બોલી રૂવે છે )

રાજા—વૈદ્યરાજ, વધારે બોલવાની કાંઇ જરૂર નથી, મારો તમારી ઉપર ભરૂંસો છે, મહેરબાની છે અને તમે રાજભક્ત છો; તોપણ આ બે ચીટ્ઠીઓ તમારી સારી ચાલને માટે વેમાવે છે, તો તે કેની લખેલી છે તે ચોકસ ન થાય ત્યાં સુધી તમારે જનાનાની અંદર જાવું નહીં.

પદ્માપ્રસાદ—મહારાજ, આપની આજ્ઞા પ્રમાણે કરીશ, પણ આ ચીટ્ટીઓ એના હાથમાં ક્યાંથી આવી એતો પુછો ?

રાજા—દેવી, વૈદ્યની લખેલ અને સુમતિની લખેલ ચીટ્ટીઓ તમારા હાથમાં ક્યાંથી આવી ?

કુમતિ—( મનમાં ) અનર્થનિધીએ મને બધું શીખવી રાખ્યું છે; તેથી કાંઇ બીક નથી, તોપણ મોરથી હું તેવા ઉપર દ્વેષ કરતી નથી એવો ખોટો ડોળ દેખાડી પછી કહું ( જાહેર ) મહારાજ, કાદવ ઉખેડવાથી શું ફળ, કહેતાં મારૂં મન લાજે છે અને વૈદ્ય તથા સુમતિ ઉપર દયા આવે છે.

પદ્માપ્રસાદ—(મનમાં ) કુમતિ પોતાનું નિખાલસપણું બતાવવા બોલવામાં મોણુ ઘાલે છે ( જાહેર ) મારી ઉપર કે સુમતિ ઉપર કાંઇ પણ દયા રાખ્યા વિના ઝટ કહો.

રાજા—વૈદ્યરાજ પણ કહેવાનું કહે છે ત્યારે શું કરવા નથી કહેતાં ?

કુમતી—જો એમ છે તો સાંભળો; ગઇ કાલે એક પહોર રાત્રી ગયા પછી આ વૈદ્ય સુમતિને અવાસે જતાં જતાં દારૂના નિશાને લીધે રસ્તામાં ભાન વગરના પડયા.

રાજા—( મનમાં ) શું વૈદ્યને દારૂનું વ્યસન છે ? એ હું હમણાંજ જાણુંછું.

પદ્માપ્રસાદ—( મનમાં ) કુમતી છો એટલે તારા મોઢામાં આ બધું શોભેછે.

રાજા—પછી પછી ?

કુમતિ—હું ગોખમાં ઉભી હતી; દયા આવવાથી દુઃશીલાને મોકલી; તેણે વૈદ્યને બેઠા કરી ઘેર પહોંચાડયા.

રાજા—જેમ કરવું ઘટે તેમ કર્યું. પછી પછી ?

કુમતિ—વૈદ્યના હાથમાંથી એ વખતે રાજભકિતકલ્પલતા નામની ચોપડી પડી ગઇ; તેમાંથી આ બે ચીટ્ટીઓ નીકળી પડી તે દુઃશીલાએ ઉપાડી લીધેલ તે મને આપી.

રાજા—એવે ટાણે દુઃશીલા વગર બીજું કોઇ હતું ?

કુમતિ—હા, કામદાર અનર્થનિધિ હતા.

રાજા—બીજું કોય ?

કુમતિ—મારો ભાઇ મદન પણ હતો.

રાજા—એતો રાજ્યનાં માણુસ; ગામનું કોઇ હતું ?

કુમતિ—રાતના દરબારમાં ગામના માણસોને આવવાનો રીવાજ નથી; એટલે કોણ હોય ?

રાજા—( મનમાં ) હવે કાંઇ ઉપાય નથી. (જાહેર) વૈદ્યરાજ, ચીઠીઓ કેમ આવી તે જાણ્યું; હજી કાંઇ પુછવું હોય તો પુછો.

પદ્માપ્રસાદ—મહારાજ, કાંઇ પુછવાનું નથી; હવે હું વૈદ્યરાજપદને પણ યોગ્ય નથી.

કુમતિ—એ ખરૂં કહેછે.

પદ્માપ્રસાદ—તોપણ આપ આપની મોટાઇને લીધે, પ્રેમને લીધે, અને દયાને લીધે મારૂં કાંઇપણ અપમાન કરતા નથી, તેથીજ થોડું કહેવા ઇચ્છું છું.

રાજા—કહો; સાંભળવા તૈયાર છું.

પદ્માપ્રસાદ— પુષ્પીતાગ્રા.

ચબરખીં લખીં મેં નથી દયાળુ;
નથીં સુમતિની લખેલ હે કૃપાળુ.
કુમતિનીં મરજી નથી રખાણી;
કપટ કરી અટલેજ આળ આણી.

પૃથ્વી.

અનર્થનિધિએ બધૂં મરજી તેનીંથી આ કર્યું;
નથી દિલગિરી મને; હૃદય આ ખુશીથી ભર્યું;
હશે ચરણભક્તિ જો પ્રભુ મને તમારી ખરી;
જતાં નગર છોડિને પણ ન દુઃખ પામું જરી.

રોળાવૃત.

છે સુમતિ નીર્દોષ રોશ તેમાં નથિ દીઠો;
એનો સુશીલ સ્વભાવ, બાપ, સાકરથી મીઠો.
હૃદય વચન, ને કામ, આપ ચરણુમાં જેનાં,
રહે દિવસને રાત થાય વખાણુ ન એનાં;
કુમતિ ભમાવ્યા ભમી ન દેશો ક્યાંય ધકેલી;
કૃપાનાથ આ અરજ મારી છેલામાં છેલી.

કુમતિ—જા જા ના કોણુ પાડે છે? પણુ મહારાજા બહુ ચતુર છે તે તારી કપટની ચતુરાઇ જાણે છે; ગામમાંથી જાતાં જાતાં પણુ તું સુમતિનો પક્ષ છોડતો નથી એ મહારાજા ક્યાં નથી જાણુતા?

પદ્માપ્રસાદ—( મનમાં ) સુમતિના દ્રોહથી ધણીનો પણુ દ્રોહ કરનારી કુમતિ સાથે બોલવાથી પણુ હું પાપમાં પડું છું. ( જાહેર ) મહારાજ, હું તમારો ભક્ત સેવક છું તે કહું છું; કાંઇ સુમતિના પક્ષપાતથી નથી કહેતો.

( ઝેર ગયાં ને વેર ગયાં. એ રાગ. )

મને જેમ ત્યમ સુમતિને પણુ તજવાનું જો મન કરશો,
કર્મવચનમનથી હિતવાળી પતિવ્રતા જો પરહરશો;
દુઃખદરિઆમાં ડુબી જાશો સર્વ ગરિબથી ગરિબ થશો,
રાજ્ય આપનું પણુ ખોઇને કઠણુ દશાને ભોગવશો.

રાજા—( મનમાં ) મારૂં મન વૈદ્ય અને સુમતિ ખરાબ છે એમ માનતું નથી; પણુ બેયના હાથની ચીઠ્ઠીઓમાં બેયના નામની સીલ છે તે મને શંકાના હીંડોળા ઉપર ચડાવી દે છે. ( જાહેર ) વૈદ્યરાજ, ક્યારે મેં મારા ગામમાંથી કે દેશમાંથી તમારે જાવું એમ કહ્યું છે? માત્ર જ્યાં સુધી આ ચીઠ્ઠીઓ કોણે લખી છે એ ચોકસ ન થાયે

ત્યાં સુધી અંતઃપુરમાં ન જાવું એમ કહેલ છે; શું કરવા તમારે ગામ કે દેશ છોડવો જોઇએ ? सत्यमेवजयति વહેલું મોડું સાચું હોય તેજ જીતે છે; માટે તમારે કાંઇ ઉદાસી રાખવી નહીં.

પદ્માપ્રસાદ—આજ મહારાજશ્રીના મોટાં મનની નિશાની છે, પણ જ્યાં કુમતિનું જોર હોય ત્યાં કેમ એક ઘડી પણ પદ્માપ્રસાદ રહેવાની ઇચ્છા કરે ? અને કુમતિ પણ કેમ પદ્માપ્રસાદને મુળમાંથી ન ઉખેડી નાખે એ આપેજ વિચાર કરવો. બીજું પણઃ—

### રથોદ્ધતા

નિર્દયો બહુ દરેક જાતના, જે લપાઇ ફરનાર રાતના;
બેજીભા રૂધિર કોકનાં ચુસે, કોકનાં ઘર વિશે સદા ઘુસે.
જે વળિ કુટીલ ચાલ ચાલતા, પાળનાર નરનેંય મારતા;
રાજ્યના અમલદાર ‡ વ્યાલથી, દૂર રે અવર એજ કાળથી.

એમ પરમ કૃપાળુ મારા ગુરૂએ મને કહ્યું છે. માટે આપના રાજ્યને, રાજ્યનાં કામોને, રાજ્યના અધિકારીઓને, અને આપને પણ આ છેલ્લા પ્રણામ. ( એમ કહી જાય છે )

કુમતિ—( મનમાં ) પાપીઓ પદ્માપ્રસાદ ગયો, હવે સુમતિને કાંઇપણ મહેનત વિના કાઢી શકાશે ( જાહેર ) દેવ, પદ્માપ્રસાદનો સુમતિ તરફનો પક્ષપાત જોયો ? અને તેની ઉદ્ધતાઇ જોઇ ? મહારાજને પણ ગણકાર્યા વિના વહ્યો ગયો.

રાજા—દેવિ, સંદેહવાળું મારૂં મન હજી કાંઇ ચોકસ કરી શકતું નથી, માટે શિવમંદીરમાં જાવા ઇચ્છું છું, તો તમે તમારા અવાસે જાઓ.

કુમતિ—જેવો મહારાજનો હુકમ. આમ આમ દેવ ! ( એમ કહેતાં બેય નીકળી જાય છે )

‡ સર્પ.

## પ્રવેશ ૩ જો.

સ્થળ–સુમતિનું પૂજાનું ઘર.

( સુમતિ પૂજા કરતી દેખાય છે )

સુમતિ—( હાથ જોડીને )

દ્રુતવિલંબિત

પ્રણુતપાળ કૃપાળ શિરોમણી, પ્રણુત લોકની સર્વ પિડા હણી;
જગતનાં દુઃખ દૂર કરો હર, સુખ ભરેલ કરો સહુનાં ઘર.

( એ પ્રમાણે પ્રાર્થના કરી શિવને પગે લાગે છે )

ગીતિ.

થાઓ સખી સુશીલા સુચરિત્રા કે અનસૂયા મારી,
થાશો માં દુઃશીલા, દુશ્ચરિતા કે અનીતિથી યારી.

( એમ બોલી ફરીથી પગે લાગે છે )

( તેટલામાં દુઃશીલા આવે છે. )

દુઃશીલા—( મનમાં ) નકકી વૈદ્ય પદ્માપ્રસાદ દુર્ભાગ્યવાળો જેણે દેવી કુમતિનું વચન માન્યું નહીં. પદ્માપ્રસાદ પણ જે ન કરી શકયો તે હું મહેનત વિના કરી દેવી કુમતિની માનિતી થાઇશ; એટલુંજ નહીં પણ દેવી કુમતિના સરખાજ રાજ્યવૈભવો ભોગવીશ. ( થોડીવાર વીચાર કરી ) વિચારમાં ને વિચારમાં દેવી સુમતિનો અવાસ ઝટ આવી ગયો. દેવી સુમતિ શીવપુજન કરી એકલાં શીવસ્તુતિ કરે છે. આ લાગ ઠીક છે. ( એમ બોલી પાસે જાય છે )

સુમતિ—

ગીતિ.

* દુઃશીલાચરણેથી દુઃખ સર્વને સદૈવ ફેલાતું ;

* ખરાબ શીલવાળાં આચરણથી, દુઃશીલાનાં આચરણથી, દુઃશીલાના પગલાં થવાથી

દુઃશીલા—( પોતાના મનમાં ) અરે હાય ! શું શીવપુજનના પ્રતાપથી મારા મનની બધી વાત આ જાણી ગઇ? જો એમ હોય તો ભાગી જાઉં અથવા હજી થોડુંક સાંભળું.

સુમતિ—

માટે મુજ અંતરમાં રાખો શંભુ ! સુશીલ રેલાતું.

દુઃશીલા—( ખુશી થતી મનમાં ) દેવીનું બોલવું ઘુણાક્ષર ન્યાયની પેઠે હતું; પણ મને બીક લાગી. હવે વાર લગાડવી જોઇતી નથી. ( જાહેર ) દેવીનો જય થાઓ જય થાઓ. ( એમ કહી પગે લાગે છે )

સુમતિ—( સાંભળ્યા વગર )

માલિની

નજર પ્રભુ દયાની હોય લેશે તમારી,
અવગુણ અપરાધો તો બધાએ વિસારી;
શિથિલ સહુ કરીને નાથ સંસાર—બંધો,
કુશળ મુજ પતિને રાખશો દીનબંધો.

( એમ બોલી શિવને પગે લાગે છે )

દુઃશીલા—( મનમાં ) અહો ! સુમતિ ભક્તિમાં એટલીબધી લીન થઇ ગઇ છે કે હું આવી છું તે જાણુતી પણ નથી. ( જાહેર ) દેવી સુમતિનો જય થાઓ જય થાઓ. ( એમ કહી પગે લાગે છે. )

સુમતિ—( આંખ્યો ઉઘાડીને ) કુમતિની વહાલી દુઃશીલા ક્યાંથી ?

દુઃશીલા—દેવિ, શ્રીકાશીપુરીથી સોમશર્મા નામનો પવિત્ર બ્રાહ્મણ આવ્યો છે.

સુમતિ—શું એ કાશીપુરીનો રહેવાશી છે ?

દુઃશીલા—નાના. એતો દેવી કુમતિના પીરના ગામનો છે.

સુમતિ—ઠીક, યાત્રાએથી આવી દેવી કુમતિને ગંગાજળ, પ્રસાદ, વિગેરે દેવા એને આંહી આવવું જોઇએ. પછી પછી ?

દુઃશીલા—તે શ્રીવિશ્વનાથના ચરણામૃત ભેળું ગંગાજળ લયાવ્યો છે; એ

અતિ પ્રેમને લીધે દેવી કુમતિએ આપને મોકલ્યું છે.
( એમ બોલી રત્નોથી જડેલું સોનાનું ઠામ આગળ મુકે છે. )

સુમતિ—( ઠામને ભક્તિથી પગે લાગી ) દુઃશીલા, મારી પ્રિયબેન કુમતિએ તે પીધું ?

દુઃશીલા—ના ના. એને તો આજ ઋતુ આવેલ છે; તેથી ચાર દાડા પછી પીશે.

સુમતિ—ત્યારે એની પહેલાં મારે શું કરવા પીવું ? હું પણ એની સાથેજ પીશ.

દુઃશીલા—દેવી, તમારો પ્રસવનો વખત ભરાઇ ગયો છે; તેથી જો પ્રસવ થાય, તોપછી દોઢ મહિના પછી આપને ગંગાજળ પીવાનો લાભ મળે; એમ જાણી તરત મોકલ્યું છે; પછી જેવી આપની મરજી.

સુમતિ—( મનમાં ) શ્રીકાશીવિશ્વનાથના ચરણામૃતવાળું ગંગાજળ છે; તો-પણ મારી ભક્તિ કેમ થાતી નથી ? ( જાહેર ) દેવી કુમતિએ ઠીક કર્યું. થોડીવાર પછી પીશ.

દુઃશીલા—( મનમાં ) હમણાંજ જો પીધું હોત તો મારા બધા મનોરથો પૂરા થાત; ( જાહેર ) દેવી જો કાંઇ મનમાં શંકા હોય તો તેમાંથી અર્ધું મને આપો; હું તે પી જાઉં; તે પછી આપે પીવું. અગર નજ પીવું હોય તો નજ પીવું; કાંઇ આગ્રહ નથી; મને આપો તો હું દેવી કુમતિને પાછું આપીશ. ( એમ બોલી ઠામ પાછું લેવા હાથ લાંબો કરે છે. )

સુમતિ—દુઃશીલા, ગંગાજળનો અનાદર કરવો એ કાંઇ ઠીક નહીં; પ્રિય બેન કુમતિએ મોકલાવેલ છે; અને તું લયાવેલ છો; એટલે કાંઇ વેમ રાખવાનું કારણ નથી. ( ઠામ હાથમાં લેતાં જમણી આંખ ફરકવાથી મનમાં )

વસંતતિલકા.

શ્રીવિશ્વનાથચરણામૃતનું ય સાથી,
શ્રીજાન્હવીજળ મળ્યું પ્રભુની કૃપાથી;
તું તોય કેમ ફરકે ? થતિ ભૂલ તારી,
જો આંખ્ય તું જમણિ હે લગરી વિચારી.

દુઃશીલા—( મનમાં ) સર્વને પોતાનું અતઃકરણ જે કાંઇ સારૂં નરસું થવાનું હોય છે તે આગળથી ચેતાવી દે છે એ વાત ખોટી નથી; સુમતિનું મન હમણાં શંકાને હીંડોળે ચડયું છે; જો વાર લાગશે તો વાત જણાઇ જશે એ બીકથી મારૂં મન ધ્રુજે છે. ( જાહેર ) દેવિ, પીશોમાં, પીશોમાં.

સુમતિ—શું કરવા ?

દુઃશીલા—ઘણું કરી રાજાઓની રાણીઓનાં મન ભરોસા વગરનાં હોય છે. દેવી કુમતિ તો ભોળા મનનાં છે; તેથી ઘણા હેતથી મોકલ્યું છે; તોપણ તમને ભરોસો આવતો નથી; માટે મને આપો; તમારે પીવું નહીં.

સુમતિ—દુઃશીલા એ તારા મનનો ખોટો તર્ક છે; મને કાંઇ વેમ નથી; પણ મારી જમણી આંખ ફરકી તેથી થોડીવાર લગાડી.

સોરઠો.

કમોતને હણનાર, હરનારૂં વ્યાધી બધી,
ચરણામૃત પીનાર મારે મરવાનું નથી.

( એમ બોલી પી જાય છે )

દુઃશીલા—( મનમાં )

સોરઠો.

કમોતને દેનાર, કરનારૂં વ્યાધી ઘણી,
ઝેરી જળ પીનાર તારે જીવવાનું નથી.

સુમતિ—અરે ! આ શું ? ભગવન્ મૃત્યુંજય, મૃત્યુંજય, શું મોત તમારાં માણસને પણ મારી શકે છે ? મારી રક્ષા કરો રક્ષા કરો.

( એમ બોલતી મુર્છા આવવાથી પડી જાય છે. )

દુઃશીલા—( મનમાં ) સુખિ સુમતિ, આવતા જન્મારામાં તારો મૃત્યુંજય દેવ તને સહાય થશે; મારાં સારાં નશીબે મને કૃતાર્થ કરી છે; હવે આંહીથી ઉતાવળે ભાગી જાવું એમાંજ મારૂં ભલું છે.

( એમ બોલી સોનાનું દામ લઇ ઉતાવળી ચાલી જાય છે. )

## પ્રવેશ ૪થો.

### સ્થળ–રાજ્યભુવન.

( કુમતિ સહીત રાજા અને સેનાપતિ પ્રવેશ કરે છે. )

રાજા—ગામના નવા જુના શું ખબર છે ?

સેનાપતિ—દેવ, વૈદ્યરાજ પદ્માપ્રસાદ હમણાં ઉદાસીથી ગામમાંથી ગયા.

રાજા—શું સાવ એકલા ગયા ?

સેનાપતિ—ના, પુત્ર, પુત્રની સ્ત્રી, અને પોતાની સ્ત્રી સહીત ગયા.

કુમતિ—( મનમાં રાજી થઇને ) મારા મનોરથ હવે પૂરા થશે.

રાજા—( ઉદ્વેગ સહીત મનમાં ) અરે હાય ! રાજ્યનું કીંમતી જંગમ રત્ન હાથમાંથી ગયું ( જાહેર ) સેનાપતિ ચાલવા ટાણે વૈદ્યરાજે કાંઇ કહ્યું ?

સેનાપતિ—( હાથજોડી ) મહારાજ, બધું જાહેર કરૂં છું. આજ સવારમાં પોતે, પોતાની સ્ત્રી, દીકરો અને દીકરાની સ્ત્રીએ માત્ર એક એક ધોએલું ધોળું વસ્ત્ર પહેરી, બધા બ્રાહ્મણોને બોલાવી પગે લાગી કહ્યું કે 'કૃપારૂપી અમૃતના દરીઆ જેવા મહારાજાશ્રી વજ્રબાહુની મહેરબાનીથી રાજાઓના પણ વૈભવો જેની આગળ હલકા જણાય એવી મારી સંપત્તિ તમને બધાને આનંદથી, ઉત્સાહથી લુંટાવું છું; માટે મારા ઘરમાંથી મળેલા પૈસાથી, ઘરેણાંથી, સોનાથી, રૂપાંથી, હીરાથી, માણેકથી, મોતીઓથી, દાણાથી, અને કપડાંથી જેને જેને જેનાથી સંતોષ થાય તેના તેના પુણ્યનું ફળ પરમ દયાળુ પરમેશ્વર, આપણા નામદાર મહારાજાશ્રી વજ્રબાહુને આપે, એવી મારી છેલ્લી પ્રાર્થના છે.' એમ કહી બધું લુંટાવી દીધું.

કુમતિ—( મનમાં ) નક્કી આ વૈદ્યનો મળતીઓ છે; ભલે તેની પણ વૈદ્યના જેવીજ દશા કરાવીશ. ( સેનાપતિ સામુ જોઇને જાહેર ) વૈદ્યનું સર્વસ્વ બધું મહારાજાનું આપેલું હતું; ત્યારે કેમ મહારાજાના હુકમ વિના બ્રાહ્મણોને લુંટાવી દીધું ?

સેનાપતિ—( મનમાં ) કુમતિ સારાં માણસોની જનમથી વેરણ હોય છે. ( જાહેર ) એ વિશે મહારાજશ્રીને પૂછવું.

રાજા—વૈદ્યરાજે બહુ ભારે કરી; પછી ?

સેનાપતિ—તે પછી,

શાલિની.

સોના રૂપાંનાં લહી ઠામ કોક, સોના રૂપાંના લહી દામ કોઇ
સોના રૂપાંના લહી એમ થોક, જાતાતા ત્યાં બ્રાહ્મણો કૈક લોક,
ઘોડા હાથી કોક છોડી જતાતા, ત્રીજોરીઓ કોકતો ખોલતાતા,
રાજી રાજી ચિત્તમાં બૌ થતાતા, 'સારૂં થાજો આપનું,' બોલતાતા.

રાજા—( બહુ ખેદથી મનમાં ) હું જાણું છું કે કુમતિ અને અનર્થનીધિનાં કાવત્રાંથી ઉદાસ થઇ વૈદ્યરાજે પોતાની બધી મીલકત બ્રાહ્મણોને લુંટાવી દીધી. ( જાહેર ) પછી ?

સૈનાપતિ—

મનહર.

મોતીઓની માળા બાળા કેટલીક લેતી હતી,
કેતી હતી એક બીજી 'બંગડીઓ કયાં હશે ?'
હીરાતણા હારતણી હાર કરી કેટલીક,
જાતી હતી ઉપાડીને સગાંસાઇ જ્યાં હશે;
દાગીના જડાવ ઘણા કીંમતી ઉપાડી લહી,
ચાલી જતી યુવતીઓ આમ બોલતી હતી;
'સારૂં થાઓ, સારૂં થાઓ, રાજાજીનું સારૂં થાઓ'
રાજી થતી ઘરડીએ ઘણી ડોલતી હતી.

કુમતિ—( મનમાં ) અરે હાય ! વૈદ્યનું બધું મારા ભાઇને અપાવવાનું ધાર્યું હતું; પણ બધું બ્રાહ્મણો પાસે લુટાવીને લુચ્ચા વૈદ્યે મારો મનોરથ ભંગ કર્યો.

રાજા—( ખેદ સહિત મનમાં )

### વસંતતિલકા.

છો ધન્ય વૈદ્યવર તું પ્રિયપ્રાણુ મારા,
માતાપિતા પણુ ખરેખર ધન્ય તારાં,
જે, તેં, જરા મલિન માનસ મારૂં થાતાં
હા! હંસની સમ કરી નહિંવાર જાતાં.

(જાહેર) પછી પછી ?

સેનાપતિ—મહારાજ.

### માલિની.

'જય જય જય પામો વજ્રબાહુ નરેશ!
કુશળ સહુ કુટંબી સંગ હોજો હમેશ;
અવિચળ વળિ રેજો રાજ્યધાની તમારી,
હૃદયની સમજો આ સર્વ આશીષ મારી.'
ટપ ટપ ટપ આંસુ પાડતાં આમ બોલી,
સહુપર સરખા એ બૌ દયાળુય ડોલી,
જમિનપર પડીને ગામને હાથ જોડી,
હરિ હરિ હરિ ગ્યા એ ગામને સાવ છોડી.

કુમતિ—(મનમાં) લુચ્ચા, આ રાજધાનીને તારૂં પગે લાગવું આ છેલામાં છેલું છે. તારી જીંદગી સુધીમાં ફરી તને તેનાં દર્શન નહિં થાય. (જાહેર) મહારાજાએ બહુ સમજાવ્યો; તોપણુ વાદીલો હોવાથી વહો ગયો.

રાજા—સેનાપતિ, પછી પછી ?

સેનાપતિ—મહારાજ, કુટુંબ સોત અડવાણે પગે વૈદ્યને ચાલતા જોઇ સહુની આંખમાં આંસુ આવી ગયાં; અને પ્રજા બધી તેની સાથે જાવા તૈયાર થઇ ગઇ, અને પ્રણામ કરી વૈદ્યને નીચે પ્રમાણે કહ્યું:—

### દ્રુતવિલંબિત.

'વિનયનાં ઘર, આપ કૃપા કરી, અહિં રહો મન સ્થીર કરી ફરી;
સહુ સમૃદ્ધિ અમારિ લહો તમે, ખુશી પ્રજાજન એથિ થશું અમે.'

રાજા—(આનંદથી) આવો વિવેક કરી પ્રજાએ મારી ઉપર મોટો ઉપકાર કર્યો. પછી?

સેનાપતિ—અને એમ પણ કહ્યું કેઃ- ‘જો એ વાત કબુલ ન કરો તો અમને બધાને ભેળા આવવાની રજા આપો. બાપના વિયોગની પેઠે આપ દયાળુનો વિયોગ અમે એક ઘડી પણ ખમી નહીં શકીએ.’

કુમતી—(મનમાં) વૈદ્યનો આ બીજો અપરાધ છે જે તેણે રાજ્યથી અને રાજાથી પ્રજાને ઉદાસ કરી; આ વાત સેનાપતિ ગયા પછી હું મહારાજા સાહેબને સમજાવીશ. રાજ્યથી ઉદાસ રહેનારી અને વૈદ્યમાં ભક્તિવાળી પ્રજાને એક પછી એક ગામમાંથી કઢાવી મેલવી જોયે. (જાહેર) વૈદ્ય ઉપર પ્રજાનો પ્રેમ ઘણો છે તેથી સાથે જાવાનું કહે છે.

રાજા—દેવિ, વૈદ્યરાજે મન, વચન, અને કર્મથી તેની ઉપર હજારો ઉપકાર કર્યા છે; તેથી મારી રૈયતે ઠીકજ કર્યું છે. પછી?

સેનાપતિ—તે પછી હાથ જોડી રોતાં રોતાં વૈદ્યે આમ કહ્યું. ‘તમારા શુદ્ધ અંતઃકરણથી જો મારી ઉપર તમારી પ્રીતિ હોય તો હમેશાં વારે વારે આપણા મહારાજા વજ્રબાહુને પરમેશ્વર માની મન વચન કર્મથી તેના હુકમમાં રેજો, એ મારી છેલામાં છેલી પ્રાર્થના છે; અને હું પણ નામદાર મહારાજા સાહેબ સંભારશે ત્યારે ઝટ આવી તેના ચરણકમળમાં હાજર થઇશ.’

રાજા—વૈદ્યરાજનું બોલવું સાચું થાય; પછી?

સેનાપતિ—પછી બધી પ્રજા ‘જેવો આપનો હુકમ’ એમ કહી રોતાં રોતાં વૈદ્યને પગે લાગી ગામમાં પાછી આવી; અને વૈદ્યરાજ તો કુટુંબ સહીત પૂર્વ દિશા તરફ ચાલ્યા; એટલે હું પણ આ ખબર આપને દેવા આ તરફ આવ્યો.

રાજા—સેનાપતિ, હમણાં મારી પ્રજા શું કરે છે?

સેનાપતિ—જેમ ઘણા પ્રેમવાળા બાપના વિયોગથી છોકરાં ઉદાસ થાય તેમ વૈદ્યરાજના વિયોગથી બધી પ્રજા બહુજ ઉદાસ રહે છે.

રાજા—સેનાપતિ, તમે જાઓ, અને સહુને ધીરજ આપીને કહો કે થોડા દાડામાં તેને બહુ માનથી પાછા બોલાવી લેશું.

સેનાપતિ—જેવો મહારાજનો હુકમ (એમ કહી જાય છે.)

રાજા—દેવિ, વૈદ્યરાજની વાત સાંભળી મારૂં મન ઉદાસ થયું છે; માટે તેને ખુશી કરવા હું પુસ્તકાલયમાં જાવા ઇચ્છું છું; માટે તે તરફ ચાલો.

કુમતિ-જેવો મહારાજનો હુકમ, આમ આમ. (એમ કેતાં બેય નીકળી જાય છે)

અંક બીજો સમાપ્ત.



# અંક ૩ જો.

## પ્રવેશ ૧લો.

### સ્થળ–રાજમાર્ગ, પછીથી પુસ્તકાલય.

**સુશીલા**—( પ્રવેશ કરી મનમાં ) 'સારાં કામમાં સો વિઘ્ન ' એ લોકવાણી ખોટી નથી. પવિત્ર દેવી સુમતિએ અનેક પ્રકારનાં દાન, પુણ્ય, તપ અને પરમેશ્વરની પૂજા કરી કરી પુત્રરત્નનું મુખ જોવાને યોગ્યતા મેળવી; પણ પુત્ર જન્મતાં વેંત તે તો પ્રાણ છોડવાની તૈયારીમાં છે. હાય ! હાય ! હવે શું કરૂં ? અને ક્યાં જાઉં ? અથવા તરત મહારાજાશ્રી પાસે જઇ આ વાત જાહેર કરૂં. ( એમ બોલી ઉતાવળી ઉતાવળી થોડેક ચાલી ચારેકોર જોઇ ) અરે, મહારાજાશ્રી તો આ પુસ્તકાલયમાં બિરાજે છે. તેઓશ્રી કાંઇ પુસ્તક વાંચે છે અને દેવિ કુમતિ પંખો નાંખે છે; ચાલ, ત્યાં જઇ કહું. ( પુસ્તકાલયમાં જઇ, જાહેર ) મહારાજનો જયજય થાઓ. ( એટલું બોલી હાથ જોડી ઉભી રહે છે )

**રાજા**—( સાંભળ્યા વિના ) દેવિ, વૈદ્યરાજ પદ્માપ્રસાદની રાજભક્તિ કાંઇક જૂદાજ પ્રકારની છે.

**કુમતિ**—મહારાજ, શી રીતે ?

**રાજા**—જુઓ એ પોતાની રાજભક્તિ કલ્પલતામાં શું લખે છે ?

#### દોહરા.

રાજા મા, રાજા પિતા, ગુરૂ, ભાઇ, કેવાય;  
રાજ્યતણા ભક્તોતણું, દૈવત પરમ ગણાય.  
મન, વાણી ને કર્મથી, સમજી નૃપ પ્રભુ જેહ;  
રોજ ભજે છે ભાવથી, પામે સંપદ તેહ.

**કુમતિ**—એજ મહારાજાશ્રીના મનની નિર્મળતા છે; વૈદે એવું એવું લખી પોતાના અવગુણ છુપાવવાની એ બધી યુક્તિ કરી છે.

રાજા—નહિં નહિં એ તમને વેમ છે, પદ્માપ્રસાદની બરોબર રાજભક્ત આખી પૃથ્વીમાં બીજો કોઇ પણ વૈદ્ય નથી.

સુશીલા—( મનમાં ) પદ્માપ્રસાદ આ વખતે સુમતિનો ઉપાય કરશે તો તરત સારૂં થશે, માટે મહારાજાશ્રીને વિનંતી કરૂં. ( પાસે જઇ જાહેર ) મહારાજ અને દેવીનો જય થાઓ ( એમ કહી પગે લાગે છે )

રાજા—સુશીલા, તારૂં એકદમ આંહીં આવવું કેમ થયું ?

સુશીલા—( હાથ જોડીને રોતાં રોતાં ) મહારાજ, દેવી સુમતિ શ્રીચિંતામણી-ની પૂજા કરવા બેઠાં હતાં અને હું સાંયકાળની પૂજા સારૂં બીલીપત્ર અને ફૂલ લેવા વાડીએ ગઇ હતી.

રાજા—ઠીક, પછી ?

સુશીલા—થોડીવારમાં હું પાછી આવી ત્યાં દેવીને પુત્રજન્મ થયો છે, અને પોતાના પ્રાણ જવાની તૈયારીમાં છે, એવી સ્થીતિ મેં જોઇ.

રાજા—( પુત્રની વાત સાંભળવાના હર્ષમાં પાછળની વાત ન સાંભળતાં ) શું દેવીને પુત્ર જન્મ્યો ? લે આ મોતીની માળા તને આપું છું ( એમ કહી મોતીની માળા આપવા જાય છે. )

કુમતિ—( મનમાં ) હાય ! હાય ! મરતાં મરતાં પણ સુમતિ પુત્રને જન્મ આપી મારા મનમાં સાલ ઉભું કરતી ગઇ; ભલે થોડા દિવસમાં હું તેને તેની મા ભેગો કરાવી દઇશ. ( જાહેર ) સુશીલા ખુશી થાવા ટાંણે ઉભી ઉભી રોઇ શું ? લે આ બીજો હાર હું તને વધામણીનો આપું છું.

સુશીલા—( ડુસકાં ભરતી ભરતી હાથ જોડીને ) મહારાજ, અને દેવી, આ વખતે હું વધામણી આપી વધામણી લેવા નથી આવી એ બધું હું પછી લઇશ.

રાજા—ત્યારે શું કરવા આવી છો તે કહે.

સુશીલા—દેવ, સુમતિ જણવાની વેદનાથી બેભાન થઇ ગયાં છે, કે કોઇ રોગથી બેભાન થઇ ગયાં છે કે કોઇએ તેની ચડતી ન જોઇ શકવાથી ઝેર અપાવ્યું છે તેથી બેભાન થઇ ગયાં છે; તે આપજ ત્યાં પધારી

નક્કી કરો એ વીનંતી કરવા આવી છું. પછી જેવી આપની મરજી. ( એમ કહી હુસકાં ભરતી ફરે છે )

રાજા—આ આવું છું. પરમેશ્વરની કૃપાથી આજ મને પુત્રનું મુખ જોવાનું મળશે, અને સુમતિને સારી કરવા માટે બધા સારા ઉપાયો કરીશ, કાંઇ ચિંતા કરમાં ( એમ કહી કુમતીને ) દેવીઉઠો, સુમતીને અવાસે જાયે.

કુમતિ—( મનમાં ) હાય ! પુત્રને દેખતાંજ રાજા તેને વશ થઇ જાશે; માટે તેને જાવામાં વાર લગાડવી જોયે. ( જાહેર ) પ્રાણનાથ, આપની પેટે મારી પણ આંખ્યો પુત્રમુખ જોવા તલખી રહી છે પણ કોઇ વખત ખરાબ તિથી, વાર, નક્ષત્રમાં જન્મેલા પુત્રનું મોં શાંતિવિધાન કર્યા પછી જોવામાં આવે છે માટે કોઇ જોશીને પૂછ્યા વિના ઉતાવળથી જાવું એ મને ઠીક નથી લાગતું; પછીતો આપની મરજી.

રાજા—ઠીક છે તેમ કરીએ, દ્વારપાળ ( એમ કહી દોઢીદારને બોલાવે છે )

દ્વારપાળ—( હાજર થઇ ) મહારાજનો શું હુકમ છે ?

રાજા—જા આપણા રાજ્યના જોશી ભદ્રશીલને બોલાવી આવ.

કુમતિ—( મનમાં ) ભદ્રશીલ, સુમતિના પક્ષનો છે તેથી મારી મરજી મુજબ બોલશે નહીં ( જાહેર ) પ્રાણનાથ, મારી બેન સુમતિની તબીયત સારી નથી, આપણુ બેયને પુત્રમુખ જોવાની બહુ ઉતાવળ છે અને ભદ્રશીલનું ઘર તો બહુ છેટું છે, તો આપણા દરબારગઢ નજીકના મંદીરમાં એક નૃશંપાચાર્ય નામના નવા જોશી આવ્યા છે તેને લોકો બહુ વખાણે છે માટે તેનેજ બોલાવીને પુછો એટલે તરત નિર્ણય થાય અને તરત આપણે ત્યાં જઇ શકીએ.

રાજા—એ તમે ઠીક સંભાર્યું; દ્વારપાળ, જા નૃશંપાચાર્યને બોલાવી આવ.

દ્વારપાળ—જેવી દેવની આજ્ઞા ( એમ બોલી જાય છે )

સુશીલા—( મનમાં ) અતી ઉતાવળથી કરવા જેવા કામમાં કુટિલ કુમતિએ લંબાણ કર્યું. ( જાહેર ) આપને આવતાં વાર લાગશે અને દેવીની પ્રકૃતિ બહુજ ખરાબ છે, માટે વૈદ્યરાજ પદ્મપ્રસાદને આગળથી મોકલો તો સારૂં.

રાજા—( ઉંડો નિસાસો નાખીને ) મારા હાથથી તે જંગમરત્ન ગયું તે તું નથી જાણતી ?

સુશીલા—હા હું જાણું છું. મારી બાની ચિંતામાં ભુલી ગઇ..

કુમતિ—( રીંસથી ) પદ્માપ્રસાદને બોલાવી લાવ એમ તને શું તારી બાએ કહ્યું છે ?

સુશીલા—ના ના, એને કયાં ભાન છે ? એતો હું એની ચિંતાથી મોકલો એમ કહું છું.

કુમતિ—સુશીલા, તેં અને તારી બાએ પદ્માપ્રસાદનું મોં જોવાની આશા રાખવી નહીં; એને તો મહારાજાએ ગામમાંથી કાઢી મેલ્યા છે; મહારાજા બીજા વૈદ્યને તરત ત્યાં મોકલશે. તું જા.

રાજા—સુશીલા, જેમ દેવી કહે છે તેમ તું કર, હું પણ તારી પછવાડે હમણાં આવું છું.

સુશીલા—જેવી મહારાજની મરજી ( એમ કહી રોતી રોતી જાય છે ).

દ્વારપાળ—( પ્રવેશ કરીને ) મહારાજ, નૃશંષાચાર્ય હાજર છે.

રાજા—જલદી આંહી મોકલ.

દ્વારપાળ—જેવો દેવનો હુકમ ( એમ કહી બહાર જઇ પાછો આવી ) આ જોશી બાવા ( એમ કહી દેખાડે છે )

રાજા—પધારો પધારો જોશી બાવા, હું પ્રણામ કરૂં છું.

નૃશંષાચાર્ય—આપ દેવી કુમતિ સાથે પરમ સુખ ભોગવો ( એમ કહી આશીર્વાદ આપે છે )

રાજા—જોશી બાવા, દેવી સુમતિને આજે પુત્રપ્રસવ થએલ છે, તેના જન્માક્ષર કરી તેનું ફળ કહો; અને દેવી સુમતિ પુત્રને જન્મ આપતાં વેંત બેભાન થઇ ગયાં છે તેને કયારે સુખ થાશે તે કહો.

કુમતિ—( રાજા ન જાણે એમ ઇસારો કરીને ) જોશી બાવા, મહારાજને તથા મને પુત્રસુખ જોવાની બહુ આતુરતા છે; તોપણ કાંઇ ખરાબ યોગમાં તેનો જન્મ થયો હોય તેથી તેની શાન્તી કરાવ્યા વીના હાલ

એનું મોઢું જોવાય એવું ન હોય તો ચોખ્ખું કેજો, બીશો નહીં; અમારે તમારો ભરોસો છે. સમજ્યા ? ( એમ કહી ફરી ઇસારો કરે છે)

નૃશંષાચાર્ય—હા બા સમજ્યો; બરાબર કહીશ; કાંઇ ચિંતા કરો નહીં; પણ મારે જરા ગણિત વિચારવું પડશે.

રાજા—ભલે તેમ કરો.

નૃશંષાચાર્ય—( એક તરફ બેશીને ગણિત કરે છે )

કુમતિ—પ્રાણનાથ, સુશિલાએ આપને પદ્માપ્રસાદને મોકલવાનું કહ્યું તે સાંભળ્યું કે ?

રાજા—( રીંસથી ) હા સાંભળ્યું; તેમાં શું ?

કુમતિ—મને લાગે છે કે પદ્માપ્રસાદને પાછા ગામમાં બોલાવવા સારૂં આ બધો પ્રપંચ કર્યો હશે.

રાજા—આથી તારો સુમતિ ઉપરનો દ્વેશ ખુલો જણાઇ રહે છે.

કુમતિ—( મોઢું બગાડીને ) મહારાજ હું કાંઇ દ્વેશથી કેતી નથી; ભલે તમારો પદ્માપ્રસાદ આવે અને સુમતિને જુવે; મારા બાપનું શું જાયછે ?

રાજા—પદ્માપ્રસાદને આવવાની વાતજ કોણ કરે છે ? પણ સુમતિ ખરેખર માંદી છે કે સાજી છે તે આપણે નજરે નજર જોવું છે.

કુમતિ—( મનમાં ) આતો વળી ત્યાં જાવાની વાત આવી; ત્યાં જઇ મહારાજ તેના પુત્રને જોઇ તેને આધીન થઇ જશે; પણ જોશી બાવા એવો વખત આવવાજ નહીં દે એવો મને ભરોસો છે. ( જાહેર ) જોશી બાવા, અમારે પુત્ર મુખ જોવાની અને દેવી સુમતિને જોવાની બહુ ઉતાવળ છે; માટે ઝટ કહો કે કુમારશ્રીના ગૃહ કેવા છે.

નૃશંષાચાર્ય—( મનમાં ) સોણામાં પણ જ્યોતિશશાસ્ત્રનું પાનું કોણે ફેરવ્યું છે ? અને ગણિત પણ કોને આવડે છે ? પણ દેવી કુમતિની કૃપાથી ને તેની મરજી મુજબ ચાલવાથી લોકમાં મોટી આબરૂ મેળવી છે. ( જાહેર ) બા, આવ્યો. ગણીત પુરૂં થયું છે ને ફળ વિચારી રાખ્યું છે.

રાજા—ત્યારે કહો.

નૃશંષાચાર્ય—( કુમતિના મો સામું જુવે છે. )

કુમતિ—જેવું હોય તેવું કહો; આ વાતમાં મારી કે મહારાજાની કાંઇ બીક રાખવી નહીં.

નૃશંષાચાર્ય—જેવી દેવીની આજ્ઞા, સાંભળો. ઝીણી નજરથી જોતાં આ કુંવરનો જન્મ માને, બાપને, ભાઇને કે કુટુંબને સુખ આપનારો નથી; એટલુંજ નહીં પણ તેનું મો જોવા પછી તેના માબાપને મરણ પ્રમાણે દુઃખ થવું જોયે. વિશેપ શું કહું ? તેને રાજ્યસુખ મળે તેવા કોઇ ગ્રહજ દેખાતા નથી.

કુમતિ—મહારાજ, જોશીબાવા સાચું કહે છે; જો એમ ન હોય તો કુમારનો જન્મ થતાંજ એની માને આટલું બધું દુઃખ કેમ થાવું જોયે ?

રાજા—જોશીબાવા, કુમારના ગ્રહ વિષે જાણ્યું; પણ દેવી સુમતિનું શરીર ક્યારે સારૂં થાશે તે કહો.

નૃશંષાચાર્ય—કુમારનો જન્મજ તેની માતાના દુઃખનું કારણ છે, માટે જ્યાં સુધી કુમાર એની મા પાસે રહેશે ત્યાં સુધી તેના દુઃખની શાંતિ છેજ નહીં.

રાજા—( ખેદ સહીત ) ઘણી લાંબી મુદ્દતે કુંવરનો જન્મ થયો તે પણ મનને દુઃખ કરનારો થયો. ( એમ બોલતાં આંખમાં આંસુ આવી જાય છે ).

કુમતિ—પ્રાણનાથ, ધીરજ રાખો ધીરજ રાખો; હઠથી લીધેલા કુંવરો સંતાપજ આપે છે, આનંદ આપતા નથી; માટે એ વીશે ખેદ કરવો નહીં.

નૃશંષાચાર્ય—હા, મહારાજ દેવી સાચું કહે છે. રાજા ચિત્રકેતુએ પરાણે પુત્ર લીધો હતો તેનું પરીણામ આપ ક્યાં નથી જાણતા ?

રાજા—હાય ! શું ત્યારે વજ્રબાહુનું રાજ્ય હવે પછી નધણીયાતું થશે ?

નૃશંષાચાર્ય—નહીં નહીં મહારાજ એવું અમંગળ શું કરવા બોલો છો ! આ દેવી કુમતિને થોડા દીવસમાં ધીર, વીર અને ગંભીર પુત્ર થાશે અને તેનાથી તમે સ્વર્ગનાં સુખ ભોગવશો; માટે કાંઇ પણ ખેદ કરોમાં.

કુમતિ—જોશી બાવા, એવો સારો દીવસ ક્યારે આવશે ?

નૃશંષાચાર્ય—બા, એમાં કાંઇ વાર નથી; આજ વરસમાં આપના પુત્રનું મુખ મહારાજા જોશે.

રાજા—કુમતિ, હવે શું કરવું ?

કુમતિ—જોશીબાવા બતાવે તેમ કરવું તેમાંજ આપણું હિત છે.

નૃશંષાચાર્ય—જો મારૂં કહ્યું માનો તો કુંવર સહીત દેવી સુમતિને નિર્જન વનમાં મોકલી દીયો, જો તેમ નહીં કરો તો આપના ઉપર અને રાજ્ય ઉપર કેવાં કેવાં દુઃખો આવશે તે હું કહી શકતો નથી.

કુમતિ—જોશી બાવા, જો એમ છે તો મહારાજા જલદી સુમતિને તથા કુંવરને તજી દેશે.

રાજા—દેવિ, અપરાધ વિનાની સુમતિને તેના કુંવર સોત હું શી રીતે છોડી શકું ?

નૃશંષાચાર્ય—મહારાજ, आपदर्थे धनं रक्षेद् दारान् रक्षेत्धनैरपि ।
आत्मानं सततं रक्षेद् दारैरपि धनैरपि ॥

આપત્તિ માટે ધન સાચવવું, ધનથી સ્ત્રીઓની રક્ષા કરવી, પણ હમેશાં ધનથી અને સ્ત્રીઓથી પણ પોતાના આત્માની રક્ષા કરવી એમ રાજનીતિમાં કહેલ છે; માટે રાજાએ પોતાનું અને રાજ્યનું રક્ષણ હજારો ન કરવાનાં કામ કરીને પણ કરવું જોયે.

કુમતિ—મહારાજ, હું સુમતિના દ્વેશથી કેતી નથી પણ આપના હિતને માટે કહું છું. શાસ્ત્રમાં કહ્યું છે કે.—

यन्निमितं भवेच्छोकस्तापो वा दुःखमेव वा ।
आयासो वा यतो मूलमेकांगमपि तं त्यजेत् ॥

જે કારણથી શોક થાય, તાપ થાય, દુઃખ થાય અને મહેનત થાય તેવું પોતાનું એક અંગ હોય તોપણ તે છોડી દેવું. વળી સરપે કરડેલી આંગળીને સાધુઓ પણ શું નથી કાપી નાંખતા ? માટે જોશીબાવાના કેવા પ્રમાણે કરવું જોયે.

રાજા—કુમતિ, એ બધી વાત સાચી, પણ સુમતિના કયા અપરાધને જોઇને હું તેનો ત્યાગ કરૂં ?

કુમતિ—સુમતિના અપરાધો તો હજારો છે. રાજદ્રેશી પદ્માપ્રસાદ ઉપર સ્નેહ રાખવો એ શું નાનો સુનો અપરાધ છે ? તેમ ગર્ભ ન છતાં સગર્ભા જેવી સ્થિતી બતાવી આપ જેવા ભોળા હૃદયના પ્રાણનાથને છેતરવા એ શું નાનો અપરાધ છે ? હું તેના કેટલા અપરાધો બતાવું ! એતો અપરાધોની ભરેલીજ છે. ઝીણી નજરથી જોશો તો તેની પાસે રહેવાથી ભોગો રોગો જેવા લાગશે, ધન મોત જેવું લાગશે, પારકી સ્ત્રીઓ ઝેરની વેલ જેવી લાગશે, ઘણું શું સુખમય આખું જગત દુઃખમય જણાશે; માટે જલદી કુમાર સોત સુમતિનો ત્યાગ કરો એવો મારો મત છે.

રાજા—કુમતિ, સુમતિએ પારકો છોકરો લીધો છે તેની શું ખાત્રી ?

કુમતિ—મહારાજ, તે કુંવરના જન્માક્ષરજ. શું મહારાજના કુમારના ગ્રહો માબાપને અને કુટુંબને દુઃખ દે એવા હોય ? કદી નહીં. રાજકુમારના ગ્રહો તો જન્મથીજ માતપિતાનો ઉદય કરનારા, રાજ્યની વૃદ્ધિ કરનારા અને દેશની ઉન્નતિ કરનારા થાય છે. એવા હજારો ગ્રહો મેં સાંભળ્યા છે અને જોયા છે.

રાજા—( મનમાં ) અરે ! શું સુમતિ પણ આવાં ન કરવાનાં કામો કરતી હશે ? નહિં, નહિં, આ બધો કુમતિનો પ્રપંચ છે. ( જાહેર ) દેવી, સુમતિમાં આટલી બધી કુટિલતા હોય એમ મારૂં મન માનતું નથી; માટે હું પોતેજ તેની પાસેં જઇ નિશ્ચય કરીશ.

કુમતિ—પ્રાણનાથ, મારે આગ્રહ નથી; પણ તેના પુત્રનું મુખ દેખતાંજ જે દશા સુમતિની થઇ છે તેવીજ દશા આપની થશે એમ આ જોશી બાવાનું કેવું છે; તેથી જે કરો તે વિચારીને કરશો.

નૃશંષાચાર્ય—મહારાજ, પોતાની પરણેલ સ્ત્રીનો ત્યાગ ન કરવો જોયે એ આપનો વિચાર બહુ સારો છે; પણ આ કાંઇ તેનો ત્યાગ જીવતજાગતનો નથી; માત્ર સોળ વર્ષ સુધીનો છે; કારણ સોળ વર્ષ પછી કુમારના ગ્રહો બધા સુખ કરનારા થશે તે વખતે કુમાર સહીત દેવી

સુમતિના સમાગમનું સુખ આપ ભોગવશો; આમ કરવામાં આપને શું દોશ જણાય છે ?

રાજા—જોશીબાવા, તેમ કરવામાં કાંઇ દોશ નથી; પણ પુત્રને જન્મ આપીનેજ દેવી સુમતિ મરવા તુલ્ય થઇ ગયેલ છે એમ સુશીલા કેતી હતી; હવે તમેજ વિચારો કે એવી બેભાન સ્થીતિમાં એને વનમાં શી રીતે મોકલાય ?

નૃશંષાચાર્ય—મહારાજનું કેવું ખરોખર છે.

કુમતિ—મહારાજ, આપનું મન બહુજ ભોળું છે; તેથી સુશીલાનું બોલવું પણ સાચું માનો છો; એતો પદ્માપ્રસાદને પાછા રાજધાનીમાં બોલાવવા આ બધો ઢોંગ રચ્યો છે. જો મારા વચનમાં આપને વિશ્વાસ ન હોય તો આ નૃશંષાચાર્ય વૈદામાં પણ સારૂં જાણે છે તે જઇને જોઇ આવે.

રાજા—જોશીબાવા, તમે વૈદવિદ્યામાં પણ નિપુણ છો ?

નૃશંષાચાર્ય—( મનમાં ) હું તો મહા અજ્ઞાની છું; પણ દેવી કુમતિના પ્રતાપથી સર્વજ્ઞ થઇ પડયો છું. ( જાહેર ) મહારાજ, ગુરૂની કૃપાથી થોડું-ઘણું એ પણ જાણું છું.

રાજા—ત્યારે સુમતિને જોઇ તેની કેવી દશા છે તે મને કહો; તે પછી જેમ કરવું ઘટશે તેમ કરશું.

નૃશંષાચાર્ય—જેવો મહારાજનો હુકમ ( એમ કહી જાય છે. )

રાજા—કુમતિ, મધ્યરાત થઇ ગઇ છે; માટે શયનગૃહનો માર્ગ બતાવ.

કુમતિ—આમ આમ દેવ, ( એમ કહી જતાં જતાં ફરી પ્રવેશ કરી દુઃશીલાના કાનમાં ) જા અનર્થનિધીને કેજે કે આ વખત તો મહારાજાને સુમતિ ભેગા થાવા દીધા નથી; પણ પાછા કાલે સવારે ભેળા ન થઇ શકે એવું કાંઇ ધતીંગ ઉભું કરી રાખજો.

દુઃશીલા—જેવો દેવીનો હુકમ. ( એમ ધીમેથી બોલી ચાલી જાય છે )

---

## પ્રવેશ રજો.

### સ્થળ-નદીના કીનારા ઉપરની વાડી.

( પદ્માપ્રસાદ, તેની સ્ત્રી અને પુત્ર, પુત્ર વધુ તથા એક સાધુ પ્રવેશ કરે છે )

પદ્માપ્રસાદ—( હાથ જોડીને ) મહારાજ, આપ ક્યાંથી પધારો છો ?

સાધુ—હું દ્વારકાંજી ગયો હતો ને હવે કાશીજી જાઉં છું.

પદ્માપ્રસાદ—ઠીક ત્યારે અમારે પણ તે તરફ આવવું છે તો સથવારો થશે.

સાધુ—અમારે સાધુને ગૃહસ્થ સાથે ચાલવું પરવડે નહીં.

પદ્માપ્રસાદ—આપની મરજી, મારા જેવું કાંઇ કામકાજ હોય તો કહેજો.

સાધુ—આ ચીઠ્ઠી વાંચી આપો, એમાં શું લખ્યું છે ? ( એમ કહી ચીઠ્ઠી હાથમાં આપે છે )

પદ્માપ્રસાદ—( એક ધ્યાનથી વાંચવા માંડે છે એટલામાં સાધુ જતો રહે છે ) ( ચીઠ્ઠી વાંચી રહી ચારેકોર જોતાં સાધુને ન દેખવાથી ) સાધુ મહારાજ ક્યાં ગયા ?

ચારૂમતિ—પ્રાણનાથ, એતો આપે ચીઠ્ઠી વાંચવા માંડી કે તરત ચાલ્યા ગયા.

પદ્માપ્રસાદ—ખરા મીત્રોનો સ્નેહ કાંઇ જુદા પ્રકારનોજ હોય છે.

ચારૂમતિ—કેમ પ્રાણનાથ ?

પદ્માપ્રસાદ—મારા પરમમિત્ર વિવેકનિધિએ મારી આવા વખતમાં પણ મોટી સહાયતા કરી છે; એ લખે છે કે કુમતિએ તમને ગામમાંથી કઢાવ્યા તોપણ સંતોષ પામી નથી, તેથી કુટુંબ સહીત તમને મારી નંખાવવા મારાઓ મોકલ્યા છે માટે તમારે વેશ બદલો કરી બહુ સાવચેત રહેવું.

ચારૂમતિ—ત્યારે આપણે કેમ કરવું ?

પદ્માપ્રસાદ—આપણે બધાએ હવે વૈસ્યને વેશે રહેવું; અને આપણાં નામ પણ એ વેશને અનુકુળ થાય તેવાં રાખવાં.

**ચારૂમતિ**—આપના કહેવા પ્રમાણે કરશું પણ મારી વીનંતી છે કે નેપાળના મહારાજા આપના પરમ મિત્ર છે, મગધદેશના રાજા આપને પરમગુરૂ માને છે, અને કોશળદેશના રાજા આપને પીતા તુલ્ય ગણે છે, તેમ બીજા પણ ઘણા રાજાઓ આપની ઉપર સ્નેહ રાખે છે માટે આપ જેની જેની રાજધાનીમાં જાશો તેઓ પુરાં પ્રેમથી અને બહુ માનથી આપને રાખશે માટે આપની મરજી હોય તે રાજધાનીમાં આપણે જઇએ તો પછી કુમતિની બીક ન રહે.

**પદ્માપ્રસાદ**—પ્રિયા, તમે કહેલા કોઇપણ રાજાની રાજધાનીમાં જાવું નથી, અને કોઇની હવે નોકરી કરવી નથી. ઉત્તમમાં ઉત્તમ મહારાજા વજ્રબાહુની સેવા કરી હવે હું બીજાની નોકરી કરવા ઇચ્છા રાખતો નથી કારણ રાજાની નોકરી એ તરવારની ધાર જેવી છે. કોઇ પુર્વજન્મના રણાનુબંધના બંધાવાથી મહારાજા વજ્રબાહુની સેવા કરી, હવે બીજા રાજાઓની સેવા કરવીજ નથી એવી મારી પ્રતિજ્ઞા છે.

**ચારૂમતિ**—મહારાજ વજ્રબાહુની કૃપાથી આપે રાજાના જેવા વૈભવો ભોગવેલ છે માટે હાથો જેમ રાજદરબારમાં શોભે તેમ આપ પણ ત્યાંજ શોભો.

**પદ્માપ્રસાદ**—બીજે દીવસ અથવા ત્રીજે દીવસ એકલા શાક ઉપર ગુજારો કરવો સારો છે પણ રાજાની નોકરી કરી ગુજારો કરવો સારો નથી, એટલુંજ નહીં પણ આજ સુધી મેં મહારાજા વજ્રબાહુની નોકરી કરી છે, તે હું આજે બીજા રાજાઓનો નોકર કેમ થાઉં ? માટે હવે તો શ્રીવિશ્વંભર પરમેશ્વરનીજ સેવા કરવી છે, અને તેજ ચિંતામણીની પેઠે મારા મનોરથો પુરા કરશે. મહારાજ વજ્રબાહુનો તો હું જીવતાં સુધીનો દાસ છું. પણ નીચ માણસોના કહેવા ઉપરથી ઘડીકમાં રાજી થનારા અને ઘડીકમાં નાખુશ થનારા રાજાઓને હું છેટેથીજ પગે લાગું છું.

**ચારૂમતિ**—પ્રાણનાથ, આપણી રાજધાની છોડયે આજ આપણને એક મહીનો પુરો થયો, આ વિદ્યાનંદ અને તેની વઉ ઘણું ચાલી ચાલીને થાકી ગયાં છે તો આ નજીકના શેહેરમાં ચાર પાંચ દહાડા રહી પછી આપની આજ્ઞા પ્રમાણે ચાલશું.

પદ્માપ્રસાદ—જો એમ છે તો તને ફાવશે તેમ કરશું. ( એમ કહી જરા આગળ ચાલી નિશાસો નાંખી ) પ્રિયા, આ નગરનો દરવાજો તો બંધ છે તેથી સવારે શેહેરમાં જવાશે.

ચારૂમતિ—પ્રાણનાથ, કાંઇ ચિંતા નહીં, આપણે આજની રાત આંહીંજ કાઢશું ( એમ કહી દરવાજા પાસે બેસે છે.)

વિદ્યાનંદ—પિતાજી, જો કોઇ રાજાની રાજધાનીમાં રહેવું નથી તો આપણે રહેશું કયાં ?

પદ્માપ્રસાદ—શ્રીવિશ્વનાથપુરીમાંજ.

વિદ્યાનંદ—પિતાજી, આપનો વિચાર બહુ સારો છે.

ગીતિ.

સહુ કલ્યાણ થવાને કરવા શ્રીવિશ્વનાથને નાથ,
બીજો કોણ કહોને સમર્થ કરવા અનાથને નાથ ?

પદ્માપ્રસાદ—પુત્ર, તેં બરાબર કહ્યું. જો સાંભળ.

શાર્દુલવિક્રીડિત.

શ્રીવિશ્વેશ્વર રંકને ઘડિકમાં રાજાધિરાજા કરે,
મુર્ખાના સરદારને પલકમાં સર્વજ્ઞ ભારે કરે;
હોયે સંતતિહીન તેય પલમાં સત્પુત્રવાળા થશે,
તેની લેશ દયાળુ દ્રષ્ટી પડતાં દારીદ્રદુઃખો જશે.

ગીતિ.

અલ્પાયુ કલ્પાયુ, કરૂણા શ્રીવિશ્વનાથની થાતાં,
માર્કંડેય મુનિ થ્યા સમજાશે વાત આ શ્રુતિ ગાતાં.

વળી;—

પૃથ્વી.

જ્યહાં મુનિકુમારને મન વિચાર થ્યો દૂધનો,
કર્યો નિમિષમાં જુવો ઉદધિ એક ત્યાં દૂધનો;
તજી પરમ દેવ એ પ્રભુ મહેશને ચિત્તથી,
કહો અવર કોણ છે ઉચિત સેવવા ભક્તિથી ?

પદ્માપ્રસાદ—પુત્ર, શ્રીવિશ્વેશ્વરના મહિમાની વાતું કરતાં કરતાં પરોડીયું થઇ ગયું. હમણાં દરવાજો ઉઘડશે; આ માણેકની વીંટી લઇને તું જા; તે વેચી આપણા સારૂં ખાવાનું લયાવ; એટલામાં હું પણ આ નદીને કિનારે શિવમંદિર છે તેમાં જઇ શિવપૂજન કરી લઉં.

વિદ્યાનંદ—જેવી પિતાજીની આજ્ઞા. ( એમ બોલી ગામમાં જાય છે. )

ચારૂમતિ—( આંખમાં આંસુ સહીત ) એ વીંટીના પૈસાથી આપણું ગુજરાન કેટલા દાડા ચાલશે ? માટે કુટુંબના પોષણ સારૂં કોઇ રાજા અથવા મહારાજાનો આશ્રય કરવો જોયે.

પદ્માપ્રસાદ—( હસીને ) પ્રાણપ્રિયા, રાજાપણું, મહારાજાપણું અને રાજાધિરાજાપણું જેની કૃપાથી મળે છે તે દેવજ આપણી ઉપર કૃપા કરશે. કેવળ આપણીજ નહીં; પણ આખા જગતની ભરણપોશણ કરવાની ચિંતા વિશ્વંભરના મનમાં છેજ; માટે એવી ચિંતા કરોમાં.

ચારૂમતિ—આપનું બોલવું સત્ય થાઓ.

પદ્માપ્રસાદ—પ્રિયા, હું આ નદીમાં નાહી પાર્વતીના પ્રાણપ્રિયનાં પૂજનનાં સુખનો અનુભવ લઇશ; એટલામાં પુત્ર વિદ્યાનંદ પણ આવશે.

ચારૂમતિ—ભલે આપ પધારો, અમે બેય આ નજીકની વાડીમાંથી આપના શિવપુજન માટે બીલીપત્ર અને ફુલ લયાવીએ ( એમ કહી નીકળી જાય છે )

---

## પ્રવેશ ૩જો.

### સ્થળ-કુમતિનો આવાસ.

( કુમતિ અને મૃગયા કરી પાછા આવેલા રાજા પ્રવેશ કરે છે )

રાજા—( નાહી વસ્ત્ર પહેરી બહાર આવતાં ) હા ! હવે આ રાજ્ય, બધી દીશાઓ અને મારૂં મન પણ મને શૂન્ય જેવાં લાગે છે. ( એમ કહી નીસાસો મેલે છે )

કુમતિ—( પંખો નાખતાં ) મહારાજ ! ધીરજ રાખો, ધીરજ રાખો. મારા મંદભાગ્યથી આપને દુઃખ થાય એવું મારે કહેવું પડ્યું. ( એમ કહી આંસુ પાડે છે )

રાજા—( ખેદ સહીત ) એમાં બીજો શું ઉપાય ? પરંતુ દેવી સુમતિએ ક્યાં અને ક્યારે દેહ મૂક્યો ?

કુમતિ—મહારાજ, જોશીબાવાના કેહવાથી સુમતિની તબીયત સારી છે એમ જાણી આપે જોશીબાવાને કહ્યું કે ' તમે જઇને મારા તરફથી સુમતિને કહો જે આ કુંવરનું મોં સોળ વરસ સુધી મારાથી જોવાય એમ નથી; માટે મારાં અને મારાં રાજ્યનાં કલ્યાણ સારૂં આપણા દેશનો સીમાડો છોડી એટલાં વર્ષ તમે ક્યાંય બીજે કાઢો ' એ આપને યાદ હશે.

રાજા—હા, મને યાદ છે. જોશીના બોલવા ઉપર ભરોસો રાખી મેં બહુ નિર્દય હુકમ કર્યો હતો. પછી ?

કુમતિ—( રોતી રોતી ) દેવ, જોશીબાવા પાસેથી આપની આજ્ઞા સાંભળતાંવેંત પતિવ્રતાશિરોમણી દેવી સુમતિએ કહ્યું કે ' જોશીબાવા ! મહારાજાશ્રીના કલ્યાણ વાસ્તે મારે મારા દેશનો ત્યાગ કરવો પડે કે દેહનો ત્યાગ કરવો પડે એ કાંઇ કઠણ કામ નથી; માટે આ વખતેજ મહારાજાશ્રીની મરજી હોય ત્યાં મને મોકલાવી દીયે, ફરીથી એમની કૃપાથી હું એમનાં દર્શનનું સુખ ભોગવીશ. '

રાજા—ધન્ય છે સુમતિ; તમને ધન્ય છે. મારાં કલ્યાણ સારૂં ન થઇ શકે તેવું પણ કામ કરવા તમે રાજી ખુશીથી તૈયાર થયાં. પછી ?

કુમતિ—પછી જોશીબાવો સુમતિની પ્રાર્થના આપને કેહેવા આવ્યા ત્યાં આપ તો મૃગયા કરવા પધાર્યા હતા.

રાજા—હા, લુચ્ચા દુ:શીલાના દીકરાએ દેવી કુમતિના ગામના સીમાડામાં વાઘ આવ્યો છે અને તે હમેશ ઘણાંક માણસોને તથા ઢોરોને રંજાડે છે, એવી ખબર આપી તેથી સુમતિની વ્યવસ્થા કરવી ભુલી જઇ હું શીકારે ગયો, પણ ગામમાં તો કોઇ વાઘની વાતે જાણતું નહોતું.

કુમતિ—પ્રાણનાથ, એ લુચ્ચાએ આપને ખોટી ખબર આપી બહુ શ્રમમાં નાખ્યા. પછી ?

રાજા— પછી ત્યાંના મહાજને અતિ આગ્રહથી મને ત્યાં પાંચ દીવસ રોકી રાખ્યો.

કુમતિ—મહાજને બહુ સારૂં કર્યું, તેને તો આપનું દર્શન એ અલભ્ય લાભ.

રાજા—એણે તો સારૂં કર્યું પણ હું સુમતિની વ્યવસ્થા કરવી ભુલી ગયો તેનું દુ:ખ મારા મનમાંથી ખસતું નથી.

કુમતિ—દેવ, કાંઇ ખેદ કરોમાં. જે વખત જોશીએ દેવી સુમતિએ કહેલી વાત મારી પાસે જણાવી તે વખત મેં કહ્યું કે મહારાજા પધાર્યા પછી તે-મણે જ્યાં જવું હોય ત્યાં જવું.

રાજા—તમેં ઠીક કહ્યું. પછી ?

કુમતિ—પરંતુ જોશીબાવાએ કહ્યું કે ખરાબ જોગમાં આવેલ પુત્રને દશ વાસા થયા પહેલાં દેશના સીમાડા બહાર રાખવો જોઇએ, અને આપણો દશાર્ણ દેશ ઘણો લાંબો છે; માટે આજેજ સુમતિએ ચાલવું જોઇએ.

રાજા—શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે કરવું જોઇએ. પછી ?

કુમતિ—પછી મેં મારા રથમાં કુમાર સહીત દેવી સુમતિને બેસાડી રવાના કર્યાં, અને તેની સાથે મારા ભાઇ મદનને તથા નૃશંપાચાર્યને મોકલ્યા.

રાજા—બહુ ઠીક કર્યું. પછી ?

કુમતિ—પછી આજ સવારે જોશીબાવા અને મારા ભાઇ આવ્યા તેણે ખબર આપ્યા કે ‘ આંહીંથી ચાલ્યા પછી ત્રીજે દાડે શ્રીનર્મદાને કીનારે એક પવિત્ર આશ્રમમાં કુમારે તથા દેવી સુમતિએ પ્રાણ ત્યાગ કર્યો ’ આ

વાત સાંભળીને આખા ગામમાં શોકનો સમુદ્ર ઉછળી રહ્યો છે.
( એમ બોલી ઉંચે સાદે રોવા માંડે છે )

રાજા—દેવિ, વિપત્તિમાં ધીરજ રાખવી જોયે. દૈવની મરજી આગળ આપણો શું ઉપાય છે? પણ સુમતિની દાસી સુશીલા ક્યાં છે?

કુમતિ—એને તો ફોજદારે કેદમાં નાખી છે.

રાજા—એવો એનો અપરાધ શું હતો?

કુમતિ—એ રાંડેજ દેવી સુમતિને ઝેર આપ્યુ હતું; તેની ગરમીથી અચાનક કુમારનો જન્મ થયો અને સુમતિ બેભાન થઇ ગયાં.

રાજા—( મનમાં ) સુશીલા આવું નીચ કામ કરે એ મારૂં મન કબુલ કરતું નથી, ( જાહેર ) સુશીલાએ સુમતિને ઝેર આપ્યું તે તમે કેમ જાણ્યું?

કુમતિ—પ્રાણનાથ, જોશીબાવાએ આપેલી દવાથી સુમતિને સંજ્ઞા આવતાં તેણે મારા ભાઇ મદનને તથા જોશીબાવાને કહ્યું કે સુશીલાએ ગંગાજળ છે એમ કહી કાંઇ મને પીવા આપ્યું; તે પીધા પછી હું બેભાન થઇ ગઇ.

રાજા—અરે હાય! શું સુશીલા દુઃશીલા થઇ?

કુમતિ—બીજું શું? દેવે એનું મોઢું પણ ન જોવું જોયે; એ રાંડે પોતાનું નામ બગાડયું. મારી દુઃશીલા છે તેને સુશીલા કેવી જોગે. ( એટલામાં દુઃશીલા આવી કાનમાં કાંઇક કહે છે તે સાંભળી ) હાય! દુઃખમાં દુઃખ આવે છે એ લોકોનું કેવું ખોટું નથી. ( એમ બોલી રૂવે છે )

રાજા—દેવિ, દુઃશીલાએ શું કહ્યું?

કુમતિ—નાથ, એ વાત આપને બહુ દુઃખ કરે એવી છે; માટે નહિં કહુ.

રાજા—દેવી સુમતિના જાવા પછી મારૂં જીવવું દુઃખ ભોગવવાજ છે; માટે કહો.

કુમતિ—દેવ, વૈદ્યરત્ન પદ્માપ્રસાદ પણ ગુજરી ગયા એમ સંભળાય છે.

રાજા—અરે હાય! પદ્માપ્રસાદ પણ સ્વર્ગમાં ગયા? હવે મારૂં સારૂં ભાગ્ય પૂરૂં થયું. ( એમ બોલતાં મૂર્છા આવવાથી પડી જાય છે )

કુમતિ—મહારાજ, ધીરજ રાખો. ધીરજ રાખો. ( એમ કહી પંખો નાખે છે )

રાજા—( ભાનમાં આવીને ) હે વૈદ્યશિરોમણિ, તમારૂં ફરીથી મળવું થયુંજ નહીં. તમને અને કુમાર સહીત દેવી સુમતિને લઇ જઇને દૈવે મને છેતર્યો છે. ( એમ બોલતાં ફરી રૂવે છે )

કુમતિ—મહારાજ, થઇ ગએલ વાતનો ખેદ કરવો એ કાંઇ કામનું નથી; માટે હવે પછી કરવાના જરૂરના કામમાં મન જોડવું જોઇએ.

રાજા—દેવિ, આ વખતે શું કર્તવ્ય છે એજ મને સૂજતું નથી; માટે વિનય, વિવેક, અને વિચાર વિગેરે અમલદારોને બોલાવો એટલે એની સાથે વિચાર કરીને હવે પછી શું કર્તવ્ય છે તેનો હું વિચાર કરૂં.

કુમતિ—મહારાજ, વિવેક, વિચાર, આદિ બધા અમલદારો દેવી સુમતિના પરમ ભક્ત છે; અને વૈદ્યરાજના પરમ મિત્રો છે તેથી તે લોકો તે એયના ગુણ વારેવારે સંભારી આપને શોકમાં બુડાડશે; ઘણો શોક એ હજારો રોગ થવાનું કારણ છે, એમ વૈદ્યશાસ્ત્રમાં લખેલ છે; માટે એક મહિના સુધી તે લોકોને આપે મળવું નહીં; અને જે કર્તવ્ય વિચાર હોય તે બધા આપે મારી સાથેજ કરવા.

રાજા—દેવી સુમતિ અને પદ્માપ્રસાદના વિયોગને લીધે કાંઇ પણ કર્તવ્ય મને સૂજતુંજ નથી; માટે શું કરૂં ?

કુમતિ—મહારાજ, આપે કાંઇ ફીકર કરવી નહીં. આપની મહેરબાનીથી હુંજ બધું કરવાનું કરીશ. ( એમ કહી દુ:શીલાને ) દુ:શીલા, જા, મારા ભાઇ મદનને કહે કે આપણા રાજ્યના રિવાજ પ્રમાણે દેવી સુમતિના કારજના કાગળો બધે લખે; અને બ્રાહ્મણોને બોલાવી, જમાડી, તેને બબ્બે રૂપૈઆ દક્ષણા આપે. ગાયોનાં દાન, ઘોડાનાં દાન, ભેંસોનાં દાન, હાથીઓનાં દાન, ખેતરોનાં દાન, ઘરોનાં દાન, રથોનાં દાન, અને કન્યાઓનાં દાન આપે; એટલુંજ નહીં; પણ જે ઠેકાણે નદીને કિનારે દેવી સુમતિને અગ્નિદાહ કર્યો છે ત્યાં 'સુમતિશ્વર' નામના મહાદેવનું મંદીર કરાવે. કુમારની ઉપર પણ 'કુમારનાથ' નામના મહાદેવની સ્થાપના કરે. વૈદરાજનું કારજ પણ બહુ સારૂં કરી તેનાં કુટુંબને આંહીં બોલાવી લઇ નવાં મકાન તેને શ્રીકૃષ્ણાર્પણ આપે. વૈદ્યરાજનું જ્યાં શરીર પડયું હોય ત્યાં 'વૈદ્યનાથ' નામનું શિવમંદીર કરાવે, આ બધું મારી ખાનગી મુડીમાંથી ખર્ચ કરવાનું

કેજે. રાજ્યના ખજાનામાંથી કાંઇ આ કામમાં વાપરવું નહીં; એમ કેજે અને કેજે કે મહારાજા હમણાં બહુ ઉદાસીમાં રહે છે; તેથી કોઇ અમલદારને મળી શકશે નહીં માટે કોઇ હમણાં સલામ કેવરાવેજ નહીં. જો કાંઇ જરૂર કામ હોય તો મને કેવરાવવું એટલે હુ મહારાજાની મરજી પૂછી તેનો જવાબ આપીશ.

**દુ:શીલા**—જેવી દેવીની આજ્ઞા. ( એમ કહી જાય છે )

**રાજા**—( મનમાં ) હું આજ દીવસ સુધી એમ જાણતો હતો કે દેવી સુમતિને તથા વૈદ્યરાજને કુમતિ પોતાના દ્વેષથી તરકટ કરી મારી નજરે હલકાં પાડે છે; પણ એ મારી ભુલ હતી; કારણ દેવી કુમતિનું દેવી સુમતિ ઉપર તથા વૈદ્યરાજ ઉપર પરોક્ષ સૌહૃદ અતિશય છે. ( જાહેર ) તમારી આ ઉદારતાથી મારૂં મન રાજી થયું છે.

**કુમતિ**—દેવ, મારૂં સર્વસ્વ બધું આપનુંજ છે એમાં મારી શું ઉદારતા?

**રાજા**—( મનમાં ) વિવેક, વિચાર અમલદારોને મળાશે નહીં; અને સુમતિના મરણથી શિવપૂજન થશે નહીં; ત્યારે આ લાંબા લાંબા દિવસો શી રીતે કાઢવા, અથવા વ્યાસજી વાલ્મીકી આદિએ કરેલા પ્રબંધો મારા દુ:ખના વખતના મિત્રો છે. ( જાહેર ) દેવિ, પુસ્તકાલયમાં જાવાની મારી ઇચ્છા છે; માટે તેનો માર્ગ દેખાડો.

**કુમતિ**—આમ આમ મહારાજ. ( એમ કહી બેય નિકળી જાય છે )

અંક ત્રીજો સમાપ્ત.



# અંક ૪થો.

## સ્થળ–સભામંડપ.

( સભામંડપને સાફ કરનારી બે દાસીઓ વાતો કરતી પ્રવેશ કરે છે )

**ગૌરી**—દૂર્ગા, દેવી કુમતિની દેવી સુમતિ ઉપર બહુજ પ્રીતિ છે એમ જણાય છે.

**દૂર્ગા**—તેં એ કેમ જાણ્યું ?

**ગૌરી**—દેવી સુમતિને ગુજરી ગયે આજ છ મહિના થયા; તોપણ દેવી હજી શોક છોડતાં નથી. સારૂં જમણ જમતાં નથી, કોઇ સાથે હસવું બોલવું કરતાં નથી; એટલુંજ નહીં પણ શહેરમાં કોઇ સ્ત્રીઓ સારાં વસ્ત્રો પહેરી હસતી હોય, ગાતી હોય તેની ખબર પડે તો બહુ રીસે ભરાય છે; અને તેનો દંડ પણ કરાવે છે. આટલું બધું સુમતિ ઉપર પ્રીતિ નહોય તો કેમ થાય ?

**દૂર્ગા**—( હસીને ) બેન, તું બહુ ભોળી છો; કાંઇ જાણતી નથી.

**ગૌરી**—હેં દૂર્ગા, શું હું નથી જાણતી ?

**દૂર્ગા**—એ બધું દેવી કુમતિનું અને તેના પ્રધાન અનર્થનિધિનું કપટ છે.

**ગૌરી**—એતું કપટ છે એ તેં કેમ જાણ્યું ?

**દૂર્ગા**—જો કપટ ન હોય તો જ્યારે દેવી સુમતિને કુમારનો જન્મ થયો અને તે બેભાન થઇ ગયાં તે વખત સુશીલાએ બહુ બહુ આજીજીઓ કરી તોપણ રાજાને સુમતિ પાસે શું કરવા ન જવા દીધા ? બીજેજ દાડે રાજાને મૃગયા માટે જવાનું શું કરવા થયું ? એટલુંજ નહીં પણ મહારાજા મૃગયામાંથી પાછા ફર્યા મોર સુમતિને કુમાર સાથે વનમાં કેમ મોકલી દીધાં ? આ બધું શું કુમતિનાં કાવત્રાં વગર થયું છે ? અને હજી પણ જે જે સારા ગૃહસ્થો અને અમલદારો સુમતિના પક્ષના છે તેને કનડગત કર્યા કરે છે અને ગામ છોડાવે છે એ શું ખટપટ નથી ? કેવળ આ વખત મહારાજાને સુમતિ વિષે બહુ લાગણી છે; તેથી જો

હું સુમતિનું કાંઇ ખરાબ બોલીશ તો મારૂં બગડી જશે એમ સમજી મહારાજાની આંખમાં ધૂડ નાખવા આ બધો ઠાલો ડોળ કરે છે.

**ગૌરી**—બેન બધો ડોળ થાય પણ પૈસાના ખરચનો ડોળ કઠણ છે. દેવી કુમતિ પાસે આપણે એનો જીવ માગીએ તો તે આપી શકે; પણ પૈસા આપી શકે તેવી તે નથી, તેમ છતાં કુમતિએ સુમતિનું કારજ બધું પોતાના પૈસાથી કર્યું છે. સુમતિનું અને તેના કુંવરનું નામ અમર રાખવા સુંદર દેવમંદીરો કરાવ્યાં છે. મનમાં જો કાંઇ સ્નેહ ન હોય તો આમ કાંકરાની પેઠે પૈસા વેરણી શકાય શું ?

**દુર્ગા**—ગૌરી ! એ બધી વાતો છે, કોણે એ મંદીરો જોયાં છે અને કયાં છે ?

**ગૌરી**—ભલે દેવમંદીરો હજી નહીં થયાં હોય પણ નોખાં નોખાં દાનતો પોતાના ખરચથી કર્યાં તે તો આપણે જોયાંનાં ?

**દુર્ગા**—એ દાનો, દેવી કુમતિનાજ પૈસાથી થયાં છે તેની ખાત્રી શી ? દેવી સુમતિની લાખોની પુંજી બધી કયાં ગઇ ?

**ગૌરી**—ત્યારે તારો તે વીષે શું વિચાર છે તે કહેને ?

**દુર્ગા**—ગૌરી મારો વિચાર શું પૂછછ ? તુંજ વિચારી જોને કે ત્રણે લોકમાં કોઇ પણ રાજાની સ્ત્રી અથવા રાંકની સ્ત્રી પોતાની શોકય ઉપર પ્રેમવાળી હોય એવું તેં જોયું છે અથવા સાંભળ્યું છે ?

**ગૌરી**—હશે એ પંચાત મેલી દે. તું ડાપણવાળી છો તે કરતાં હું વગર ડાપણવાળી સારી છું. મહારાજાનો પધારવાનો વખત થઇ ગયો છે; તે કયાંક આપણી વાત સાંભળી જશે તો ભોગ મળશે, માટે ચાલ બીજો ખંડ સાફ કરવા જાયે. ( એમ કહી હાથ ઝાલી નીકળી જાયછે )

ઇતિ મિશ્રવિષ્કંભક.

---

## પ્રવેશ ૧લો.

### સ્થળ–રાજાની કચેરી.

( રાજા તથા દેવી કુમતિ પ્રવેશ કરે છે )

રાજા—( કુમતિના મો સામું જોઇ ) દેવિ, કેમ આજ ઉદાસ જેવાં લાગો છો ?

કુમતિ—મહારાજ આપના જાણવામાં છે કે મારા બેનનું ભવિષ્ય થયા પછી મને ક્યાંય ચેન પડતું નથી.

રાજા—હા તે હું જાણું છું પણ આજની ઉદાસી કાંઇ જૂદાજ પ્રકારની છે.

કુમતિ—( ઉંડો નીસાસો નાખીને ) હા તેનું કારણ વળી બીજું છે.

રાજા—કહો ત્યારે શું છે ?

કુમતિ—કહી શકાય એવું નથી.

રાજા—કહ્યા વિના તેનો ઉપાય કેમ થાય ? તમારે મારાથી વળી છાનું શું ?

કુમતિ—આપનાથી છાનું કાંઇ નથી; પણ આપને કેવાથી આપનું મન ખેદ પામશે એમ જાણી કેતી નથી.

રાજા—ભલે ખેદ પામે. એક બીજાને એક બીજાનું દુઃખ કેવાથી ઓછું થાય છે.

કુમતિ—આપનો આગ્રહ છે તેનો ઉપાય નહીં; પણ હું આપને પૂછું છું કે લોકોમાં મરેલાં માણસો ભૂત થાય છે એ વાત ખરી હશે કે ખોટી ?

રાજા—સાવ ખોટી પણ નહીં; તેમ સાવ સાચી પણ નહીં.

કુમતિ—ગામમાં બધાં લોક કહે છે કે દેવી સુમતિ અને વૈદ્ય પદ્માપ્રસાદ ભૂત થયાં છે. આ વાત સાંભળી મને દાઝયા ઉપર ડાંભ જેવું લાગે છે. ( એમ કહી હીબકાં ભરી રૂવે છે. )

રાજા— મહાપતિવ્રતા દેવી સુમતિ અને મહાપવિત્ર વૈદ્ય પદ્માપ્રસાદ શું ભૂત થાય ? એ વાત કદી હોય નહીં. કોઇ એના દુષ્મનોએ આ વાત ખોટી ઉડાડી હશે. ભૂત થવાની વાત તો જૂદી રહી; પણ એ બેયનું

મરણુ સાંભળ્યા પછી પણ મારૂં મન કહે છે કે એ બેય ક્યાંક જીવે છે.

કુમતિ—(મનમાં) શાસ્ત્રોમાં રાજાઓને પરમેશ્વર કહ્યા છે એ વાત ખોટી નથી. એના મનમાં જે વાત સાચી હોય છે તેજ આવે છે. (જાહેર) મહારાજ, હું પોતે જોકે એની હયાતીમાં મારી ભોળાશને લીધે તેની વિરૂદ્ધ હતી; પણ તેના મરણુ પછી મારી મોટી બેન અથવા મા પ્રમાણે તેને સમજું છું ત્યાં તેની દુસ્મની કોણ કરે? પણ આ વાત આજથી ચાલતી નથી; એના મરણુ દિવસથીજ ચાલે છે.

રાજા—લોકોના બોલવા સામું જોવું નહીં. ઘણી વખત કપટી લોકો પોતાનો સ્વાર્થ સાધવા જીવતા માણુસોને પણ ભૂત બનાવી દેછે.

કુમતિ—લોકોના બોલવા સામું ન જોવું તે ઠીક; પણ જે નજરે જોયું હોય તે કેમ ખોટું મનાય?

રાજા—કેણે ક્યાં જોયું?

કુમતિ—આપણા દરબારમાં રેનારી બધી વડારણોએ, ગામ બહાર નોખી નોખી જાયગાએ દેવી સુમતિને જોયેલ છે; તેથી કેટલીકને બીકથી તાવ આવી ગયો; કેટલીક બીકથી બેહોશ થઇ પડી ગઇ; પણ મારી બીકથી કોઇ બીચારી કહી શકતી નહોતી; પણ આજે તો દુઃશીલાએ પોતે જોયું અને મને કહ્યું કે આપની બીકથી કોઇ બોલતી નથી; પણ આ વાત ખરી છે; હવે આપજ કહો કે મારી દુઃશીલા કાંઇ ખોટું બોલે?

રાજા—તમારી દુઃશીલા ખોટું ન બોલે એ વાત ખરી હશે; પણ દેવી સુમતિ મારા જોવામાં કે તમારા જોવામાં કેમ નથી આવતાં?

કુમતિ—મહારાજ, આપ જાણો છો કે ભૂત, પ્રેત, પિશાચ વગેરેનું દેખાવું અપવિત્રતાથી થાય છે; આપ હમેશાં પવિત્ર રહો છો; અને આપણા દરબારમાં હમેશ વેદના પાઠ, તથા ગીતાજીના પાઠ થયા કરતા હોય તેથી તે આવી શકે નહીં.

રાજા—જોકે એ વાત હું સાચી માનતો નથી પણ તમારા મનમાં એવો વેમ રહેતો હોય તો ભદ્રશીલને બોલાવી તેની શાંતિ થાય એવા ઉપાયો

કરાવવા, પણ દુઃશીલા ક્યાં છે? હું તેને પુછું તો ખરો કે તેણે દેવી સુમતિને ક્યાં જોયાં? ( એટલામાં પુરા છકછકાટથી દુઃશીલા પ્રવેશ કરે છે )

દુઃશીલા—( પાસે આવીને ) દેવી અને મહારાજનો જય થાઓ.

રાજા— તું ક્યાં હતી? હમણા મેં તને સંભારી હતી, દેવી કુમતિ કેછે કે તેં ભૂત જોયું એ વાત સાચી?

દુઃશીલા—( મનમાં ) સુમતિની ભૂત થયાની વાત સાંભળીને મહારાજા ગુસ્સે થયા હોય એમ લાગે છે. ભલે, હું તેને બીજે રસ્તે દોરૂં. ( જાહેર ) મહારાજ, હા કાંઇ જોયું છે ખરૂં; પણ આ વખતે હું કાંઇ મંગળવાત જાહેર કરવા આવી છું માટે ભૂતપ્રેતની વાત હમણાં નહીં કરૂં.

રાજા—શું મંગળવાત જાહેર કરવી છે તે કહે.

દુઃશીલા—મહારાજ, મારાં બાઇ તો હજી શોક છોડતાં નથી. ગામ આખામાં વિવાવાજન વીગેરે કાંઇ સારૂં કામ થાતું નથી, જેથી કોળાહળ થઇ ગયો છે; તેનું તો કાંઇ નહીં પણ આપની પુન્યાઇથી અને ઇશ્વર-કૃપાથી મારાં બાઇને દીવસ ચડયે આજે આઠ મહિના પુરા થાવા આવ્યા તો અઘરણી કરવા વીના કાંઇ ચાલવાનું છે માટે આપ શોગ છોડી અ-મલદારોને છોડવાનું કહો, અને ગામમાં પણ વિવાવાજન કરવાની છુટ આપો.

રાજા—દુઃશીલા! તેં ઠીક યાદ આપ્યું. હું વિવેકનિધાને બોલાવી હમણાં હુકમ કરૂં છું. ( એમ કહી ઉભા થાય છે )

કુમતિ—ત્યારે હું આપના હુકમ પ્રમાણે ભદ્રશીલને બોલાવી પાઠ પુજા કર-વાનું કહું છું.

રાજા—હા, ભલે. ( એમ બોલતાં બેય નીકળી જાય છે )

## પ્રવેશ ૨ જો.

### સ્થળ— ન્યાયાસનની કચેરી.

( વિચારશર્મા, વિનયશર્મા અને સેનાપતિ વિવેકનિધિ પ્રવેશ કરે છે )

વિવેકનિધિ—પ્રિયમિત્ર, વિચારશર્મા કેમ આજ ઉદાસજેવા દેખાઓ છો ?

વિચારશર્મા—દેવી કુમતિના મોટા ભાઇ મદને મારા મનોરથો ભાંગી નાખ્યા છે, મને દેવી સુમતિના પક્ષનો ગણી રોજ રોજ દુઃખ દે છે; એટલુંજ નહીં, મારો અધિકાર લઇ લીધો, મારૂં બધું લુંટી ગયો અને હવે ગામમાંથી કાઢી મેલવાની મહેનત કરે છે.

વિનયશર્મા—આર્ય, મેં પણ ઉડતી વાત સાંભળી છે કે આપણને બધાગને દેવી કુમતિ ગામમાંથી કઢાવી મુકવા પ્રયત્ન કરે છે.

વિવેકનિધિ—આપણને આ ગામમાંથી કઢાવી મેલવાને કયો આપણો અપરાધ બતાવીને દેવી કુમતી મહારાજાને વિનંતી કરશે ?

વિચારશર્મા—આપણે ત્રણેય દેવી સુમતિના મળતીઆ છીયે એ કુમતી જાણે છે, તેમાં પણ તમે તેના ભાઇ મદનનું કહ્યું ન માનીને દેવી સુમતિની દાસી સુશીલાને કેદમાંથી છોડી છે તેજ મોટો અપરાધ છે.

વિનયશર્મા—મારો વિચાર પણ વિચારશર્માને મળતો છે. જે જે માણસ સુમતિ ઉપર ભકિત રાખનારાં છે તે તે માણસ ઉપર કુમતિ રીસે બળે છે તે આપથી અજાણ્યું નથી.

વિવેકનિધિ—પ્રિય મીત્રો, મારો વિચાર સાંભળો.

ગીતિ.

આપણ સહુને કુમતિ દુઃખ દરિઆમાં ડુબાડિ કદિ દેશે ;
તોપણ સુમતિપરની ભકિતવગરના નહીં કરી શકશે.

વિચારશર્મા—એમજ, આર્ય, એમજ.

વિનયશર્મા—એમાં શું સંદેહ ?

વિવેકનિધિ—સુશીલા દેવી સુમતિ ઉપર બહુ ભક્તિ રાખતી હતી એજ કારણની અદેખાઇથી કુમતિએ તે નિરપરાધીને જેલમાં નખાવી હતી. હવે બધા અપરાધિઓને છોડી મેલવાનો મહારાજાનો હુકમ થયો તે દાડે એ નિરપરાધીને છોડી મેલી તેમાં મેં દેવી કુમતિનો શું અપરાધ કર્યો ?

વિનયશર્મા—આર્ય, આપણી નજરથી કાંઇ અપરાધ લાગતો નથી; પણ સુશીલાજ સુમતિની ચડતિ થાવાનું કારણ છે; એમ જાણી તેને મારી નાખવાનો તેનો વિચાર હતો તેને તમે છોડી મેલી એજ તમારો અપરાધ.

વિવેકનિધિ—જો એમ હોય તો હું પણ એને રાજી રાખવા ખુશી નથી; કારણ તે પોતાના ભાઇઓનું ઉપર કરવા મહારાજાનું પણ ભૂંડું કરે છે.

વિનયશર્મા—એમજ, દુષ્ટ અનર્થનિધિ તેને તેવાં નીચ કામો શીખવે છે.

વિચારશર્મા—આર્ય, એવાં નીચ કામ શીખવવામાં નૃશંપાચાર્ય પણ અનર્થનિધિથી ઉતરે એવો નથી.

વિવેકનિધિ—જાણુંછું, બધું જાણુંછું. દેવિ સુમતિને ઝેર દઇ મારી નાખવાનું વૈદ્ય પદ્માપ્રસાદને કેહવું, જો તે તેમ કરે તો આપણું કામ થશે, અને કદાચ કુલીન હોવાથી તેમ ન કરે તો સુમતિનો મળતિઓ જાણી કોઇ યુક્તિથી તેને ગામમાંથી કઢાવી મેલવો, એવું એણેજ દેવી કુમતિને શીખવ્યું હતું.

વિનયશર્મા— સોરઠો.

ન ગણી નગણી–બોલ, નીચ કામ કીધા વિના;
છોડયો દેશ અમોલ, ધન્ય, ધન્ય એ વૈદ્યને.

વિચારશર્મા—આર્ય, કયા પાપીઆએ દેવી સુમતિને ઝેર દીધું હશે ? સુશીલા તો નજ આપે એમ મને લાગે છે.

વિવેકનિધિ—કુમતિએ એ ખોટો આરોપ મેલ્યો છે; બાકી સુશીલા કોઇ દિવસ એવું કરેજ નહીં.

**વિનયશર્મા**—જ્યાં સારાં માણસો માથેય આવાં ખોટાં આળ ચડાવે એવા ગામમાં એક ઘડી પણ રેવું ન જોઇએ.

**વિવેકનિધિ**—તમારી વાત સાચી છે; તોપણ મહારાજાનું આપણી અક્કલ ચાલે ત્યાં સુધી ભલું કરવા સારૂં થઇનેંજ આ ન રહેવા જેવા ગામમાં રહીયે છીએ.

**વિચારશર્મા**—એ આર્યની આશા નકામી છે; કારણ નીચમાં નીચ વ્યભિચારના મહામય નામના છોકરાને કુમતિએ પોતાનો છોકરો કરવા સારૂં લીધો છે. અને તે બાબતમાં એક લાખ સોના મહોર સુધીના ખરચની પણ ગણતરી કરી નથી.

**વિનયશર્મા**—એટલુંજ નહીં, કુમતિનો વિચાર સુમતિને તથા તેના પુત્રને મરાવી નંખાવી મહારાજને કેદમાં નાંખી ગાદી મહામયને અપાવવાનો છે, ત્યાં શી રીતે મહારાજની કલ્યાણની આશા રહે ?

**વિવેકનિધિ**—તમારી વાત સાચી છે તોપણ જાતવાળાએ ઉદાસ ન થાતાં બુદ્ધિ પહોંચે ત્યાં સુધી પોતાના ધણીનું સારૂં થવામાં પ્રયત્ન કર્યાં કરવા જોઇએ.

**વિચારશર્મા**—આર્ય આપ કહો છો તે બરોબર છે; પણ સાફ દીલથી મંહારાજાનું ભલું કરનાર આપણને બહુજ મેલા મનની દુઃશીલા ગામમાંથી પણ કઢાવી મેલશે.

( એટલામાં પડદામાં )

લુચ્ચા તું જાણુછ કે હું દેવી કુમતિની મહેરબાનીનું માણસ દુઃશીલા છું ? કોણ મને નજરે પણ જોવા શક્તિવાન છે ?

તું ગમે તે હો; સેનાપતિ આગળ બધું કહી પછી તારી મરજી હોય ત્યાં જાજે.

**બધાય**—( આશ્ચર્યથી ) દુઃશીલા આંહીં ક્યાંથી ?

( એમ કહી ચારે તરફ જુવે છે ત્યાં એક બ્રહ્મચારી અને તેની આગળ ચાલતી દુઃશીલા પ્રવેશ કરે છે )

**દુઃશીલા**—લે આ ઉભી છું, દેવી કુમતિની મહેરબાની મારા ઉપર છે ત્યાં સુધી તારો સેનાપતિ મને શું કરનાર છે ?

વિવેકનિધિ—દુ:શીલા સાથે કજીઓ કરતો કરતો બ્રહ્મચારીના વેશવાળો મારો માણસ આવે છે; માટે આપણે આપણી વાત બંધ કરો.

વિનયશર્મા } — જેવી આર્યની મરજી.
વિચારશર્મા }

( એમ કહી બોલતા બંધ થઇ જાય છે એટલામાં દુ:શીલા તથા બ્રહ્મચારી પાસે આવે છે )

વિવેકનિધિ—બ્રહ્મચારી ! તમારે દુ:શીલા સાથે શું તકરાર છે ?

બ્રહ્મચારી—આર્ય, માણેક જડેલ બે સીલની વીંટીઓ અને નિલમ જડેલ આ સોનાનો પ્યાલો નજીવી કીંમતે સોનીને આપી દેતાં મારા જોવામાં આવતાં મેં તેને આ તેં કયાંથી લીધું એમ પુછ્યું, તોપણ જવાબ આપતી નથી અને ઉલટી ગાળો દેછે ને તરછોડે છે.

વિવેકનિધિ—દુ:શીલા ! સાચું બોલ આ તેં કયાંથી લીધું ?

દુ:શીલા—આર્ય, આપને બધું કહીશ; પરંતુ મને પણ ડરાવનારો આ ભીખારી કોણ ?

વિવેકનિધિ—દુ:શીલા, ભિખારીના વેશવાળો એતો રાજાનો ચાર છે. સહુએ પોતપોતાની ફરજ બજાવવી જોઇએ એટલે એમાં કાંઇ એનો અપરાધ નથી.

દુ:શીલા—ભલે એ રાજાનો ચાર હોય, તોપણ તે સાંભળે એમ હું કાંઇ પણ નહીં કહું.

વિવેકનિધિ—એમ કરીએ. ભાઇ, તું તારે કામે જા.

બ્રહ્મચારી—જેવો આપનો હુકમ. ( એમ કહી નીકળી જાય છે )

વિવેકનિધિ—દુ:શીલા હવે કહે, આ દેવી સુમતિ તથા વૈદ્ય પદ્માપ્રસાદની સીલની વીંટીઓ તેં શી રીતે મેળવી ?

દુ:શીલા—( મનમાં ) જો હું આની પાસે ખોટું બોલીશ તો મારા ભુંડા હાલ કરશે, માટે હમણાં તો સાચે સાચું કહી છૂટું; અને દેવી કુમતિ પાસેં જાઉં તો પછી બધાયને પહોંચીશ. ( જાહેર ) આર્ય, આપની પાસેં ખોટું નહીં બોલું. અનર્થનિધિના કેવાથી મેંજ એ ચોરી લીધીછે.

વિવેકનિધિ—( મનમાં ) અરે ! અનર્થનિધિનું આ કેવું નીચપણું ? (જાહેર ) તને વીંટીઓ કેમ મળી તે જાણ્યું; હવે નિલમ જડેલ સોનાનો પ્યાલો કેમ મળ્યો તે કહે.

દુઃશીલા—( થોડીવાર કંઇક વિચાર કરીને ) આર્ય, સુશીલાએ આજ પ્યાલામાં સુમતિને ઝેર આપ્યું હતું.

વિવેકનિધિ—ઝેર ભલે સુશીલાએ આપ્યું, પણ આ ઠામ તેં કયાંથી લીધું ?

દુઃશીલા—( મનમાં વિચાર કરીને ) મદને જ્યારે સુશીલાને જેલમાં મોકલી ત્યારે આ ઠામ મને આપ્યું.

વિવેકનિધિ—વિચારશર્મા, વિનયશર્મા, તમે બેયે આ દુઃશીલાનું બોલવું સાંભળ્યું કે ?

વિનયશર્મા, વિચારશર્મા—( બંને સાથે ) બધું સાંભળીએ છીએ.

દુઃશીલા—( મનમાં ) હા ! આતો આ બેને સાક્ષી રાખે છે. ભલે રાખે, કુમતિ પાસેં જઇ તરતજ ગામમાંથી કઢાવી મેલીશ ( જાહેર ) આર્ય કાંઇ પુછવાનું હોય તો પુછી લ્યો; બહુ વાર થવાથી દેવી કુમતિ મારા ઉપર કોપ કરશે.

વિવેકનિધિ—તારી ઉપર કુમતિનો કોપ સંભવે નહીં, તું તો દેવીનું બીજું હૃદય છો, માટે થોડીકવાર ઉભી રહે ને કહે કે આ ઠામથીજ ઝેર દીધું તે તેં કેમ જાણ્યું ?

દુઃશીલા—આર્ય, આ ઠામને કાંઠે ચોટેલું ઝેરજ તે કહી આપે છે.

વિનયશર્મા—હા ! શું સુશીલા પણ આવી થઇ ગઇ ?

વિચારશર્મા—સોણામાં પણ સુશીલા આવું કરે એમ લાગતું નથી.

વિવેકનિધિ—( ઠામના કાંઠા ઉપર ચોટેલું ઝેર જોતાં જોતાં નામ વાંચવામાં આવતાં રીંસથી ) રાંડ, આ ઠામ તો દેવી કુમતિનું છે, તે સુશીલાના હાથમાં કયાંથી આવ્યું ?

દુઃશીલા—દેવી કુમતિ ઉપર ઝેર દેવાનો આરોપ મુકવા સારૂં તે તેણે ચોરી લીધું હશે એમ મને લાગે છે.

વિવેકનિધિ—( મનમાં આશ્ચર્યથી ) લુચ્ચી દુઃશીલા કપટ કરવામાં બહુ ચતુર છે. ( જાહેર ) તેં એવો નિશ્ચય શી રીતે કર્યો ?

દુઃશીલા—સુશીલાની રીતભાત ઉપરથી.

વિનયશર્મા } વિચારશર્મા }—( મનમાં ) આ દુઃશીલા છે તે સુશીલા ઉપર જેટલા આરોપ ન મેલે એટલા ઓછા. ( જાહેર ) દુઃશીલા, દેવી કુમતિની ચીજ શોકયના માણસોના હાથમાં આવવી કઠણ છે.

દુઃશીલા—દેવી કુમતિ બહુ ભોળા સ્વભાવનાં છે; તેથી પોતાના માણસોમાં કે શોકયના માણસોમાં જુદાઇ નથી રાખતાં એટલે એ વાત અસંભવિત નથી.

વિવેકનિધિ—લુચ્ચિ દુઃશીલા, તું કપટથી ભરેલી છો એ હું જાણું છું. તું બધાંયને તારા જેવાં લેખે છે. જો એ ડાબ કોઇ ચોરી ગયું હોય તો કુમતિએ મહારાજને જાહેર કેમ ન કર્યું ?

દુઃશીલા—દેવી કુમતિ બહુ મોટાં મનવાળાં છે; સુમતિ જેવાં હલકાં પેટવાળાં નથી; જેથી આવી હલકી બાબતમાં મહારાજને શું જાહેર કરે ?

વિવેકનિધિ—( રીંસથી ) દુષ્ટ દુઃશીલા, મને પણ છેતરવાની ઇચ્છા કરે છે ? સાચુ બોલ; નહીંતો આજ હતી ન હતી થઇ જાઇશ.

( એમ કહી જોરથી ગાલ ઉપર ત્રણ તમાચા લગાવે છે )

દુઃશીલા—( મનમાં ) હમણાં સાચું બોલી દેવી કુમતિ પાસેં જાતી રહું; નહિંતર આ મને મારી નાખશે. ( જાહેર ) મને માફ કરો; હવે સાચું કહીશ.

વિનયશર્મા } વિચારશર્મા }—આર્ય, માફ કરો. માફ કરો. હવે એ સાચું બોલશે.

વિવેકનિધિ—( રીંસથી ) પાપણિ ! સાચું બોલ, દેવી સુમતિને ઝેર કણે દીધું ?

દુઃશીલા—( ધ્રૂજતી ધ્રૂજતી ) આર્ય, દેવી કુમતિના હુકમથી મેંજ દીધું છે; હવે મને મારવી કે જીવાડવી તે તમારા હાથમાં છે.

( એમ કહી પગમાં પડે છે )

વિનયશર્મા }<br>વિચારશર્મા } —આર્ય, એણે એનો સાચો અપરાધ કહિ દીધો; હવે એની ઉપર દયા કરવી જોયે.

દુઃશીલા—આર્ય, બહુ વાર થઇ ગઇ; તેથી દેવી કુમતિ મારા ઉપર ગુસ્સે થશે; માટે મને દેવી પાસે જાવાની રજા આપો તો ઠીક.

વિવેકનિધિ—તેં તારો અપરાધ મારી પાસે જેમ કબુલ કર્યો તેમ મહારાજા પાસે કબુલ કરીશ તો તે તારો અપરાધ માફ કરશે.

દુઃશીલા—( મનમાં ) હું દેવી કુમતિ પાસે જાઉં એટલી વાર છે. તમને પાપીઓનેજ મહારાજનાં દર્શન નહિં થાય એવું થશે.

( જાહેર ) આર્ય, આર્ય, આપના હુકમ પ્રમાણે બધું કહીશ; કોણુ પોતાનું સારૂં ચાહનાર મહારાજા આગળ ખોટું બોલે ?

વિવેકનિધિ—આ દુઃશીલા જે જે બોલી તે બધું લખી એક કાગળ આહીં રાખી બીજો કાગળ, આ બે વીંટિઓ અને આ મણી જડેલ સોનાનું દામ મહારાજાને મોકલાવી આપો; સવારે જેમ મહારાજા હુકમ કરશે તેમ કરશું.

વિનયશર્મા }<br>વિચારશર્મા } બન્ને —જેવી આર્યની આજ્ઞા. ( એમ કહી જાય છે. )

વિવેકનિધિ—દુઃશીલા, તારે દેવી પાસે જાવું હોય તો જા.

દુઃશીલા—જેવી આર્યની આજ્ઞા. ( એટલું બરકીને બોલીં; પછી મનમાં ) સવારે તમને બધાને ગામમાંથી કાઢી મેલવાનો હુકમ થશે. ( એમ કહી નીકળી જાય છે. )

વિવેકનિધિ—( ઉંડો નિસાસો નાખી ) અહો ! રાજ્યની ખટપટો કેવી ભારે છે ! જે નિરપરાધીને અપરાધી, અપરાધીને નિરપરાધી કરે છે. જેમાં કાંઇ બીકજ નહિં એવી પારેવાંની આજીવકા આ કરતાં સારી; પણ અનેક જાતના ભયથી નીંદર અને સુખ જાતાં રહે એવી રાજાની નોકરી સારી નહિં; અથવા ‘ બીજાનું ભલું કરનારનું કોઇ દિવસ બુરૂં થાતુંજ નથી ’ એ શ્રીકૃષ્ણનું વચનજ પુરે પુરો આધાર છે; માટે બધા સંતાપના તાપ, પાપ અને શાપને ઉખેડી નાખવાને સમર્થ શ્રીકૃષ્ણના મંદિરમાં જઇ તેનુંજ આરાધન કરૂં.

( એમ કહી નિકળી જાય છે. )

## પ્રવેશ ૩ જો.

### સ્થળ-રાજ મહેલ.

( રાજા પદ્માપ્રસાદ, રાણી ચારૂમતિ અને કુમાર વિદ્યાનંદ પ્રવેશ કરે છે. )

ચારૂમતિ—અચાનક રાજ્ય મળવાથી તમે વધાવ્યા છે.

પદ્માપ્રસાદ—પ્રિયા, એ ભકતવત્સલ શ્રી શંકરની કૃપાથી અને મહારાજા શ્રી વજ્રબાહુના પુન્ય પ્રતાપથી મળેલું છે.

ચારૂમતિ—એમજ છે. નકર કુમતિએ આપણને ગામમાંથી કઢાવી મેલ્યાં હતાં; પરદેશમાં ભમતાં હતાં; અને સર્વસ્વ બ્રાહ્મણોને આપી દીધેલું હતું તેને અચાનક આવું મોટું રાજ્ય કયાંથી મળે ?

વિદ્યાનંદ—પિતાજી, આપને મહારાજાએ શું કારણથી આ રાજ્ય આપી દીધું તે જાણવાની મને ઇચ્છા છે.

ચારૂમતિ—પ્રાણનાથ, મારૂં મન પણ તે જાણવાને આતુર છે.

પદ્માપ્રસાદ—પ્રિયા, જો કે મારૂં મન મારી પોતાની પ્રસંશા કરતાં શરમાય છે; તોપણ તમારા બેયના આગ્રહથી કહું છું; કારણ કે સારૂં દેખીને રાજી થનાર ઘણાં થોડાં માણસો હોય છે.

ચારૂમતિ—હું તે સાંભળવા સાવધાન છું.

પદ્માપ્રસાદ—તમે સૌભાગ્યવતી વહુને સાથે લહીને બગીચામાં ફુલ વીણવા ગયા પછી અને વિદ્યાનંદ ગામમાં ગયા પછી હું શીવપૂજન સમાપ્ત કરી શિવજીનું ધ્યાન કરતો હતો તેટલામાં મેં કેટલાક લોકોનું રોવું સાંભળ્યું.

ચારૂમતિ—પછી ?

પદ્માપ્રસાદ—પછી અતિ ખેદથી અને દયાથી મારૂં હૃદય ફાટવા લાગ્યું; તેથી શિવપૂજન છોડી તે લોકો પાસે જઇ આંખ્યમાંથી આંસુ પડતાં પડતાં મે તેઓને પુચ્છયું કે ભાઇઓ આ કોણ મરી ગયેલ છે ?

ચારૂમતિ—પ્રાણનાથ આપ અતિ દયાળુ છો; અને પારકું દુઃખ ખમી ન શકો એવો આપનો જન્મથી સ્વભાવ છે. પછી ?

પદ્માપ્રસાદ—પછી એક માણસે ધીરજ રાખી કહ્યું કે ભાઇ, હું શું કહું? કેવામાં કાંઇ ફળ દેખતો નથી; તોપણ આપની કારણ વગરની અતિ કરૂણા જોઇને જણાવું છું કે આ મગધ દેશના મહારાજા વીરસેન અતિ વૃદ્ધાવસ્થાના છે તેના પાટવીકુંવર ચાલતા વર્ષમાં પરણેલા હતા. ગઇ કાલે સાંજે જમી સુખથી પોઢયા હતા તે મધ્યરાતે અચાનક મરણ પામ્યા; તેનું શું કારણ તે કાંઇ અમે જાણતા નથી.

ચારૂમતિ—પ્રાણનાથ, વૃદ્ધ મહારાજાને અતિ દારૂણ દુઃખ આવી પડયું. પછી?

પદ્માપ્રસાદ—પછી મેં તેને પુચ્છયું કે આ કુમારને માતા છે? તેણે કહ્યું કે જનેતા નથી; અપરમા છે; પણ તે જનેતા કરતાં વધારે વ્હાલ રાખે છે.

ચારૂમતિ—આ આપનું પુછવાનું કારણ હું સમજી. પછી?

પદ્માપ્રસાદ—પછી મેં પુચ્છયું કે એની અપરમાને બીજો કુમાર છે? તેણે કહ્યું હા; આ વર્ષમાં અવતરેલ છે.

ચારૂમતિ—આપે મૃત્યુનાં કારણ જાણવા માટે ઠીક પ્રશ્નો કર્યા. પછી?

પદ્માપ્રસાદ—ત્યાર પછી મેં પુચ્છયું કે એનું મોઢું અને નાડ મુને બતાવશો? અને પછી હું બતાવું તે ઉપચાર મહારાજા કરશે? તેણે કહ્યું કે કુમારનો જીવ જતો રહ્યો છે; તેને સ્મશાનમાં લયાવ્યા છે; હવે ઔષધ કરવામાં કાંઇ ફળ નથી; તોપણ માહારાજા આપ જે કેશો તે કરશે.

ચારૂમતિ—પ્રાણનાથ, મોટા મોટા વૈદ્યો પણ અસાધ્ય રોગ જોઇ ઉપાય કરતા નથી; અને આપે તો મરેલ માણસનો ઉપાય કરવાની હિંમત કરી તે બહુ કઠણ કામ કર્યું છે; પછી?

પદ્માપ્રસાદ—પછી તો તે રાજ કુમારનું સઘળું શરીર તપાસી મેં તેજ જાયગામાંથી એક વનસ્પતિં લઇ તેનો રસ કુમારની છાતી ઉપર, તથા માથા ઉપર ચોપડાવ્યો; અને ધીમે ધીમે તેના મોમાં પણ તે રસ નાખ્યો.

વિદ્યાનંદ—પિતાજી, ઘણા વૈદ્યો પોતાની ઔષધશાળામાં તૈયાર થયેલી દવાઓથી ઉપાયો કરે છે; તેટલા માટે મોટી મોટી પેટિઓ પોતાની

સાથે ફેરવે છે; અને આપને તો વગડો પણ પોતાની દવાશાળા જેવો છે; તેથી કેને આશ્ચર્ય ન થાય? પછી?

પદ્માપ્રસાદ—ત્યાર પછી તો ઇશ્વર કૃપાથી, ગુરૂના આશીર્વાદથી, અને વૃદ્ધોની પુન્યાઇથી થોડીવારમાં તે રાજ કુમારને સંજ્ઞા આવી અને ઉંઘમાંથી જાગે ને ઉઠે તેમ બેઠા થયા.

ચારૂમતિ / વિદ્યાનંદ {બન્ને આનંદ સહીત}—અહો? પરમેશ્વરે આપણા ઉપર મોટી કૃપા કરી. પછી. પછી.

પદ્માપ્રસાદ—પછી ઘણુજ હર્ષથી મહારાજા વીરસેન મારી પાસે આવી " હે આયુર્વેદના સમુદ્રના પારને પામનાર વૈદ્યરાજ, આપે આ કુંવરને જીવિતદાન આપીને જે મારા ઉપર ઉપકાર કર્યો છે તેનો બદલો હું મારૂં સર્વસ્વ આપી દઉં; તોપણ વાળી શકું એમ નથી; તોપણ મારા મનના સંતોષને માટે આ મારૂં રાજ્ય અને સર્વસ્વ હું આપને અર્પણ કરૂં છું તે આપ કબુલ કરો; એમ પ્રાર્થના કરવા લાગ્યા ".

ચારૂમતિ—અહો મહારાજા વીરસેનની ઉદારતા કાંઇ જુદી રીતનીજ છે; પછી પછી.?

પદ્માપ્રસાદ—પછી મેં કહ્યું કે ' મહારાજ આપ મને વૈદ્યરાજ કહી બોલાવો છો; પણ હું તો વૈદ્ય પણ નથી. માત્ર એક વૈદ્યરાજનો મિત્ર અને ગાંધીનો ધંધો કરનાર વાણીઓ છું. તેથી બે ચાર ઝેરની મુર્છાના ઉપાયો જાણું છું; મેં કાંઇ કુમારને જીવીત આપ્યું નથી. માત્ર મુર્છા ઉતારી તેથી આપનું સર્વસ્વ લેવાને લાયક નથી માટે આપની કૃપા છે તેજ મારે રાજ્ય લક્ષ્મી છે. અને આ કુંવર સાજા થયા એ મારે ચક્રવર્તી રાજ્યના લાભ કરતાં પણ વધારે લાભ છે. હું કાંઇપણ લેવાની ઇચ્છા રાખતો નથી, એમ કહી રાજાને પ્રણામ કરી હું તો ચાલતો થયો.

ચારૂમતિ / વિદ્યાનંદ {બન્ને સાથે}—આપની મનની મોટાઇ અને સંતોષીપણું કાંઇ જુદાજ પ્રકારનું છે. પછી?

પદ્માપ્રસાદ—ત્યાર પછી પ્રણામ પૂર્વક હજારો સોગન આપી, મને રોકી.રાખી,

બ્રાહ્મણોને બોલાવી, બંલાત્કારથી મારા ઉપર અભિષેક કરાવી પોતાનું અર્ધ રાજ્ય આપ્યું, અને પોતે આ શહેર છોડી પોતાની જુની રાજધાનીના શહેરમાં ગયા. એ પ્રમાણે ઇશ્વરના પ્રસાદથી અને મહારાજા વજ્રબાહુના પુણ્યથી અચાનક આ રાજ્ય મળ્યું છે. પણ તેથી શું ?

( એમ બોલી લાંબો નિસાસો નાખે છે )

ચારૂમતિ—પ્રાણનાથ, મન, વચન અને કર્મથી કપટ વિના કરેલી પરમેશ્વરની ભક્તિ તથા રાજાની ભક્તિરૂપી કલ્પલતા શું કોઇ દિવસ નિષ્ફળ થાય છે ? કદિ નહીં.

પદ્માપ્રસાદ—તમારૂં કેવું બરાબર છે.

વિદ્યાનંદ—પિતાજી, આપની આ ચડતી કળા જોઇને અમે સર્વ આનંદ પામીએ છીએ, પણ આપનો ચેરો કેમ ઉતરી ગએલો છે ?

ચારૂમતિ—વિદ્યાનંદનું કેવું બરાબર છે; જો કાંઇ છાનું ન હોય તો આ ખુશીના વખતમાં ખેદનું કારણ શું છે તે જણાવશો.

પદ્માપ્રસાદ—( ફરીથી નિસાસો નાખીને ) પ્રિયા, તથા પુત્ર, તમારા બેયથી શું છાનું હોય ? સાંભળો.

## શાર્દુલવિક્રીડિત.

રાજાની સમ વૈભવો અનુભવ્યા, જેની દયા દ્રષ્ટિથી;
સંભારી જનની નહીં સુખવિશે, જે પ્રેમની વૃષ્ટિથી;
તે માતા, સુશીલા સહીત, સુમતિ કેવી સ્થિતીમાં હશે ?
ચિંતા થાય અનેક કે કુમતિએ, શું શું કર્યું ન્હે હશે ?

ચારૂમતિ—પ્રાણનાથ, આપ જેવા રાજ્યભક્તને માતા સુમતિની ચિંતાથી ઉદાસી થાય એ સ્વાભાવિક છે.

પદ્માપ્રસાદ—એટલુંજ નહીં, પણ અત્યંત નિખાલસ મનવાળા મહારાજા વજ્રબાહુને કુટિલકુમતિ તરત રાજ્યભ્રષ્ટ કરશે એ પણ મને મોટી ચિંતા છે.

વિદ્યાનંદ—આપ જેવા પરમ રાજ્ય ભક્તને આવી ચિંતા શોભે છે.

પદ્માપ્રસાદ—તેમજ મારા પ્રાણુ પ્રિય મિત્રો, વિનય, વિચાર અને આચાર વિના આ રાજ્ય લક્ષ્મી પણ મને જરાય સુખ આપતી નથી.

ચારૂમતિ—પ્રાણુનાથ, એ કાંઇ ચિંતાનું કારણુ નથી, વિનય, વિવેક, વિચાર, આચાર વિગેરેને આપના મનના સંતોપ માટે આ વિદ્યાનંદ પણુ આંહીં લયાવી શકે; પણુ મહારાજા વજ્રબાહુ અને માતા સુમતિની ચિંતા છે તેને માટે શું કરવું તેનો રસ્તો અમને કાંઇ સૂજતો નથી.

પદ્માપ્રસાદ—સુમતિ ને સુશીલા કયાં છે? અને તેની કેવી દશા છે? તેમજ મહારાજા વજ્રબાહુની શું દશા છે તે જ્યાં સુધી જાણવામાં ન આવે ત્યાં સુધી મારા મનનો તાપ કેમ મટે? ( એમ બોલતાં આંસુ આવી જાય છે ).

વિદ્યાનંદ--( હાથ જોડીને ) પિતાજી, આપે કાંઇ ચીંતા રાખવી નહીં; કારણુ આપણા કુળદૈવત શ્રી. રાજરાજેશ્વર આ રાજ્ય ભુવનના ઉપવનમાં કૈલાસ પર્વત જેવાં મોટાં મંદીરમાં બીરાજે છે.

પદ્માપ્રસાદ--હા એમજ તે હું જાણું છું તેમની નિત્ય હું પૂજા કરીશ.

વિદ્યાનંદ—પિતાજી, રાજરાજેશ્વર ઉપર મહારાજા વજ્રબાહુ તથા દેવી સુમતિ, તેની સખી સુશીલા અને વિનય, વિવેક, વિચાર વીગેરે સર્વના કલ્યાણુ સારૂં બ્રાહ્મણો પાસે આજથી અગિઆર અતિરૂદ્ર કરાવશું; તેથી તે સર્વનું નિરંતર કલ્યાણુ થશે.

પદ્માપ્રસાદ—પુત્ર, બહુ સારૂં, બહુ સારૂં. મહારાજા વજ્રબાહુની તથા દેવી સુમતિની ચિંતાથી હું દિગ્મૂઢ થઇ ગયેલ; તેથી આ ઉપાય મને યાદ ન આવ્યો. તેં ઠીક સંભાર્યું; માટે જા તેમજ કર; અને કુમતિના ભયથી આ વખતમાં ઘણા લોકોને આપણી પેઠે છાનું રેવાની જરૂર છે; માટે ત્યાં શિવ મંદીર પાસે એક ગુપ્ત ધર્માશ્રમ કરાવજે; જેમાં નામ ઠામ પુચ્છયા વિના જ્યાં સુધી જે આવીને રહે ત્યાં સુધી અન્નવસ્ત્ર વિગેરે સર્વ તેને મળ્યા કરે તેવો બંદોબસ્ત કરજે.

વિદ્યાનંદ—જેવી પિતાજીની આજ્ઞા. ( એમ કહી નિકળી જાય છે. )

પદ્માપ્રસાદ—પ્રિયા, પુત્ર વિદ્યાનંદ મહારાજા વજ્રબાહુ તથા દેવી સુમતિના

કલ્યાણ સારૂં શ્રી રાજરાજેશ્વર ઉપર રૂદ્રાભિષેક કરાવવા ગયો ; માટે આપણે પણ તેના કલ્યાણ સારૂં શ્રી ભગવન્મંદિરમાં જઇ બધી ચિંતાના ઢગલાનો ભાર ઓછો કરનાર § શ્રીઉમારમણની શરણે જાયે; માટે તેના મંદીરનો માર્ગ બતાવ.

**ચારૂમતિ**—આમ, આમ દેવ. ( એમ કેતી રાજાની સાથે નિકળી જાય છે )

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ–રાજા વજ્રબાહુનો મહેલ.

( રાજા તથા કુમતિ પ્રવેશ કરે છે )

**રાજા**—પ્રિયા, કુમતિ ! કેમ ઉદાસ જેવાં લાગો છો ?

**કુમતિ**—પ્રાણનાથ, આપના પ્રાણથી પણ અધિક પ્રિય વિનય, વિવેક, વિચાર અને આચાર આદિ અમલદારોથી વાઘથી જેમ હરણી બીયે તેમ હું બીયું છું ; તેથી.

**રાજા**—સર્વ લોકને અત્યંત પ્રિય અને સર્વ ભયને હરનાર એ અમલદારોથી તમે ડરો છો એ મને આશ્ચર્ય લાગે છે.

**કુમતિ**—પ્રાણનાથ, તેમના બહારના દેખાવથી આપનું ચિત્ત મોહ પામી ગયું છે ; તેથી વધારે ડરૂં છું ; કારણ તેઓ બહારથી ઉજળા છે; પણ અંદરથી બહુ મેલા છે.

**રાજા**—( આશ્ચર્ય સહીત. ) પ્રિયા આવું અવળું તમને કોણે સમજાવ્યું છે ?

**કુમતિ**—તેઓનાં મેલાં આચરણોએ.

**રાજા**—તેનાં તેવાં શું આચરણો છે ?

**કુમતિ**—આપની કૃપાથી નિરંકુશ થયેલો વિવેક મને, મારા કુંવર મહામયને અને મારા ભાઇ મદનને મારી નાખવા માટે હજારો પ્રયત્નો કરે છે.

---

§ શ્રી શંકર

રાજા—ઠીક. વિનયમાં શું દોશ છે ?

કુમતિ—એ મારા ભાઇ અવિનયને મૂળમાંથી ઉખેડી કાઢવા મહેનત કરે છે.

રાજા—વિચારે તમારો શું અપરાધ કર્યો છે.

કુમતિ—એ મારા ત્રીજા ભાઇ અવિચારને પીડવામાં ઉત્સાહ રાખે છે.

રાજા—ભલેં તે ત્રણે તારા વિરોધી હશે; પણ આચારમાં શું દોષ છે ?

કુમતિ—પ્રાણનાથ, એ આચાર તો મારા નાનાભાઇ અનાચારને રાતદાડો દુઃખ દીધા કરે છે.

રાજા—દેવી કુમતિ, એ બધા સહજ વિરોધી છે; તે ભલેં ગમે તેમ કજીઆ કર્યાં કરે તેથી આપણને શું હાની છે ?

કુમતિ—આપણને કેમ હાની નથી ? એ લોકો મારા ભાઇઓને પાછા પાડી મને અને મારા પુત્ર મહાભયને મારી નાખી સુમતિના પુત્રનો રાજ્યાભિષેક કરાવશે; અને તે રાજા થઇ આપણને પણ કેદ કરશે.

રાજા—કુમતિ આ શું ? સુમતિ કયાં છે ? ને તેનો પુત્ર કયાં છે ? ત્યારે કોની ઉપર તેઓ અભિષેક કરશે.

કુમતિ—( મનમાં ) પીટયું દ્વેશને લીધે આગળ પાછળના બોલવામાં વિરોધ આવે છે તે વાત ભૂલી ગઇ; ભલેં; તોપણ હું તેનું સમાધાન કરીશ. ( જાહેર ) પ્રાણનાથ, આપતું કેવું ખરૂં છે; પવિત્ર ચરિત્રવાળાં સુમતિ તો પોતાના પુત્ર સહીત કૈલાસમાં ગયાં છે; પણ આ પાપિઆ અમલદારોએ સુમતિના જેવડીજ, તેનાજ સરખી, કોઇ દાસીની પુત્રીને પુત્ર સહીત વનમાં રાખી છે; તેને સોળ વર્ષ પુરાં થાશે ત્યારે આપની આગળ લયાવીને 'મહારાજ આ આપના પુત્ર ઉપર અને દેવી સુમતિ ઉપર કૃપા કરો' એમ વિનંતી કરીને તેને યુવરાજનો અભિષેક કરાવશે; અને પછી ધીરે ધીરે પોતાનું ધારેલું બધું કરશે એવી તેઓની દૃઢ પ્રતિજ્ઞા છે.

રાજા—પ્રિયા, એ વિવેક આદિ મારા અમલદારો સર્વેનું હિત કરનારા છે; તે કોઇનું અહિત કરેજ નહીં; માટે એમાં કાંઇ ચિંતા જેવું નથી.

કુમતિ—પ્રાણનાથ, એજ આપના નિખાલસપણાનો મહિમા છે. એ લોકોનો

બહારનો ડોળ બધાને ભમાવે છે. તેઓએ મારા ભાઇઓ કે જેઓ રાજ્યના પરમ હિતૈષીઓ છે તેઓને પણ કેટલી કેટલીવાર નથી તરછોડયા ? નથી પીડયા ? નથી કેદ કર્યા ? તેઓ બીચારાઓ મારી દયાથીજ બીતા બીતા પોતાનો અધિકાર સાચવ્યે જાય છે.

રાજા—(મનમાં) કુમતિ, વિવેક, વિનય, વિચાર, આચારથી સ્વભાવથીજ વીરૂદ્ધ છે, તેથી તે બધાને કાઢી મેલવા ઇચ્છે છે. પણ મારૂં તે કર્તવ્ય નથી; તોપણ તેના બધા વિચાર સાંભળવા ખરા. (જાહેર) પ્રિયા, તેઓ શું કરવા માગે છે ?

કુમતિ--દેવ, આપને જો તેઓનું કર્તવ્ય જાણવાની ઇચ્છા હોય તો સાંભળો.

રાજા—હું સાંભળવા તૈયાર છું.

કુમતિ—મહારાજ, આપના જાણવામાં છે કે ભગવતી શ્રી શિવભક્તિએ દેવી સુમતિને પુત્રી કરેલ છે અને પદ્માપ્રસાદને પુત્ર કરેલ છે.

રાજા—હા તે મેં સાંભળ્યું છે. પછી ?

કુમતિ—આપણા કુળની દેવતા રૂપ અશ્રદ્ધાએ અવિદ્યાના બળથી શ્રી શિવભક્તિને દેશમાંથી કાઢી મેલી.

રાજા—અશ્રદ્ધાનું એ બળ આશ્ચર્યરૂપ છે. પછી ?

કુમતિ--શિવભક્તિ ગયા પછી પદ્માપ્રસાદ રાજ્યમાંથી ગયા ને ગુજરી ગયા તે આપના જાણવામાં છે.

રાજા—દેવી, પદ્માપ્રસાદ વિના આ રાજ્ય પણ મને શૂન્ય લાગે છે. પછી ?

કુમતિ—શ્રી શિવભક્તિના પક્ષવાળી અને પદ્માપ્રસાદના પક્ષવાળી સુમતિને પુત્ર સહીત જોશીબાવાના કહેવાથી નિર્જન વનમાં આપણે મોકલ્યાં; અને તે ત્યાંજ મરણ પામ્યાં. એ આપથી અજાણ્યું નથી.

રાજા—( લાંબો નિસાસો નાંખી મનમાં ) હાય, દેવી સુમતિને પુત્ર સહીત વનમાં મોકલીને મેં મારી ક્રૂરતા જાહેર કરી છે, કયાં અને કયારે હું તેને પુત્ર સહીત દેખીશ ? ( જાહેર ) એ પણ હું જાણું છું. પછી ?

કુમતિ--પ્રાણનાથ, આપણા વેરી અને સુમતિના પક્ષપાતી વિવેકાદી અમલદારો, મને, મારા કુમાર મહામયને, મારા ભાઇઓ અવિવેકાદીને અને

મારા કામદાર અનર્થનિધીને મારી નાખીને, એટલુંજ નહીં પણ આ-પને પણ દગો દઇને પોતાના કલ્પેલા સુમતિના પુત્રને રાજ્યાભિષેક કરવાને, પોતાની કલ્પેલી સુમતિને રાજમાતા કરવાને, અને શિવભક્તિ-ને કુળદેવી કરવાને ઇચ્છે છે. માટે નીચ આચરણવાળા તેઓને તર-તજ નગરમાંથી કાઢવા જોઇએ એવી મારી પ્રાર્થના છે.

**રાજા**—વિવેકાદી નીચ આચરણવાળા છે એમ કેવળ તમારા કહેવાથી, મારા મનમાં નિશ્ચય થતો નથી, માટે કાંઇ તેઓનું તેવું નીચ કૃત્ય હોય તો કહો.

**કુમતિ**—પ્રાણનાથ, તેનું તરતનું કરેલું નીચ કૃત્ય કહું છું. સુમતિને ઝેર મેં આપ્યું હતું એવો ખોટો આરોપ મારી ઉપર મૂકવા મારો મણી જડેલ પ્યાલો ચોરાવી તેને કાંઠે ઝેર ચોપડાવી મારી દાસી દુઃશીલાના હાથમાં કોઇ બ્રહ્મચારી પાસે અપાવ્યો.

**રાજા**—તેઓએ તે કામ બહુ ખોટું કર્યું. પછી?

**કુમતિ**—સરલ સ્વભાવની બીચારી દુઃશીલા એ ઠામ લઇને માણેક ચોકમાં આવી ત્યાં સેનાપતિએ આવીને કહ્યું કે ‘ દુષ્ટ આ ઠામ તારા હાથમાં કયાંથી આવ્યું ? સાચું બોલ ’

**રાજા**—અહો સેનાપતિ પણ આવું કપટ કરે છે? એતો આશ્ચર્યની વાત છે. પછી?

**કુમતિ**—પછી દુઃશીલાએ કહ્યું એક બ્રહ્મચારીએ કૃપા કરી મને આ ઠામ આપ્યું છે અને સુમતીના નામવાળી અને પદ્માપ્રસાદના નામવાળી મણીની વીંટીઓ પણ તેણેજ આપી છે તે બધું આપજ લ્યો; મારે તેનું કામ નથી.

**રાજા**—એમાં દુઃશીલાનો અપરાધ નથી. પછી?

**કુમતિ**—પછીતો દુઃશીલાનું બોલવું ન સાંભળીને સેનાપતિએ પાટુથી, ઠપા-ટોથી, ચાબખાથી અને લાકડીઓથી એવી રીતે મારી કે બિચારી મૂર્છા ખાઇ પડી ગઇ.

**રાજા**—( મનમાં ) સેનાપતિ વિવેકમાં પણ આવી કઠોરતા! મારૂં મન આ

વાત સાચી માનતું નથી. ( જાહેર ) કુમતિ શું વિવેકે પોતાને હાથે દુઃશીલાને મારી ?

કુમતિ—બીજું શું ? એતો બહુજ નિર્દય છે, અમને બધાંયને રાત દીવસ મારી નાખવા પ્રયત્ન કર્યા કરે છે, તેથીજ હું તેનાથી બહુ બીયું છું.

રાજા—પ્રિયા, મારા રાજ્યમાં કોઇ પણ અમલદારો કોઇને અપરાધ વીના દુઃખ દઇ શકે નહીં. દુઃશીલાને વિવેકે કેમ મારી તે વિષે હું વિવેકને પૂછી ઠપકો દઇશ.

કુમતિ—( મનમાં ) વિવેક સાથે મળતાંજ રાજાના વિચાર બદલાઇ જાશે, માટે એ લોકોનું મહારાજ મોઢુંજ ન જોઇ શકે તેમ કરવું જોઇયે. ( જાહેર ) પ્રાણનાથ મારી એક છેલી પ્રાર્થના છે.

રાજા—બોલો, હું સાંભળું છું.

કુમતિ—મહારાજ, મને, મારા ભાઇઓને અને મારા કારભારીને દરીઆને સામેપાર આપ મોકલાવી દીયો અથવા અમારાં સર્વનાં માથાં આપ આપની તરવારથી કાપી નાખો; પછીથી વિનય, વિવેક આદી અમલદારો સાથે આપ હજારો વર્ષ સુખ ભોગવો. ( એમ કહી રૂવે છે )

રાજા—પ્રિયા, પ્રિયા, આ શું ?

કુમતિ—મહારાજ, વિવેકાદીના હાથથી અમારૂં મોત થાય તે કરતાં આપના હાથથી થાય તે સારૂં એમ જાણીને કહું છું.

રાજા—( રીંસથી ) વિવેક તે કઇ વાડીનો મુળો ? શું તે મારા હુકમ વિના કોઇને કાંઇ કરી શકે ?

કુમતિ—પ્રાણનાથ, હું કેમ બીક ન રાખું ? મને કોણ અભયદાન આપે છે ?

રાજા—હુંજ.

કુમતિ—આપને પણ વિવેક ગણકારે એવો નથી.

રાજા—એ વાત વિવેકને વિષે સંભવે નહીં.

કુમતિ—પ્રાણનાથ, વિવેક વિનાના વિવેકે નિર્દયપણાથી દુઃશીલાને મારી મારીને " દુષ્ટ દુઃશીલા ' દેવી કુમતિના કેવાથી સુમતિને આ પાત્રથીજ ઝેર આપ્યું હતું અને મણીની બે વીંટીઓ કુમતિના કેવાથી ચોરી

હતી ' એમ હમણાં કબૂલ કર અને પછી મહારાજ પાસેં એમજ બોલજે; જો તેમ નહીં કર તો તુ જીવવાની નથી " એમ કહ્યું.

રાજા—( રીંસથી મનમાં. ) આતો વિવેકજ નથી એમ મને લાગે છે. પછી ?

કુમતિ—પછી મરવાની બીકથી બિચારી દુઃશીલાએ તેના કેવા પ્રમાણે બધી વાત કબૂલ કરી; ત્યારે તમારા વિવેકે, વિનય વિચારને સાક્ષી રાખી દુઃશીલાનું કહેલું બધું લખાવી લીધું છે તે સવારે આપને વંચાવશે; હવે આપજ વિચારો કે વિવેક આપને તણખલાં બરાબર ગણે છે કે નહીં ?

રાજા—કુમતિ, તમે ચિંતા કરોમાં. બધું ન્યાય પ્રમાણે થશે; વિવેક મારો ચાકર છે; કાંઇ ધણી નથી.

કુમતિ—પ્રાણનાથ, વિવેકાદિના મનમાંતો અમેજ ધણી છીયે એમ છે; આપ પણ વિવેકની ગેરહાજરીમાં આમ બોલી શકો છો; પણ તેની પાસે નહિં બોલી શકો; માટે વિવેકના આવ્યા મોર અમને બધાંને કયાંક મોકલાવી દીઓ; અગર મારી નાખો; નકર અમારા બધાંનું અકાળ મરણ થાશે એમાં જરાય શંકા નથી. ( એમ કહી રૂવે છે. )

રાજા—( મનમાં ) શું વિવેક, વિનય આદિ અમલદારો પણ આવા છકી ગયા હશે ? અથવા એમાં આશ્ચર્ય શું ?

સોરઠો.

ખાલી ધાલી મોણ થોડા પણ અધિકારથી,
નથી રાજ્યમાં કોણ પામર વાનર સમ થતો ?

( જાહેર ) પ્રિયા બીયોમાં; એ વિવેકાદિ અમલદારોનો હું અધિકાર લઇ લહું છું.

કુમતિ—( મનમાં ) મારા કરેલાં કપટનું ફળ થયું; પણ અધિકાર ગયા પછી પણ જો વિવેક મહારાજની નજરે ચડશે તો મહારાજને પાછા વશ કરી લેશે એમ મારા કામદારનો અને મારા ભાઇનો મત છે; માટે મહારાજ ફરીથી એ લોકોનું કોઇ દિવસ પણ મો ન જુવે એમ કરવું જોયે. ( જાહેર ) પ્રાણનાથ, પ્રાણનાથ, આપનો અમારા

તરફનો પ્રેમ વિવેકાદિ અમલદારો દૂર છે ત્યાં સુધીજ છે. જે વખત તેઓ આપની નજરે આવશે તેજ વખત એક ઘડીમાં આ પ્રેમ બધો નાશ થઇ જશે એમ હું અનુભવ સહીત જાણું છું; માટે કૃપા કરી તેઓ આવ્યા મોરજ અમને બધાંને દરિઆપાર મોકલાવી દો.

( એમ બોલતી રોતી રોતી રાજાના પગમાં પડે છે. )

**રાજા**—( દયા સહીત મનમાં ) અતિ છકી ગયેલા અધિકારી ઉપર જે રાજા વિશ્વાસ રાખે છે તે રાજા પદભૃષ્ટ થાય છે; માટે પોતાના અભિમાનથી છકી ગયેલા વિવેકાદિ અમલદારો વિશ્વાસ કરવા લાયક નથી; જેઓ આવી રીતે નિરપરાધીને પણ નિરંકુશ થઇને પીડ્યા કરે છે. ( જાહેર ) દેવી કુમતિ, તમારૂં મન જેમ બીક વિનાનું થાય તેમ કરી આપવા તૈયાર છું.

**કુમતિ**—( મનમાં ) હવે વિવેકાદિને કાંઇ પણ મહેનત વગર કાઢી શકાશે; અને અભાગણી સુમતિ પુત્ર સહીત હવે રઝળી પડશે એ બહુજ સંતોષ પામવા જેવું છે. ( જાહેર ) પ્રાણનાથ, જો એમજ હોય તો 'હવે પછી કોઇ દિવસ ક્યાંય પણ વિવેક, વિનય, વિચાર અને આચારના મોં જોઇશ નહીં' એમ ઇશ્વરના સોગન પૂર્વક પ્રતિજ્ઞા કરી તેઓને બધાને આ વખતેંજ દેશ નિકાલ કરો; જેથી આખી રાજધાનીને સુખ થાશે. એવી મારી પ્રાર્થના છે; આ વાત આપને ગમતી ન હોય તો પછી અમને બધાંને આ વખતેંજ દેશ નિકાલ કરો. ( એમ બોલી ફરીથી રોવા માંડે છે. )

**રાજા**—( મનમાં ) કુમતિને અને તેના પરિવારને વિવેકાદિ અમલદારોથી બહુજ દુ:ખ છે એવું આ કુમતિની સ્થીતિથી જણાય છે. ( જાહેર ) પ્રિયા, બીઓમાં બીઓમાં. આ વખતેંજ તે બધાને હું રજા દઉં છું. ( એમ કહી 'આંહિ કોણ છે?' એમ હાક મારે છે ).

**દ્વારપાળ**—( આવીને ) મહારાજ હું હાજર છું. શું હુકમ છે?

**રાજા**—જા, મદનને કહે કે વિવેક, વિનય, વિચાર અને આચાર આદિ અમલદારોને પરિવાર સહીત નગરથી દૂર કરી તેનું સર્વસ્વ બધું લૂંટી લઇ મને જાહેર કરે.

દ્વારપાળ—જેવી આપની આજ્ઞા. ( એમ કહી નિકળી જાય છે. )

કુમતિ—( મનમાં ) હવે મારૂં રાજ્ય ડાબશુળિઆં વિનાનું થયું. ( જાહેર ) મહારાજ મને લાગે છે કે તે આપનો હુકમ પણ માનશે નહીં.

રાજા—જો તે મારો હુકમ નહિં માને તો હું તેને આજ વખત મોતની શિક્ષા કરાવીશ. તું નથી જાણુતી કે હું રાજા વજ્રબાહુ છું ?

કુમતિ—આજ્ઞા ભંગ કરનારાઓને મોતની શિક્ષા ઘટેજ છે. શાસ્ત્રમાં 'રાજાઓના હુકમનું અપમાન એ હથિઆર વગરનું મોત છે' એમ કહ્યું છે તે આપ ક્યાં નથી જાણુતા ?

રાજા—પ્રિયા, આ રાજ્યમાં મારો હુકમ ન માને એવો કોણુ છે ? તે કહો.

કુમતિ—( મનમાં ) જ્યાં સુધી જીવે ત્યાં સુધી વિવેક આદી અમલદારો ઉપરથી અરૂચી મટે નહીં તેવું કરવું એમ મારા ભાઇની અને કારભારીની ભલામણુ છે માટે તેમજ કરૂં. ( જાહેર ) આપની આજ્ઞાને કોણુ લોપી શકે ? પણુ વિવેક, વિનયાદી આપના માનીતા હોવાથી છકી ગએલા છે તેથી તેઓ ભંગ કરે તો કરે એમ મને લાગે છે.

રાજા—એવી અઘટીત શંકા કેમ કરછ ?

કુમતિ—તેઓનાં આચરણો અને તેઓનાં વચનો તેવી શંકા કરાવે છે.

રાજા—તે શું શું છે ?

કુમતિ—પ્રાણુનાથ, દીવસે દીવસે, પોરે પોરે, ઘડીએ ઘડીએ, ક્ષણે ક્ષણે બહુ શું; પણુ નિમિષેં નિમિષેં આપની પટરાણી મારો અને મારા પરિવારનો તેઓ તિરસ્કાર કરે છે, સંતાપે છે, અને પીડે છે એ આપથી અજાણ્યું નથી અને જ્યારે દુ:શીલાએ 'મહારાજા વજ્રબાહુની પટરાણી કુમતિની હું વિશ્વાસુ દાસી છું, કૃપા કરી મને છોડો, મારો કાંઇ અપરાધ નથી' એમ રોતાંરોતાં કહ્યું ત્યારે તે દુષ્ટોએ કહ્યું કે 'વજ્રબાહુ કોણ છે ? ને તેની પટરાણી કોણ છે ? તે અમે જાણુતા નથી, જ્યાં સુધી સાચું નહીં બોલ ત્યાં સુધી મહારાજા કે મહારાણી તને છોડી શકવાના નથી,

રાજા—( મનમાં ) અહો આતો બહુજ છકી ગયેલો લાગે છે ( જાહેર ) હવે તેઓ આપણા ગામમાં સોણામાં પણ આવશે નહીં તે તમે નકી જાણો.

કુમતિ—પ્રાણનાથ જો એમ હોય તો તો હું બહુ રાજી થઇ.

રાજા—( આંખ અને હૃદય ફરકવાથી ) પ્રિયા, આ અચાનક અપશુકન શું થાય છે? ચાલ શદાશીવની પૂજાથી તેની શાંતિ કરીએ.

કુમતિ—દેવ, આમ આમ. ( એમ કહી નીકળી જાય છે )

ચોથો અંક સમાપ્ત.



# અંક ૫ મો.



## પ્રવેશ ૧ લો.

સ્થળ–કારાગાર.

( રાજા વજ્રબાહુ અને પાછળથી ચિત્તશર્મા પ્રવેશ કરે છે. )

રાજા—હાય ! કુમતિને આધીન થઇ જવાનું આ પરિણામ છે. દુષ્ટ કુમતિના વચનથી મેં રાજવૈદ્ય પદ્માપ્રસાદને, મારા પરમ હિતૈષી વિવેક, વિનય, વિચાર અને આચારને પણ આ નગરમાંથી કાઢી મેલ્યા; એટલુંજ નહીં પણ મારી પ્રાણપ્રિયા સુમતિને પણ પુત્ર સહીત વનમાં મોકલી. એ બધાંની કેવી દશા હશે એ હું જાણતો નથી. જેનો મંત્રી અનર્થનિધિ છે, જેના મદન, અવિવેક, અવિનય, અને અનાચાર ભાઇઓ છે, દુઃશીલા જેની સખી છે, અને સર્વ લોકને શોક કરાવનાર મહામય જેનો કુમાર છે તે કુમતિનો ઘણોજ સંગ કરવાથી કલ્યાણની આશા શેની હોય ? એ દુષ્ટ કુમતિના પરિવારે મને દીનથી પણ દીન કરી મેલ્યો છે; મારૂં નગર ઉજડ કરી નાખ્યું છે; સર્વ મિત્રોને શત્રુ કર્યા છે; સારાં માણસને શોક કરવા લાયક, અને નીચ માણસને હસવા લાયક મારાં ચરિત્રો કર્યાં છે. અરે ! મારો બાલમિત્ર ચિત્તશર્મા પણ કયાંય દેખવામાં આવતો નથી, જેને મારૂં આ દુઃખ કહીને ઘડીક સુખી થાઉં.

( એટલામાં ચિત્તશર્મા ગાતો ગાતો પ્રવેશ કરે છે )

### ખમાચ તાલ ત્રવટ.

( મારાં ભાગ્ય તણો નહીં પાર ) એ રાગ.

સોબત કુમતિની કરવાથી, કુમતિની કરવાથી.
રાજાના રાજા પણ, એથી થાય રાંકમાં રાંક;
નથી નવાઇ જોતો એમાં, હોય જનમથી રાંક. સોબત.

રાજ્ય ગયાં છે મોટાં મોટાં, ઘર જાતાં શું વાર,
ઇંદ્રાદિક રાજાઓ જોયા, થાતાં એથિ ખુવાર. સોબત.
સહુ સુખ એથી જાતાં જોયાં, દુ:ખ જોયાં છે પડતાં,
ગર્ભશ્રીમંતો સઘળા જોયા, આખર એથી રડતા. સોબત.

ચિત્તશર્મા—( આવીને ) ઘણો કાળ થયાં મહારાજાનાં દર્શન થયાં નથી; સાંભળ્યું છે કે વિવેક, વિનય, વિચાર અને આચારના વિયોગથી મહારાજા બહુ બહુ દુ:ખ પામે છે.
( એમ બોલતાં બોલતાં આગળ ચાલી ખેદ અને આશ્ચર્ય સહિત ) અરે! મહારાજા તો આ કેદખાનામાં છે! આંહીં ક્યાંથી? (જરા પાસે જઈ ) મહારાજાનો જય થાઓ જય થાઓ ( એમ બોલે છે )

રાજા—( તે ન સાંભળતાં ).

દોહરો.

દુ:ખ હજારો કોણને, કુમતિથી નહીં થાય?
રાજા પણ એના વડે, રાંક રોંક બની જાય.

ચિત્તશર્મા—( મનમાં ) મહારાજા કુમતિની સોબતથી અત્યંત ખેદ પામ્યા હોય એમ તેના વચનોથી જણાય છે. ઠીક છે, બધું ધીરે ધીરે જણાશે. ( જાહેર ) મહારાજનો જય થાઓ જય થાઓ.
( એમ બોલી પગમાં પડે છે )

રાજા—પ્રિયમિત્ર ચિત્તશર્મા, તમે ઘણાં વર્ષોએ જોવામાં આવ્યા; માટે આવો આપણે મળીએ. ( એમ કહી બેય જણા મળે છે )

ચિત્તશર્મા—( ખેદથી ) માહારાજા, આપની આવી દશા થવાનું કારણ શું? તે જો છાનું ન હોય તો કેવાની કૃપા કરશો.

રાજા—હૃદયથી વળી છાનું શું? મારી આ દશાનું કારણ સાંભળો.

ચિત્તશર્મા—મારૂં મન તે સાંભળવામાં છે.

રાજા—મિત્ર, કુમતિ સાથે લગ્ન થવાથી માતા શ્રીશિવભક્તિ ઉદાસ હતાં; પણ કુમતિએ જ્યારે ક્ષણે ક્ષણે તેનો અનાદર કરવા માંડયો ત્યારે તે યાત્રાનું

બ્હાનું કાઢીને આ ગામમાંથી પોતાની મેળે વહ્યાં ગયાં તે તમારૂં અજાણ્યું નથી, કારણ તમે પણ તેની સાથેજ ગયા હતા.

ચિત્તશર્મા—હા હું તે જાણું છું. પછી ?

રાજા—પછી વૈદ્યરાજ પદ્માપ્રસાદ પણ કુમતિના કાવતરાંથી ઉદાસ થઇને પોતાનું સર્વસ્વ બ્રાહ્મણોને લુંટાવીને વહ્યા ગયા.

ચિત્તશર્મા—મહારાજ, પદ્માપ્રસાદનું જાવું એજ બધી દુર્દશાનું કારણ છે. પછી ?

રાજા—પછી પુત્ર પ્રસવની વેદનાથી મુર્છા પામેલી દેવી સુમતિને પણ પુત્ર સહિત કુમતિ અને નૃશંસાચાર્યના કેવાથી વનમાં મોકલ્યાં.

ચિત્તશર્મા—દેવ, સુમતિનો વિરહ એ બધાં દુઃખનું મૂળ છે માટે એ આપે ઠીક ન કર્યું.

રાજા—મિત્ર હું કુમતિને આધીન થયો તે સમયથી આજ સુધી મેં કયું કામ યોગ્ય કર્યું છે? એકેય કામ સારૂં કર્યું નથી, તે હું જાણું છું, પણ શું ઉપાય ? બહુ જોરાવર પરિવારવાળી કુમતિએ મને એક મદારીના રમાડવાના માંકડા જેવો કરી મેલ્યો.

( એમ બોલતાં આંસુ આવી જાય છે )

ચિત્તશર્મા—દેવ ગઇ વાતનો ખેદ કરવાનું કારણ નથી. પછી ?

રાજા—પછી સદગુણ સાથે કજીઓ કરનારી કુમતિના, તેના ભાઇઓના, અને તેના કારભારીના વિચારથી વિવેક, વિનય, વિચાર અને આચારને પણ અપરાધ વિના આ ગામમાંથી કાઢી મેલ્યા.

ચિત્તશર્મા—મહારાજ, શિવ, શિવ, તેઓના જવાથી તો આ નગર શૂન્ય થઇ ગયું એમ મારૂં માનવું છે. પછી ?

રાજા—પછી એક દીવસ જ્યારે મેં મારા ખજાના જોયા ત્યારે તે બધા ખાલી હોવાથી, મારી આંખ અને હૃદયને ઉદ્વેગ કરાવતા હતા; એ-ટલુંજ નહીં; ઘોડારોમાં ઘોડાઓ નહોતા, હાથીખાનાઓમાં હાથીઓ નહોતા, ગૌશાળામાં ગાયો નહોતી, બળદના ડેલાઓમાં બળદો નહોતા,

ભેંસોના વરંડાઓમાં ભેંસો નહોતી, અને દાણાના કોઠારોમાં દાણા નહોતા.

ચિત્તશર્મા—મહારાજ, સુમતિને છોડી દેવાથી બધાને આમજ થાય, એટલે આપને થયું હોય તો તેમાં કાંઇ નવાઇ નથી. પછી?

રાજા—જામદાન ખાનામાં બસરાઇ મોતીના દાગીનાઓ, હીરાના દાગીનાઓ, માણેકના દાગીનાઓ, અને ઉંચા સોનાના જાત જાતના જડાઉ અને સાદા દાગીનાઓ મારા જોવામાં એક પણ આવ્યા નહીં.

ચિત્તશર્મા—મહારાજ, વધારે શું કહેવું? આખું રાજ્ય લુંટાઇ ગયું એમ કહો. પછી?

રાજા—તે પછી કુમતિ પાસે અનર્થનિધિ અને કુમતિના મદન આદિ પાંચ ભાઇઓને બોલાવી મેં પુચ્છયું કે કેમ બધા ખજાના ખાલી છે? રાજ્યની દોલત બધી કયાં ગઇ?

ચિત્તશર્મા—મહારાજ, તમારી આવી દશા થવાનું કારણ તમારૂં આ પુછવુંજ છે. પછી?

રાજા—પછી તે બધાએ બેધડક કહ્યું કે અમે તો હમણાંજ અધિકાર ઉપર આવ્યા છીએ; એટલે અમે કાંઇ જાણતા નથી; પણ અમારા આ-વવા મોર વૈદ્ય પદ્માપ્રસાદ અને વિવેક વિનયાદિ અમલદારો મળીને બધું ઉડાવી ગયા હોવા જોયે.

ચિત્તશર્મા—બીજું શું કહે? પછી?

રાજા—તે પછી મેં કહ્યું કે વિવેક, વિનય, આદિ અમલદારોને કાઢયા ને બીજેજ દિવસે બેસતું વર્ષ હોવાથી જ્યારે હું પૂજન કરવા ગયો ત્યારે ખજાના પુરે પુરા ભર્યા હતા; જામદાન ખાનામાં દાગીનાઓ પુરેપુરા મારા જોવામાં આવ્યા હતા. ઘોડારોમાં ઘોડા, હાથીખાનામાં હાથીઓ, ગૌશાળામાં ગાયો, ભેંસોના વરંડાઓમાં ભેંસો અને કોઠારો-માં દાણા ભર્યા હતા; તેથી મને એમ લાગે છે કે તેના ગયા પછી કોયે પણ આ બધું અવળદોમ કર્યું છે.

ચિત્તશર્મા—બરાબર કહ્યું. પછી?

રાજા—તે પછી અનર્થનિધિએ કહ્યું કે મેલા મનવાળા વિવેક, વિનયાદિ અમલદારો મારણ, મોહન, વશીકરણ, આકર્ષણ અને ઉચ્ચાટન આદી મેલા મંત્રો જાણનારા હોવાથી મને લાગે છે કે તેણે આકર્ષણીય મંત્રના બળથી બધું ખેંચી લઇ ગયા હશે એમાં કાંઇ શંકા નથી.

ચિત્તશર્મા—અહો એ લુચ્ચાઓની બીજાઓના ઉપર વાંક ઢોળી દેવાની કેવી ચતુરાઇ! પછી?

રાજા—ત્યાર પછી મેં કહ્યું કે અરે પાપીઆઓ, તમેજ મેલા મંત્ર જાણનારા છો, તેથી ૭ મહિનાની અંદરમાંજ તમે બધા લુચ્ચાઓ ભેળા મળી આખાં રાજ્યની દોલત ઉડાવી દીધી છે; દેશ બધો ઉજડ કર્યો, અને પ્રજા બધી પૈસા વગર અને દાણા વગર પાયમાલ કરી નાખી માટે તમારાં કાળાં મોઢાં મને બતાવશો નહીં.

ચિત્તશર્મા—મહારાજે જો કે ખરેખરી વાત કરી છે, તોપણ તે લોકોનાં એક જૂથને લીધે બહુ પ્રબળ હોવાથી આપના બોલવાને લીધેજ આપને આ આફત આવી છે. પછી?

રાજા—તે પછી તે અવિવેક આદીનાં કાળાં મેશ જેવાં મોઢાં થઇ ગયાં અને કાંઇ પણ બોલ્યા વિના ધ્રૂજતા ધ્રૂજતા, પડતા પડતા, અને ઠેશ ખાતા ખાતા પોત પોતાને ઘેર ગયા; અને કુમતિ તો રીંસથી આંખ્ય રાતી થઇ ગઇ ને બોલી કે પ્રાણનાથ, એ પાપીઓના મેલા મંત્રની વિદ્યા છે; જે દેવનું મન ભમાવી દઇ હિતૈષીઓને અહિત કરનારા અને અહિત કરનારાને હિત કરનારા દેવની નજરે દેખાડે છે.

ચિત્તશર્મા—અહો! કુમતિનું નિર્ભયપણું! પછી?

રાજા—પછી મેં કુમતિને પુચ્છયું કે તું મને અવળું જોનારો શા માટે કહેછે?

ચિત્તશર્મા—સાચું કહ્યું પછી?

રાજા—તે પછી કુમતિએ કહ્યું 'જે રાજ્યના નજીકના સગા મારા ભાઇઓ મદન આદિ જન્મથીજ રાજ્યનું ભલું ચાહનારા તે અને મારા મંત્રીવર્ય અનર્થનિધિ પણ આપને દુર્ભાગ્યને લીધે રાજ્યનું બગાડનારા લાગે છે અને જે જન્મથીજ રાજ્યના વિરોધી છે તે વિવેકાદિ આપને રાજ્યના હિત કરનારા લાગે છે.

ચિત્તશર્મા—અહો ! કુમતિની કેવી ધૃષ્ટતા ! પછી ?

રાજા—પછી તો મેં કહ્યું કે 'દેવિ રાજ્યના કોણ ભલું ચાહનારા અને કોણ નથી ચાહનારા એતો રાજ્યની સ્થીતિજ કહી આપે છે. તારા વહાલા સગાઓને સોંપેલ આ રાજયની જે હમણા નબળામાં નબળી સ્થીતિ દેખાય છે તે વિવેકાદિ અમલદારો હતા ત્યારે કોઇ દિવસ આગળ જોવામાં આવી નહોતિ ; એટલે હવે રાજ્યના કોણ હિત કરનારા અને કોણ અહિત કરનારા તે તુંજ વિચાર કરી જો.'

ચિત્તશર્મા—મહારાજાએ બરાબર કહ્યું ; પછી ?

રાજા—રીંસથી ફરી દેવીએ કહ્યું કે રાજ્યની જે નબળી સ્થીતિ હાલ દેખાય છે તે નથી મારા કામદારે કે નથી મારા ભાઇઓએ કરેલ ; એતો તમારા વહાલા વિવેકાદિ અમલદારોએ મેલી વિદ્યાના બળથી કરી છે. તેઓનીજ મેલી વિદ્યાના બળથી વશ થએલું આપનું મન તેના દોષ જોતું નથી ; પરંતુ નિર્દોષ રાંક એવા મારા માણસોનાજ દોશ જુવે છે ; શું આ થોડા ખેદની વાત છે ? અરે હાય હું હવે કયાં જાઉ ? શું કરૂં ? જ્યાં રાજા પોતેજ હિત અહિત જાણી ન શકે ત્યાં કયાંથી કાંઇ સારાની આશા રાખવી ? આટલા માટેજ મેં મહારાજાને મોરથી પ્રાર્થના કરી હતી કે મને, મારા ભાયોને, અને મારા અમલદારોને દરિઆપાર મોકલાવી દ્યો ; તોપણ આપે તે વખત મારી વિનંતી કાને સાંભળી નહીં ; અને અમને બધાંયને અભયદાન આપ્યું ; હવે અટાણે તેજ આપ અમને બધાંને મારવા તૈયાર થયા છો તે શું મહારાજાના કુળમાં ઉપન્ન થયેલાને ઉચિત છે ? અરે શું આપને શરમ પણ નથી આવતી ? અથવા ઘડીકમાં રાજી થાય, અને ઘડીકમાં રીંસે ભરાય, એવા ઠેકાણા વિનાના મનવાળા રાજાઓની મહેરબાની પણ બહુ ભયંકર છે. આમ ઘરડાઓનું કેવું છે તે કાંઇ ખોટું નથી. અરે હાય ! હું આ નીચ ધણીના બહારના ડોળથી છેતરાણી ; મંદભાગ્યવાળી મને ધિઃકાર છે. ( એમ બકતી બકતી રોવા માંડી. )

ચિત્તશર્મા—અહો ! કુમતિના કપટની કેવી ચતુરાઇ ! પછી ?

રાજા—પ્રિય મિત્ર, પછી મેંતો કુમતિને કહ્યું કે હું તારાં અને તારાં સગાંઓનાં કાવત્રાંને જાણું છું જાણું છું. આજ દિવસ સુધીના તારા ઉપરના મોહને લીધે મારા અજાણપણામાં અકલ્યાણના મુળ તારા સગાઓએ આજ દિવસ સુધી જે કર્યું છે તે ઘણું છે. હવે મારે તે કોઇનો પરિચય રાખવો નથી; માટે સવારે સૂર્ય ઉગવા મોર મને મોઢું બતાવ્યા વિનાજ મારા ગામમાંથી તારે વહ્યું જાવું. નકર પછી બધાંને મોતની શિક્ષા કરવામાં આવશે એ ચોકસ જાણવું.

ચિત્તશર્મા—कःकालःकानि मित्राणि कोदेशःकौव्ययागमौ ।
कश्चाहं काच मे शक्तिरिति चिंत्यं मुहु र्मुहुः ॥

અર્થ-આ વખત કેવો છે? મારા મિત્રો કોણ કોણ છે? આ કયો દેશ છે? મારી શું પેદાશ છે? મારે શું ખરચ છે? હું કોણ છું? અને મારી શકિત કેવી છે? એટલી બાબત હમેશ દરેક માણસે વિચાર્યા કરવી. એ પ્રમાણે ઘરડાની શિખામણ ભુલી જઇ દેવે કહ્યું તે ઠીક ન કર્યું; પણ તેમાં કાંઇ આપને ઠપકો દેવો ઘટતો નથી; કારણ નશીબ બળવાન છે. પછી?

રાજા—કુમતિ રીંસથી, ત્યારપછી, કાંઇ પણ બોલ્યા વિના ચાલી ગઇ. મને તેના અને તેના સગાંઓના એક પછી એક નીચમાં નીચ કામો યાદ આવ્યાં કર્યાં; તેથી રાતનાં ઉંઘ પણ આવી નહીં; છેક પરોડિયે જરાક આંખ વિંચાણી.

ચિત્તશર્મા—ચિંતાવાળા માણસને સુખે નીંદર આવે નહીં એવું લોકોનું કેવું છે તે કાંઇ ખોટું નથી. પછી?

રાજા—પછી હમેશ સવારના પહોરમાં ચાર ઘડિ રાત હોય ત્યાં ઉઠિ પથારીમાં બેઠાં બેઠાં આંખ્યો વિંચી રાખી શ્રી શંકરનું સ્મરણ કરી મંગળ પદાર્થ જોવા આંખ્યો ઉઘાડું છું, તેમ આજ ઉઘાડી ત્યાં આ કેદખાનાના નોકરો જોયા.

ચિત્તશર્મા—દેવ, જોયું કુમતિનું અને તેના પરિવારનું કૃતઘ્નપણું, કુટિલપણું અને સ્વાર્થ પરાયણપણું. જેણે દેવને પણ કાળાગ્રહમાં નાખ્યા?

આટલુંજ નહીં; આથી પણ વધારે દુઃખ ભોગવનાર આપને કરવા ક્ષણે ક્ષણે તે બધાં પ્રયત્નો કરે છે.

રાજા—મિત્ર, હું એ વાતથી અજાણ્યો છું, એ લોકો બીજાં શું પ્રયત્નો કરે છે?

ચિત્તશર્મા—દેવ, મગધદેશના રાજા હેમરથને તેની સેના સોત બોલાવ્યો છે, તેની સાથે એવો ઠરાવ કર્યો છે કે કુમતિના કુમાર મહામયને ગાદી ઉપર બેસાડી આપે એટલે અર્ધું રાજ્ય તેને દેવું.

રાજા--ચંડાળો પોતાનો સ્વાર્થ સાધવા ન કરવાનાં શું શું કામો નથી કરતા? પછી?

ચિત્તશર્મા—સ્વભાવથીજ રાજ્યનો લોભી હેમરથ સેના સહીત આવ્યો છે તે પ્રજાને પીડે છે; સારાં સારાં ગૃહસ્થોનાં ઘરો લુંટે છે, અને પૈસા, રત્નો, ગાયો અને સ્ત્રીઓને લહી જાય છે. વધારે શું કેવું? આખું શહેર આ વખત હાલક ડોલક છે.

રાજા—અરે હાય! હવે હું શું કરૂં? ક્યાં જાઉં? કોણ મારી આ વખત સહાયતા કરશે? (એમ બોલતાં મુર્છા આવી પડી જાય છે)

ચિત્તશર્મા—(વસ્ત્રના છેડાથી પવન નાખતાં નાખતાં) દેવ, ધીરજ રાખો, ધીરજ રાખો.

રાજા—પ્રિય મિત્ર, હું શી રીતે ધીરજ રાખું? મારે ધીરજ રાખવાનું હવે ક્યાં ઠેકાણું છે? કારણ—

### શાર્દુલવિક્રીડિત.

માતા શ્રી શિવભક્તિ ઉત્તમ ઘણાં, કલ્યાણકારી ગયાં,
વાલી, જીવિતવલ્લભા, સુમતિને મેં છોડિ છોડિ દયા;
છોડયા, મે, વિનયાદિ મિત્ર સઘળા, પદ્માપ્રસાદે ગયા,
છોડાવે પછી કોણ કેદથિ મને, અત્યંત લાવી દયા?

(એમ બોલી ફરી મુર્છા આવવાથી પડી જાય છે)

ચિત્તશર્મા—( ફરી વસ્ત્રના છેડાના પવનથી મૂર્છા ઉતારી ) દેવ, બહુ ખેદ કરોમાં. વિપત્તિમાં આર્યોએ ધીરજ રાખવી એમ પ્રત્યેક પુરાણમાં અને ઇતિહાસમાં મહાશય મહર્ષીઓએ કહ્યું છે; માટે ધીરજ રાખી પરમેશ્વર પરાયણ થઇ ચૌદ ભુવનને વંદવા યોગ્ય **શ્રીશીવભક્તિનોજ** આશ્રય કરો. એ પ્રસન થઇ ઘડિકમાં તમારી બધી વિપત્તિ મટાડી દેશે.

રાજા—પરમ હિતૈષિ ચિત્તશર્મા, તમે સાચું કહ્યું. હું અંદરના ઘરમાં જઇ તમારા કેવા પ્રમાણે કરૂં છું; તમે પણ મારી દુર્દશા દૂર કરવા સારૂં કોઇ પણ શિવમંદીરમાં જઇ આખા જગતનાં માતુશ્રી શિવભક્તિની પ્રાર્થના કરો, એવી મારી પ્રાર્થના છે.

ચિત્તશર્મા—મહારાજની આજ્ઞા પ્રમાણે કરવા હું જાઉં છું; આપ પણ પધારો. ( એમ કહી બેય નીકળી જાય છે )

---

## પ્રવેશ ૨ જો.

સ્થળ—રાજ્ય દરબાર.

( સેનાપતિ ચંડસેન સાથે હેમરથ રાજા પ્રવેશ કરે છે. )

હેમરથ—સેનાપતિ, રાજા વજ્રબાહુની રાજ્યધાની લુંટી તેનું સર્વસ્વ કબજે કર્યું ? અને આખા ગામને લુંટી લીધું ?

સેનાપતિ—દેવ, આપના હુકમ પ્રમાણે બધું કર્યું છે; કેવળ કુમતિ તથા તેના પરિવારનું શું કરવું અને કુમાર મહામયને રાજ્યાભિષેક ક્યારે કરવો તે આપની આજ્ઞા ઉપર રાખ્યું છે.

હેમરથ—સેનાપતિ, કુમતિ તથા તેના કુમાર મહામયને ડસકલાં પેરાવી આપણી રાજધાનીમાં મોકલી દ્યો અને તેના બધા પરિવારને શૂળિએ ચડાવી મોતની શિક્ષા કરો.

સેનાપતિ--( હાથ જોડીને ) દેવ, આપ રીંસ ન કરો તો કાંઇક વિનંતી કરવાની છે તે કરૂં.

**હેમરથ**—સુખેથી કહો.

**સેનાપતિ**—અનર્થનિધિએ, કુમતિએ, અને તેના ભાઇઓ મદનાદિએ કુમાર મહામયને ગાદિએ બેસારવા અને પોતાનો અભ્યુદય થાવા દેવને અર્ધ રાજ્ય આપવું કબુલ કરી આપનો આશ્રય લીધો છે, તે તો આપ જાણો છો; આમ પોતાની શરણે આવેલાને મારવું, પીડવું, એ ન્યાય ન કહેવાય; પછી તો જે આપની આજ્ઞા તે મારે પ્રમાણ છે.

**હેમરથ**—સેનાપતિ, તમે ઠીક કહ્યું પણ હું તમને પૂછું છું કે જે કુમતિને, જે કુમાર મહામયને, જે મદનાદિ પાંચ ભાઇઓને, અને જે અનર્થનિધિને મહારાજ વજ્રબાહુએ જન્મથી માંડી આજ દિવસ સુધી બહુજ પ્રેમથી પાળ્યાં, લાડ લડાવ્યાં, અને પોસ્યાં, એટલુંજ નહિં પણ જેના મનના સંતોપ સ.રૂં પ્રાણ પ્રિયા સુમતિને પુત્ર સહીત તજી દીધી, પદ્માપ્રસાદને રજા આપી, નિરપરાધિ છતાં વિવેક, વિનય, વિચાર, આચાર, આદિ અમલદારોને કુટંબસોત રજા આપી, એવા પરમ ઉપકાર કરનાર સરલ મનના, નિષ્કપટી, અને પૂરો ભરોંસો રાખનાર મહારાજને મારા બળથી રાજ્યભ્રષ્ટ કરી, જીંદગી સુધી કેદમાં રાખવા અથવા મારી નાખવા જે ઇચ્છે છે તે પાપિઓમાં પણ પાપિઓ અને કૃતઘ્નિમાં પણ કૃતઘ્નિ મારૂં પણ શું સારૂં કરશે ?

**સેનાપતિ**—દેવ, આપનો આ વિચાર વાજબી છે, તેથી બધું આપની આજ્ઞા પ્રમાણે કરીશ; પણ વજ્રબાહુનું શું કરવું ?

**હેમરથ**—એને રથમાં બેસારી આપણી રાજધાનીમાં લઇ જાઓ; ત્યાં ગયા પછી તેનો વિચાર કરશું.

**સેનાપતિ**—( હાથજોડી ) જેવી દેવની આજ્ઞા. ( એમ કહી નીકળી જાય છે )

**હેમરથ**—સેનાપતિ ગયા, હું પણ કુમતિના, મદનના, અને કુમાર મહામયનાં પક્ષવાળાં માણસોને દંડાવી આખા ગામમાં જય ઘોશણું વગડાવી મારી રાજધાનીમાં જાઉં. ( એમ કહી નીકળી જાય છે. )

---

## પ્રવેશ ૩જો.

સ્થળ–રાજા પદ્માકરનું કરાવેલ ગુપ્ત ધર્માશ્રમ

(સુમતિ અને સુશીલા પ્રવેશ કરે છે.)

સુશીલા—દેવી, જીવતો નર ભદ્રા પામે એ વાત ખોટી નથી.

સુમતિ—શી રીતે ?

સુશીલા—ઘણાં ન ખમી શકાય તેવાં દુઃખો ખમીને પણ જો દેવી જીવતાં રહ્યાં તો આજ પુત્ર ભદ્રાયુનો અભ્યુદય જોવા ભાગ્યશાળી થયાં.

સુમતિ—કેવો અભ્યુદય ?

સુશીલા—મેં સાંભળ્યું છે કે મહારાજ પદ્માકરે પુત્ર ભદ્રાયુને સેનાપતિની પદવી આપી.

સુમતિ—(ઉંડો નિસાસો નાખી) સખી સુશીલા, મહારાજા ધિરાજના કુમારને સેનાપતિની પદવી મળે એ શું અભ્યુદય કેવાય ?

સુશીલા—દેવી, પરમેશ્વરની કૃપાથી ધીરે ધીરે વત્સ પોતાનું રાજ્ય પણ મેળવશે; માટે કાંઇ ચિંતા કરોમાં.

સુમતિ—તારૂં બોલવું સાચું થાય. (જમણી આંખ ફરકવાથી.) સખી સુશીલા, મારી જમણી આંખ ફરકી તે અપસુકનથી મારૂં હૃદય ધ્રુજે છે; કેમ હજી સુધી મહારાજા પાસેથી પુત્ર ભદ્રાયુ આવ્યો નથી ?

સુશીલા—(બારણાં તરફ જોઇ હસતાં હસતાં મનમાં) અહો ! માની પુત્ર ઉપર કેવી વ્હાલપ છે. જે બહુ જોરાવર અને પ્રતાપવંત પુત્રને નિર્બળ માને છે ! (જાહેર) દેવી, આ તમારો પુત્ર ભદ્રાયુ આવ્યો; શું કરવા ખોટી ચિંતા રાખો છો ?

(એટલામાં ભદ્રાયુ પ્રવેશ કરે છે.)

ભદ્રાયુ—(આવીને.) માતુશ્રિ, હું ભદ્રાયુ પ્રણામ કરૂં છું. (એમ બોલી પગમાં પડે છે.)

સુમતિ—પુત્ર, માતુશ્રી શિવભક્તિના પ્રસાદથી હમેશ વધારે વધારે અભ્યુદય ભોગવનારો થા.

ભદ્રાયુ—માતુશ્રી સુશીલા, હું ભદ્રાયુ પગે લાગું છું.

સુશીલા—પુત્ર, શ્રી શિવભક્તિની કૃપાથી વિજયી થા.

સુમતિ—પુત્ર, આજ તારા મુખ ઉપર ઉદાસી કેમ જણાય છે? કેણે તારૂં બગાડયું?

ભદ્રાયુ—માતુશ્રી, કોઇએ મારૂં બગાડયું નથી; મહારાજ પદ્માકરની મારી ઉપર કૃપા છે ત્યાં મારૂં મનથી પણ કોણ બગાડવા વિચાર કરે.

સુમતિ—તારૂં કેવું સાચું છે; પણ ત્યારે શું કારણથી તારૂં મુખકમળ કરમાઇ ગયું છે?

ભદ્રાયુ—માતુશ્રી, મહારાજ પદ્માકરનાં દુઃખે દુઃખ અને સુખે સુખ ભોગવનારાં આપણે છીયે.

સુમતિ—પુત્ર, એમાં શું સંદેહ?

સુશીલા—શું આજ મહારાજને કાંઇ દુઃખ છે?

ભદ્રાયુ—મહારાજને આજ મોટામાં મોટું દુઃખ આવી પડયું છે એ સાંભળી મારૂં હૃદય ચીરાઇ જાય છે. (એમ બોલતાં આંખમાં આંસુ આવી જાય છે)

સુમતિ—પુત્ર, ધીરજ રાખી બધું કહે તે પછી કરવું ઘટશે તેમ કરશું.

ભદ્રાયુ—માતુશ્રી, મહારાજ પદ્માકરના પુર્વોપકારી પરમ મિત્ર વજ્રબાહુ નામના કોઇ રાજા છે.

સુમતિ—હું એ જાણું છું. પછી?

ભદ્રાયુ—એ મહારાજને બે સ્ત્રીઓ છે એક તમારે નામે નામ સુમતિ અને બીજી કુમતિ.

સુમતિ—એ પણ હું જાણું છું. પછી?

ભદ્રાયુ—કુમતિએ શોકયના ખારથી સુમતિ પ્રસવ વેદનામાં બેભાન થઇ ગઇ હતી ત્યાં તેને પુત્રસોત વનમાં મોકલી દીધી.

સુમતિ—પુત્ર, એ વાત તો જૂની છે; હમણાંની ઉદાસીનું કારણ ઝટ કહે.

સુશીલા—(મનમાં) સુમતિની ધીરજ અને પોતાના પતિ વિશેની ચિંતા કાંઇ જૂદાંજ પ્રકારની છે.

ભદ્રાયુ—માતુશ્રી, તેજ કહુ છું. કુમતિએ સુમતિને કઢાવ્યા પછી કોઇ નીચ માણસના છોકરાને પોતાનો છોકરો કર્યો છે તે હમણાં ભર જુવાનીમાં આવ્યો છે.

સુમતિ—પુત્ર, આ વાત પણ મારાથી અજાણી નથી; પછી ?

ભદ્રાયુ—પછી મહામય નામના પોતાના તે છોકરાને ગાદી ઉપર બેસારવા અરધું રાજ્ય આપવાની સરતે મગધ દેશના રાજા હેમરથને કુમતિએ પોતાની રાજધાનીમાં બોલાવ્યો છે.

સુમતિ—દુષ્ટ કુમતિએ એ ન કરવાનું કામ કર્યું. પછી ?

ભદ્રાયુ—માતુશ્રી, પછી હેમરથે બધાં બળનો નાશ કરી બધું પોતાને હાથ કરી, રાજા વજ્રબાહુને હેડમાં નાખી પોતાને દેશ લઇ જાય છે; તે વાત ચોરની પાસેથી સાંભળી મહારાજ પદ્માકર બહુ રીસે ભરાઇ ચતુરંગ સેના સહીત સવારના પહોરમાં રાજા વજ્રબાહુની સહાયતા કરવા જનાર છે.

સુમતિ—( મનમાં આંસુની ધારા સહીત. ) હા પ્રાણનાથ, હા ! હૃદય દયિત, હા ! જીવિત સર્વસ્વ, શું દેવની પણ દુષ્ટ કુમતિએ આ દશા કરી ? ( એમ બોલતાં મુર્છાથી પડી જાય છે. )

ભદ્રાયુ—અરે હાય ! માતુશ્રીને આ શું થયું ? ( એમ બોલી થંડા પાણીથી માથું ને આંખ્યો ભીંજવી પંખાથી પવન નાંખે છે )

સુમતિ—( મૂર્છા વળી એટલે ) એ વાત મારે હવે સાંભળવી નથી માટે બંધ કર. અરે હાય ! કુમતિએ કુમતિને ઘટે એવું કર્યું; હવે મારો જન્મ નકામો છે. તેમ જીવવું પણ ફોગટ છે અથવા એક ઘડીમાં મહારાજાના શત્રુઓને ઉખેડી કાઢવા અને મહારાજા વજ્રબાહુને છોડાવવા આ તરવાર સમર્થ છે. ( એમ બોલી ભદ્રાયુના હાથમાંથી તરવાર પડાવી લઇ ઉભી થઇ જાય છે )

સુશીલા—દેવિ, આવો આવેશ હવે બંધ કરો, તમારી ચાલતી દશાને ઉચિત નથી.

ભદ્રાયુ—માતુશ્રિ, માતુશ્રિ, કોઇ દિવસ જોયેલો નહીં એવો આજે આ તમારામાં આવેશ શું ?

સુમતિ—( નિસાસો નાંખી સુશીલાના કાનમાં ) છાની વાત છે; તોપણુ હમણાં પુત્રને કહું ?

સુશીલા—આ વખત તેમ કરવાનો છે.

સુમતિ—પુત્ર, મહારાજા વજ્રબાહુએ વગડામાં દીકરા સોત મેલી દીધેલી સુમતિ હું છું. કુમતિની બીકથી તારૂં રક્ષણુ કરવા હમણાં સુધી બ્રાહ્મણીના વેશથી આંહીં રહી છું. તારા જેવો પુત્ર હોય ને મહારાજાશ્રીને દુઃખ ભોગવવું પડે તો પછી આપણા જન્મથી અને જીવિતથી ફળ શું ? માટે તું તરત ત્યાં જઇ શત્રુના હાથમાંથી તારા પિતાને છોડાવી આવ; નકર આ મારા પ્રાણુ આજેજ કાઢી નાખીશ.

( એમ કહી તરવાર ભદ્રાયુના હાથમાં આપે છે )

ભદ્રાયુ—( ઉત્સહાભર ઉઠી ) માતુશ્રી, માતુશ્રી, તમે કાંઇ પણુ ચિંતા કરોમાં. હમણાંજ બધા શત્રુઓનો નાશ થઇ ફરી પોતાનું રાજ્ય મહારાજા વજ્રબાહુને મળેલું છે એમ જાણો.

સુશીલા—પુત્ર, આવો તારો અતિ ઉત્સાહ તું મહારાજાનો પુત્ર છો તેથી શોભે છે, તુંને શ્રીશિવજી સહાય કરો.

સુમતિ—પુત્ર, કુમતિ પોતાના પરીવાર સહીત બળવાન દગાબાજ છે તેથી તું મારો પુત્ર છો એમ એના જાણુવામાં આવશે તો હજારો ઉપાયો કરી તને મરાવશે, તેથી મહારાજ વજ્રબાહુને પણુ આપણું વૃતાંત જાહેર કરવું નહીં એવી મારી આજ્ઞા છે.

ભદ્રાયુ—માતુશ્રી, જો કે શ્રી શિવભક્તિની કૃપાથી, અને આપની આશિષથી સંરક્ષણુ પામેલાને કોઇ પણુ મારી શકવાને શક્તિવાન નથી; તોપણુ આપની આજ્ઞા પ્રમાણે આપણું વૃતાંત જાહેર નહીં કરૂં.

સુમતિ—( આનંદ સહીત બેઠી થઇ ભદ્રાયુના કપાળમાં કંકુનો ચાંડલો કરી અને અક્ષત વેરણી )

મંદાક્રાંતા.

રક્ષા તારી પ્રતિદિન કરો, પાર્વતી–પ્રાણનાથ;
રક્ષા તારી ઘડિ ઘડિ કરો, રૂકમણી પ્રાણનાથ;
રક્ષા તારી દિવસ રજની, ભારતીનાથ રાખો;
થાવા તારો વિજય, સઘળે દયા દ્રષ્ટિ નાખો.

( એમ બોલી અક્ષત છાંટે છે )

ભદ્રાયુ—માતુશ્રિ, તમારાં આશિર્વચનોજ મારાં રક્ષામણિઓજ છે.
( એમ બોલી પગે લાગી વહ્યો જાય છે )

સુમતિ—વહાલી સુશીલા, પોતાના પીતાને સહાય કરવા પુત્ર ભદ્રાયુ ગયો; આપણે પણ તેનો વિજય થાવા સારૂં શ્રીરાજરાજેશ્વરની પ્રાર્થના કરિએ; માટે તેના મંદીરનો માર્ગ બતાવ.

સુશીલા—આમ આમ દેવી. ( એમ કહી બેય નીકળી જાય છે )

---

## પ્રવેશ ૪ થો.

સ્થળ- રાજા પદ્માકરના રાજમહેલનો એક ભાગ.

( ઉદ્વેગ સહીત રાજા પદ્માકર, ચારૂમતિ, વિદ્યાનંદ તથા સુનય પ્રવેશ કરે છે )

ચારૂમતિ—પ્રાણનાથ, આપણી એકલી ચતુરંગ સેનાથીજ રાજા હેમરથ તેની સેના સહીત ઝીંતાય એમ છે; ત્યારે દેવે ત્યાં જવાનો શ્રમ શું કરવા કરવો જોયે ?

વિદ્યાનંદ—પિતાશ્રિ, મારાં માતુશ્રીનું કેવું બરોબર છે.

સુનય—મારો મત પણ મારા માતુશ્રીના મતને મળતો છે.

પદ્માકર—પ્રિયા અને પુત્રો, નાયક વગરની એકલી સેનાથી કાંઇ થવાનું નહીં.

વિદ્યાનંદ—જો એમ હોય તો સેનાનો નાયક થવા હું તૈયાર છું; આપે કાંઇ તસ્દી લેવી નહીં.

ચારૂમતિ—કુમાર વિદ્યાનંદ બરોબર કહે છે.

સુનય—પિતાજી, હું તૈયાર છું ત્યાં મોટા ભાઇ વિદ્યાનંદભાઇએ પણ શું કરવા જાવું જોયે?

ચારૂમતિ—પુત્ર, સુનય, તું આવો વિવેક કરે છે તે તને શોભે છે; પણ મારો મતતો સેના સહિત સેનાપતિએ જાવાનો છે; બીજા કોઇને ત્યાં જાવાની જરૂર નથી.

રાજા—આપણા મહારાજ વજ્રબાહુને મોટી આફતમાંથી છોડાવવા મારે પોતાને જાતેંજ જાવું જોયે; બીજા કોઇએ નહિં.

ચારૂમતિ—પ્રાણનાથ, નવો સેનાપતિ ભદ્રાયુ સેનાવગર એકલો જઇ રાજા હેમરથને તેનાં લશ્કરસોત કેદ કરી રાજા વજ્રબાહુને છોડાવી શકશે એમ મને લાગે છે; તોપણ તમારે ત્યાં જાતે જઇ નાના શત્રુને મોટો શું કરવા કરવો જોયે?

રાજા—પ્રિયા, વત્સ ભદ્રાયુ તો વિદ્યાનંદ, સુનય અને મારા જીવ કરતાં પણ મને વધારે વહાલો છે; તેથી એ ક્ષીરકંઠ એકલાને હું શી રીતે લડાઇમાં મોકલું?

ચારૂમતિ—પ્રાણનાથ આપનાં વાત્સલ્યને લીધે આપને એમ લાગે; પણ જે સેનાથી બનવું અશકય છે, જે મહારથીથી બનવું અશકય છે તે તરત કરી શકવાને ભદ્રાયુ શકિતવાળો છે.

( એટલામાં ભદ્રાયુ પ્રવેશ કરે છે. )

ભદ્રાયુ—( આવીને ) મહારાજ અને દેવીનો જય થાઓ. ( એમ બોલી પગે લાગે છે. )

રાજા—વત્સ, તું લાંબી આવરદા ભોગવનારો થા; હમણાંજ અમે બધાંએ સંભાર્યો હતો.

ભદ્રાયુ—એ આપનું મારા જેવા સાધારણ નોકર ઉપર મહેરબાનીનું લક્ષણ છે; જે હુકમ કરવો હોય તે કરો.

રાજા—અમે રાજા વજ્રબાહુની સહાયતા કરવા માટે આજ જાવાના છીયે;

હું આવું ત્યાં સુધી તમારે આ રાજધાની, પ્રજા, અને આખા દેશની સંભાળ રાખવામાં ગફલત ન કરવી.

ભદ્રાયુ—દેવ, મારે કાંઇ અરજ કરવાની છે; જો આજ્ઞા હોય તો કરૂં.

રાજા—વહાલા ભદ્રાયુ કાંઇપણ શંકા રાખ્યા વિના જે કહેવાનું હોય તે કહો.

ભદ્રાયુ—પવિત્ર પિતાજી, હું એકલોજ હેમરથની સાથે યુદ્ધ કરવા જાઉં; મારી સાથે આપની કૃપાજ જય આપનારી અને રક્ષણ કરનારી છે; માટે આપ નિશ્ચિંતપણાથી અહીંજ રહો.

રાજા—એમ થવું સંભવેજ નહીં. પુત્ર, તું વિદ્યાનંદ કે સુનય કરતાં કાંઇ ઓછો વહાલો નથી; ત્યારે તુને યુદ્ધમાં એકલો કેમ મોકલી શકું ?

ચારૂમતિ—પુત્ર, મારો મત પણ મહારાજના મતને મળતો છે; ફોજ વિના એકલું તારે જવું નહીં.

વિદ્યાનંદ સુનય { બેય સાથ }—પ્રિય મિત્ર, તમારે સેનાવિના તેમ અમારા બે વિના જાવું નહીં; એવી અમારી બેયની પ્રાર્થના છે.

ચારૂમતિ—મહારાજ પોતે એકલા જાવા ચાહે છે; અને તમને બધાને આંહીંજ રાખવા ઇચ્છે છે, એ મને ઠીક નથી લાગતું; માટે હું મહારાજાશ્રીને પ્રાર્થના કરૂં છું કે એકલા ભદ્રાયુજ સર્વને ઝીતવા સમર્થ છે; તો પછી ફોજ સહીત આપે પધારી હલકા શત્રુને મોટો શું કરવા કરવો ?

ભદ્રાયુ—પિતાશ્રી, મારાં માતુશ્રીનું કેવું વાજબી છે તો આપે તેમની પ્રાર્થના કબુલ કરવી એવી આપને મારી પ્રાર્થના છે.

વિદ્યાનંદ સુનય { બેય સાથે }—નહિં નહિં; કોઇ દિવસ એમ નહિં થાય; અમે બેય તમારી સાથે ચોકસ આવશુંજ.

રાજા—વિદ્યાનંદ અને સુનયનું બોલવું યોગ્ય છે.

ભદ્રાયુ—મુરબિત્રિ, બેય કુમારનું બોલવું આપને યોગ્ય લાગે છે; તોપણ કુમાર વિદ્યાનંદે આપની સેવામાં આંહીંજ રહેવું; અને કુમાર સુનયને આપની આજ્ઞા પ્રમાણે હું મારી સાથે લઇ જાઉં.

રાજા—ચતુરંગણી સેના પણ સાથેજ લઇ જાવી; કારણ અનેક સહાયવાળો મહામય ઝીંતવો કઠણ છે; તેમ તેની સખાતે આવેલો હેમરથ પણ છે; આ વાત તારાથી અજાણી નથી.

ભદ્રાયુ—મુરબ્બી શ્રી, એ હું જાણું છું; તોપણ મારો નિશ્ચય સાંભળો.

વસંતતિલકા.

હું એકલો ગિરિસુતા શિવના પ્રસાદે,
લાખો મહામંય નકાં કદિ એથી જાદે;
છીં મ.રવા નકિ સમર્થ વધૂ કહું શું ?
સાથે મળે સુનય તો પછી પુછવું શું ?

માટે કાંઇ ચિંતા કરોમાં, હવે અસુર થાય છે એ મારાથી ખમાતું નથી તેથી આ ચાલવાના પ્રણામ. ( એમ કહી પગે લાગે છે )

રાજા—( આંખમાં હર્ષના આંસુ સહીત ) વત્સ, શ્રીશંકરની કૃપાથી વિજયી થા.

સુનય—મુરબ્બીશ્રી, સુનયના પણ આ ચાલવાના પ્રણામ. ( એમ કહી પગે લાગે છે ).

રાજા—વત્સ, મન, વચન, કર્મથી વત્સ ભદ્રાયુને સહાય કરી વિનયી થા.

ભદ્રાયુ, સુનય { બેય સાથે }—આપના આશીર્વચનો અમારા બેયના રક્ષામણી છે. ( એમ બોલી દેવી પાસે આવી ) માતુશ્રી અમે બેય પગે લાગીએ છીએ. ( એમ કહી પગે લાગે છે. )

ચારૂમતિ—પુત્રો, શ્રી પાર્વતી પ્રાણપ્રિયના પ્રસાદથી તમે બેય વિજયી થાઓ.

વિદ્યાનંદ—( પ્રેમથી મળીને ) મિત્રો, જેમ બને તેમ ઝટ શત્રુઓને ઝીંતી આપણાં મુરબ્બિ માતપિતાને આનંદ આપનારા થાઓ; એમ પરમ-કૃપાળુ પરમેશ્વરની હું પ્રાર્થના કરૂં છું

ભદ્રાયુ, સુનય { બેય સાથે }—મુરબ્બિ ભાઇ આપની પ્રાર્થના ઇશ્વર સફળ કરો. ( એમ કહી પગે લાગી નીકળી જાય છે.

રાજા—( જમણી આંખ ફરકવાથી ) પ્રિયા ચારૂમતિ અને વત્સ વિદ્યાનંદ, ભદ્રાયુ અને સુનય ચાલવા ટાણેજ મારી જમણી આંખ ફરકી તેથી જણાય છે કે જલદી વિજય મેળવી બેય જણ પાછા આવશે; તો-પણ વહાલાના મન હજારો અહિત શંકા કરનારાં હોય છે એ લોકની વાત પ્રમાણે જુદા જુદા પ્રકારની અહિત શંકાઓ મારા મનને દુઃખ દે છે; તેથી શ્રી રાજરાજેશ્વરની પાસે જઇ ભક્તજનવલ્લભ શ્રી મહેશ્વરની પ્રાર્થના બેય વત્સના અભ્યુદય માટે કરીએ.

ચારૂમતિ / વિદ્યાનંદ { બેય સાથે }— દેવે બરાબર કહ્યું; માટે આ કેળના વનમાંથી ચાલતા માર્ગે શ્રી રાજરાજેશ્વરના મંદીરમાં જાયે.

( એમ કહી રાજા સહીત નીકળી જાય છે )

પાંચમો અંક સમાપ્ત.



# અંક ૬ ઠો.

## પ્રવેશ ૧લો.

### સ્થળ-ચંદ્રાંગદનો દરબાર.

( આનંદ પામતા રાજા વજ્રબાહુ તથા ચંદ્રાંગદ પ્રવેશ કરે છે. )

વજ્રબાહુ—વત્સ ચંદ્રાંગદ, પ્રિયપુત્રી કીર્તિમાલાનો વિવાહ મહોત્સવ નિર્વિઘ્ને સંપૂર્ણ થયો તેથી મારૂં મન બહુજ સંતુષ્ટ થયું. જોકે 'સારાં કામમાં સો વિઘ્ન નડે ' એ લોકવાણી સત્ય છે; તથાપિ આપ જેવા પુણ્યશાળી પુરૂષોનાં સારાં કાર્ય ઇશ્વર કૃપાથી નિર્વિઘ્નજ હોય એમ આગળ સાંભળ્યું હતું તે આજે પ્રત્યક્ષ અનુભવ્યું.

ચંદ્રાંગદ—આર્ય, આપના અહિં પધારવાથીજ મારૂં સર્વ શ્રેય નિર્વિઘ્ન થયું એમ મારૂં માનવું છે. આપ જેવા મહાશય શિરોમણિ પુરૂષોને સેંકડો પ્રયત્ન કરી જાતે જઇને પ્રાર્થના પૂર્વક પધરાવી પોતાનાં ઘર શોભાવવા માટે મોટાં કાર્ય કરવાવાળા ભવ્ય પુરૂષો જે તસ્દી આપે છે, તે પોતે આરંભેલાં મહાન કાર્યની નિર્વિઘ્ન સિદ્ધિ થવા માટેજ એમ હું માનું છું. આ ઉપરથી આપ એમ નહિં માનશો કે 'પરમેશ્વરના પ્રસાદથીજ સત્પુરૂષોનાં શ્રેયની નિર્વિઘ્ન સિદ્ધિ થાય છે ' આવાં આપનાં વચન સામે આ મારૂં બોલવું છે; પરંતુ પરમ કૃપાળુ પરમેશ્વરની જેના ઉપર અતિશય કૃપા હોય છે તેઓનાંજ ઘર શોભાવવા આપ જેવા મહેરબાની કરે છે, એમ હું માનું છું; નહિંતો મક્ના હાથી જેવા સ્વભાવના અસંખ્ય નરપતિ રૂપી હાથીઓના આ સમુદાયમાં નિર્વિઘ્ને સત્કાર્ય સિદ્ધિની આશા શી ? તો પરમેશ્વરના પ્રસાદથી આપ જેવા વૃદ્ધ રાજર્ષિનું અહિં આવવું થયું અને આપનાં અગણિત પુણ્યના પ્રભાવથી નિર્વિઘ્ને મારાં શુભ કાયની સિદ્ધિ થઇ એમાં કાંઇ વિવાદ જેવું રહેતું નથી.

વજ્રબાહુ—અતિ પ્રસંશા બંધ રાખો. તમે પોતેજ પરમેશ્વરના પ્રસાદના પાત્ર છો, અને તમારાંજ અગણિત પુણ્યોથી આ તમારાં શુભ કાર્યની

સિદ્ધિ થઇ એમ મારૂં માનવું છે; નહિંતો સર્વ સદ્‌ગુણ રત્નોના સમુદ્રતુલ્ય આ ભદ્રાયુ જેવા જમાઇ ક્યાંથી મળે?

ચંદ્રાંગદ—એમાં પણ હું પરમ કૃપાળુ પરમેશ્વરના તેમજ આપ જેવા આર્યોના પ્રસાદનોજ મહિમા માનું છું.

વજ્રબાહુ—વત્સ, એતો તમારી સૌજન્યની અવધિરૂપ પ્રકૃતિનીજ મહત્તા છે, જેને લીધે મારા જેવા ત્રાહિતને નિષ્કારણ તેવા પ્રસંગોમાં તમે કારણભૂત ગણો છો. હવે આ એક બીજાની સામ સામે ઉપચાર વાક્યો બોલવાનું બંધ કરી જો આપને ખોટું ન લાગે તો હું કાંઇક પુછવા ઇચ્છું છું.

ચંદ્રાંગદ—મુરબ્બિ શ્રી, સુખેથી જે પૂછવું હોય તે પૂછો. આપ જેવા ગુરૂ જનોને મારા જેવા બાળકને પૂછવામાં શંકા કરવા જેવું શું હોય?

વજ્રબાહુ—વત્સ, આ તમારા મંગળ મુખવાળા જમાઇએ મહામથના સૈન્યને જીતી, મદન વિગેરે પ્રબળ શત્રુઓને પરાસ્ત કરી એક ક્ષણમાત્રમાં તો હેમરથ રાજાના બંધનમાંથી મને છોડાવ્યો; એટલુંજ નહિં પણ પ્રબળ શત્રુના બળરૂપી મહાસાગરમાં ડુબેલ મારા જનાના વર્ગને પણ પરિવાર સહીત ઉપાડી લાવ્યો. કોઇ પણ દિવસે પૂર્વે આપણે જેને જોયો કે જાણ્યો નથી એવા એ પુરૂષે કંઇપણ નિમિત્ત વગર પરમ ભક્તિથી મારા ઉપર જે આ અપાર ઉપકાર કર્યો છે તે હું જીવતાં સુધી કદી ભૂલીશ નહિં પણ આ ભદ્રમુખ પુરૂષે પોતાના જન્મથી કયા પિતાને પુણ્યકારીમાં પ્રથમ ગણવા ગોગ્ય કર્યો છે, કઇ માતાને ખરેખરી રત્ન પ્રસૂતાની પદવીએ પહોંચાડી છે, અને પોતાનાં વિચિત્ર તેમજ પવિત્ર બાળ ચરિત્રથી કયા દેવકુળ, ગાંધર્વકુળ, સિદ્ધકુળ, અથવા સાધ્યકુળને શોભાવ્યું છે, એ જાણવાની મને ઘણી ઉત્કંઠા છે; માટે જો તમારે મારાથી કંઇ છુપું રાખવા જેવું ન હોય તો મને કહો.

ચંદ્રાંગદ—આર્ય, હું પણ હજી સુધી આપની પેઠે તેના કુળ, ગોત્ર, અને ચરિત્રની બાબતમાં અજાણ્યોજ છું. કેવળ દેવી શિવભક્તિની આજ્ઞાથી આવેલા કોઇ એક શિવયોગીએ 'વત્સ તારી પુત્રી કીર્તિમાલા,

પદ્માકરે પરિપાલિત કરેલા નગરમાં રહેલા ભદ્રાયુ નામના વીરને દેવી' એવી શિવભક્તિની આજ્ઞા છે એમ મને કહ્યું હતું અને મેં તેનું વચન મસ્તકે ધર્યું હતું.

વજ્રબાહુ—'ગુરૂજનની આજ્ઞામાં વિચારવું હોયજ નહીં' એ શાસ્ત્ર વચનને અનુસરી દેવી શિવભક્તિની આજ્ઞા માન્ય કરી એ ઘણુંજ ઉત્તમ કર્યું. તે પછી ?

ચંદ્રાંગદ—આથી પ્રસન્ન થયેલા તે યોગીએ 'વત્સ શિવભક્તિની આજ્ઞા તમે માથે ચડાવી તેથી સંતુષ્ટ થયેલાં દેવી વરકન્યા બન્નેનું કલ્યાણ કરશે એમાં જરા પણ ચિંતા ન કરવી.' એમ કહ્યું તો હું માનું છું કે પરિણામે એ વર ઘણોજ યોગ્ય હોવો જોયે.

વજ્રબાહુ—વત્સ, જોકે તમારાં વચન ખોટાં હોય એવી કલ્પના સ્વપ્ને પણ સંભવતી નથી; તોપણ હસ્ત-મેલાપ સમયે ગોત્રોચ્ચાર તો થયોજ હશે; તોપછી તમો તેના ગોત્રથી પણ અજાણ્યા છો એ વાત મને અચરજ જેવી લાગે છે.

ચંદ્રાંગદ—આર્ય, આપનું કહેવું યોગ્યજ છે; પણ શાસ્ત્ર વિધિ પ્રમાણે કન્યાદાનનો પ્રસંગ આવતી કાલ સાંજે થશે; આજ તો કેવળ આપણી કીર્તિમાલાએ વત્સ ભદ્રાયુના કંઠમાં સ્વયંવર માલા શુભ મૂહૂર્તમાં આરોપી અને તેમાં કોઇ રાજાએ કે રાજકુમારે કાંઇપણ વિઘ્ન ન કર્યું એટલા ઉપરથી જાણે વિવાહ-મહોત્સવ થયો એમ માનીને મેં 'આપના પ્રસાદથી વિવાહ કાર્ય નિર્વિઘ્ને થયું' એમ કહ્યું.

વજ્રબાહુ—(આનંદ સહિત) ત્યારે આવતી કાલે સાંજે વત્સ ભદ્રાયુનું ગોત્ર, કુળ, માતા, તથા પિતા એ બધું જાણશું.

ચંદ્રાંગદ—એમાં શું સંદેહ ?

વજ્રબાહુ—વત્સ ચંદ્રાંગદ, જેના નગરમાં ભદ્રાયુ વસે છે તે પદ્માકરગુપ્ત પણ અહીં આવેલ છે શું ?

ચંદ્રાંગદ—આર્ય, વત્સ ભદ્રાયુના સંબંધીમાં જે કહીએ તે પદ્માકર ગુપ્તજ છે; તેથી તેઓ તો પોતાના પરિવાર સહીત આવેલા છે.

વજ્રબાહુ—ત્યારે તેઓના સમાગમનું સુખ હું કયારે અનુભવીશ ?

ચંદ્રાંગદ—દેવ, આજેજ આપણે બધા ‡ પ્રેક્ષણક જોવા જશું ત્યાં તમામ રાજાઓ, રાજકુમારો અને રાજમંત્રીઓ પ્રમદવનમાં આવેલા માનસોલ્લાસ નામના મહેલમાં આવી મળશે એટલે ત્યાં સર્વેના સમાગમનું સુખ આપ અનુભવશો.

વજ્રબાહુ—વત્સ ચંદ્રાંગદ, જો કે પ્રેક્ષણક જોવા આવવું એ મારી આ અવસ્થાને ઉચિત નથી; તોપણ એ સમાજમાં એકઠા થયેલા સમસ્ત રાજ સમુદાયના સમાગમનો આનંદ લેવા સારૂં મારૂં ચિત્ત ઘણુંજ આતુર છે માટે ચાલો આપણે જલદી પ્રમદવનમાંજ જાયે.

ચંદ્રાંગદ—જેવી આપની આજ્ઞા. ચાલો ત્યારે આ બાજુયે. ( એમ બોલી આગળ ચંદ્રાંગદ અને પાછળ વજ્રબાહુ નીકળી જાય છે )

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—રાજમાર્ગ.

( નગર નિવાસી જનો માર્ગમાં ચાલતા પ્રવેશ કરે છે. )

કૃપાશંકર—ચાલો બાળકૃષ્ણ, ચાલો.

બાળકૃષ્ણ—કૃપાશંકર, કયાં જશો ?

કૃપાશંકર—આજે અટાણે પ્રમદવનમાં પ્રેક્ષણક છે.

દયારામ—આપણા મહારાજા કેવા દયાળુ અને પ્રજા પ્રિય છે કે જેણે સર્વ રાજાઓની સાથે આપણ સર્વ પ્રજાજનોને પણ મંડપમાં નાટક જોવા જાવા છુટથી આવવા કહેવરાવ્યું છે. ?

કૃપાશંકર—એમાં શો સંદેહ ? આપણા ચંદ્રાંગદ મહારાજા જેવા પ્રજાનું પ્રિય કરનારા રાજા થયા નથી તેમ થશે પણ નહીં.

---

‡ ખેલ (નાટક.)

બાળકૃષ્ણ—તમારા બેયનું કહેવું બરાબર છે, પણ કોઇ યોગીના વચનથી રત્ન જેવી પોતાની પ્રિય પુત્રી કીર્તિમાલા કોઇ એક બ્રાહ્મણીના પુત્રને તેનું કુળગોત્ર કાંઇ પણ જાણ્યા વગર આપી દીધી એ મહારાજાએ ઠીક ન કર્યું.

કૃપાશંકર—( જરા હસીને ) મહારાજાની તારા જેવી દીર્ઘદ્રષ્ટિ નહિં હોય એમ લાગે છે.

દયારામ--કૃપાશંકર, એમ બાળકૃષ્ણનું વચન એકદમ હસી કાઢવા જેવું નથી, કીર્તિમાલાના વિવાહની બાબતમાં તો ચંદ્રાંગદ માહારાજાનું મન કુંઠિત થઇ ગયું એમ તો મને પણ લાગે છે.

કૃપાશંકર—મારા પ્રિય મિત્રો ' नराणांच नरेश्वरः ' એમ જે ગીતામાં શ્રીકૃષ્ણ પરમાત્માએ કહેલું છે તે તમે ભૂલી ગયા શું ? જો ભગવાનના વાકય પ્રમાણે રાજા એ ઇશ્વરનો અંશ છે; તોપછી તેના કામમાં યોગ્ય અયોગ્ય કહેવાને આપણે કોણ માત્ર ?

બાળકૃષ્ણ—ભાઇ, રાજા ઇશ્વર બુદ્ધિથી પૂજવા યોગ્ય છે, એવો ભગવદ્વચનનો અભિપ્રાય છે, પણ ઇશ્વરની પેઠે રાજાનાં કૃત્યો પણ સર્વથા પ્રમાદાદિ દોષ રહિત હોય એમ મનાવવાની ભગવાનની આજ્ઞા નથી. તારા જેવા હાજીયા સેવક બગલાઓએ ' જેવી આપ પરમેશ્વર રૂપ મહારાજાની આજ્ઞા ' એવાં એવાં વારંવાર મિથ્યા મધુર વાકયોથી ઉશ્કેરેલા ' અમે પરમેશ્વરના અંશ છીએ ' એવું ગુમાન ધરાવી સેંકડો અન્યાયના આચરણો કરી અસંખ્ય રાજાઓ પસ્તાવામાં પડયા છે, પડે છે, અને પડશે.

દયારામ—ભાઇ કૃપાશંકર, બાળકૃષ્ણનું કેવું બરાબર છે, તમે જાણતા હશો કે પૂર્વે મગધ દેશના રાજાએ પ્રેમરૂપી અમૃતના સાગર જેવા પોતાના સગા ભાઇનો માત્ર ચાડીયાના વચનથી ત્યાગ કર્યો હતો, અને કાસ્મીરના મહારાજાએ પોતાની સ્ત્રીના વચનને આધીન હૃદયવાળા બની પોતાની માતાના અંતઃકરણને જીવતાં સુધી ખેદ આપ્યા કર્યો.

બાળકૃષ્ણ—કોશલ દેશના અધીશ્વરનું ચરિત્ર યાદ કરો તેણે પરમ પિતૃ-ભક્ત એવા પોતાના પવિત્ર પુત્રને નિર્જન વનમાં કાઢી મેલ્યો. કર્ણાટ દેશના નરેશે માત્ર એક પામર ચાકરની સોબતના વિચારથી દેવતુલ્ય પૂજવા

લાયક પોતાના પિતાશ્રીની આજ્ઞા ન પાળી; એટલુંજ નહીં પણ ઉલટું રાજ્યના લોભથી પિતાને કેદખાનામાં નાખ્યા એ કોનું અજાણ્યું છે?

કૃપાશંકર—સર્વ કોઇ પારકા દોષ જોવામાં નિપુણ બને છે; પણ કોઇ પોતાના દોષ ભણી દૃષ્ટિ કરતા નથી. તમે પોતેજ વિચારી જુવોને કે તમારા-માંના કોણ કામનીનાં રમકડાં નથી બનતા? કોણ ચુગલીખોરનાં વચનને પરવશ નથી થતા? અને વળી કોણ પોતાની સ્ત્રી બતાવે તે માર્ગને નથી અનુસરતા? એવાં દૂષણો કાંઇ માત્ર રાજાઓમાંજ હોય એમ નથી.

દયારામ—(જરા હસીને) મિત્ર, તારૂં બોલવું યોગ્ય છે; પણ આપણે તેવાં દૂષણોથી દૂષિત હોયે તેથી માત્ર આપણુંજ અહિત થાય છે, અન્યનું નહીં, પણ રાજા, મહારાજા અને રાજાધિરાજો તેવાં દૂષણવાળા હોય તો તેથી સમસ્ત રાજ્યનું, દેશનું અને સઘળી પ્રજાનું અહિત થાય તેટલા માટે રાજા, મહારાજા અને રાજાધિરાજાઓએ તો તેવાં દૂષણોથી હમેશાં દૂરજ રહેવું જોયે, એવો અમારો અભિપ્રાય છે; બાકી કાંઇ અમો નિર્દોષ છીયે અને રાજાઓ બધા દોષવાળા છે એમ અમારા કહેવાનો અભિપ્રાય નથી. પ્રિય મિત્ર, જરા ઇતિહાસના પુસ્તકો તરફ દૃષ્ટિ કરી વિચારો કે રાજાનાજ દોષથી કેટલી કેટલી રાજધાનીઓ શૂન્ય નથી થઇ? કેટલા કેટલા દેશ ધનહીન નથી બન્યા? અને કેટલી કેટલી પ્રજા અસહ્ય દુઃખ તથા દારીદ્રના દરિયામાં નથી ડુબી? હવે મિત્ર તમેજ કહો કે રાજાઓ પરમેશ્વરના અંશ છે તેથી તેઓનાં સઘળાં કૃત્યો નિર્દોષજ માનવાં કે કેમ?

કૃપાશંકર—એ જુની પુરાતની વાતો ઉપર મારી શ્રદ્ધા નથી બેસતી; પણ તેવો કોઇ વર્તમાન કાળના રાજાનો દાખલો હોય તો બતાવો.

બાળકૃષ્ણ—(જરા ચીડાઇને) રે રાજ્યભક્તિમાં જડ શ્રદ્ધાવાળા, લે તને વર્તમાન કાળના રાજાનો દાખલો આપું. જો સાંભળ.

### સાખી દક્ષણી ચાલની.

વજ્રબાહુ, ને, ચંદ્રાંગદ, આ વજ્રસમાન હયાના;
પેલે ત્યાગી સુમતિ વનમાં, અપરે લાવિ દયા ના.
... દેતાં બ્રાહ્મણને.

( એટલામાં માર્ગમાં ચાલ્યા આવતા વજ્રબાહુ અને ચંદ્રાંગદ પ્રવેશ કરે છે )

ચંદ્રાંગદ—પરમ પવિત્ર ચરિત્રવાળા ઓ બાળકૃષ્ણ, કૃપાશંકર અને દયારામ તમને સર્વને હું પ્રણામ કરૂં છું.

સર્વે—( સાથે ) મહારાજશ્રીનો વિજય હો. ( એમ બોલતાં ભયથી ચુપ ચુપ ઉભા રહે છે )

વજ્રબાહુ—ઓ, હાલતાં ચાલતાં તીર્થરૂપ ભૂદેવો, હું રાજા વજ્રબાહુ તમને સર્વને પ્રણામ કરૂં છું.

સર્વે—( સાથે ) આર્ય વજ્રબાહુ, શ્રી શદાશિવના પ્રસાદથી સદાય તમારો વિજય તથા અભ્યુદય થાઓ.

ચંદ્રાંગદ—તમે બધા ક્યાં જવા નીકળ્યા છો? અને વિચાર શા વિષયનો ચાલી રહ્યો છે. ?

કૃપાશંકર—મહારાજ, નાટક જોવાને પ્રમદવન તરફ ચાલ્યા જાયે છીયે અને આપના સદ્‌ગુણનું વર્ણન કરી રહ્યા છીયે.

બાળકૃષ્ણ—મહારાજ, કૃપાશંકર તો આપના ગુણોનુંજ વર્ણન કરી રહ્યા છે પણ અમેં તો કંઇ આપના દોષોનું પણ ચલાવીએ છીયે.

ચંદ્રાંગદ—( હર્ષસહીત ) બાળકૃષ્ણ મારા ગુણ ગાનાર કરતાં મારા દોષો સૂચવનાર પુરૂષ મારો વધારે પ્રિય તથા હિત કરનાર છે, એમ હું માનું છું; તેથી તમે મારૂં શ્રેય ઇચ્છનાર છો એમ ધારી તમારાં મુખથી મારા દોષનું વર્ણન સાંભળવાની મને બહુ ઇચ્છા છે; અને સાંભળીને તે દોષો મારે છોડવા છે; પણ હમણાં તો આ રાજ સમુદાય નાટક જોવા આતુર છે તેથી ત્યાં જાયે છીયે; તમે પણ સર્વે ત્યાં ચાલો. ( એટલું બોલી આગળ ચાલી રંગમંડપમાં આવીને વજ્રબાહુ પ્રતિ )

આર્ય, રાજર્ષિવર્ય,

રોળાવૃત.

ગુણનિધિ કાશીરાજ આજ આ સન્મુખ ભાળો,
નેપાલ ક્ષિતિપાળ આમ બેઠેલ નિહાળો,

આ કશ્મીરાધીશ, વળી આ મથુરાંનાથ,
અવંતિપુરપતિ આમ કોશલેશ્વરની સાથ.
કુરૂપતિ, કેરલરાજ, મગધ-ભૂપતિની વામે,
માલવ, ચોલ, વિદર્ભ દેશના નરપતિ સામે,
કલિંગ ભૂમિપાલ બંગ ભૂપતિની સંગે,
આ બંગાલાધીશ ઉઘાડા ઉત્તમ અંગે.
પ્રાચ્ય અને ઔદિચ્ય નરેશો આમ બિરાજે.
પ્રતિચ્ય અવનિપાળ તણી આ પંક્તિ છાજે.
દક્ષિણાત્ય જગદીશ દેશહિત પ્રાણ ત્યાગે.
દિક્પાલો પણ હામ ધરે નહિં જેની આગે.

( એવી રીતે વજ્રબાહુને સર્વ રાજાઓની ઓળખાણ આપે છે. બધા રાજાઓ ઉભા થઇ વજ્રબાહુને પ્રણામ કરે છે ).

વજ્રબાહુ—આપ સર્વે અતિશ્રમ ન લેતાં સહુ સહુનાં સિંહાસનો શોભાવો.

રાજાઓ—( સર્વે સાથે ) જેવી મહારાજની ઇચ્છા.
( એમ કહી બધા બેશી જાય છે. )

( તે પછી પદ્માકર રાજા પ્રવેશ કરે છે. )

પદ્માકર—( દૂરથી જોઇને મનમાં ) અહો ! ઘણે કાળે આજ પૃથ્વી ઉપરના પરમેશ્વર જેવા રાજા વજ્રબાહુને જોઉં છું. આજનો દિવસ મને શુભ દિવસ થયો. ( જાહેરમાં. ) મહારાજ, હું પદ્માકર ગુપ્ત આપને પ્રણામ કરૂં છું. ( એમ બોલી પ્રણામ કરે છે. )

વજ્રબાહુ—( આનંદ સહીત ) મિત્ર, સુખી થાઓ, ( ચંદ્રાંગદને ) ચંદ્રાંગદ, તે આ આર્ય પદ્માકર કે જેને ઘેર વત્સ ભદ્રાયુ હજી પણ વસે છે ?

ચંદ્રાંગદ—એજ આ પદ્માકર.

વજ્રબાંહુ--( સ્નેહ સહિત તેની સામું જોઇને )

### વસંતતિલકા.

ઔદાર્ય, ધૈર્ય વિનયાદિકના નિધાન,
રાજન્, ક્ષમાદિક ગુણોથિ દિસો મહાન;
શૌર્યાદિ યુક્ત વળિ છો અતિ શીલવાન,
પદ્માપ્રસાદ તમને ગણું મૂર્તિમાન.

પદ્માકર—મહારાજ, ' રાજન ' એવું સંબોધન મારા જેવા કિંકરને યોગ્ય નથી; હું વૈશ્ય ઉદારતા વીગેરે ગુણો ધારણ કરવાને કોણ માત્ર ? કેવળ આપ જેવાની કૃપા દ્રષ્ટિથી પૃથ્વીના ટુકડાનું પાલન કરી રહ્યો છું.

વજ્રબાહુ—( મનમાં ) વાહ ! મહારાજપણું છતાં પદ્માકરનો વિવેક કેવો છે ! ( જાહેરમાં ) મિત્ર તમારા જેવાને એવુંજ ભાષણ શોભે; પણ આ પૃથ્વી મંડળમાં તમારા જેવા સૌજન્ય સુધાના સાગર મનુષ્યો જવલેજ છે કે જેઓના આશ્રયથી ભદ્રાયુ જેવા મનુષ્ય રત્ન અજવાળામાં આવે છે.

પદ્માકર—એ બધો આપનોજ પ્રસાદ છે એમ હું માનું છું.

વજ્રબાહુ—મિત્ર ચંદ્રાંગદ બધા રાજાઓ આવી પહોંચ્યા તથાપિ ભદ્રમુખ ભદ્રાયુ હજી કેમ નથી દેખાતા. ?

ચંદ્રાંગદ—આર્ય, વત્સ ભદ્રાયુનું પુત્રી કીર્તિમાલા સાથે વિવાહ મંગળ આજની રાત્રીમાંજ થવાનું છે, તેથી જરૂર જોઇતા પરીજન સહિત વત્સ ભદ્રાયુ માયરામાં છે, અને જ્યારે એ હસ્તમેળાપનું માંગલિક કાર્ય પરિપૂર્ણ થશે એટલે તે આપણાં નેત્રોને આનંદ આપશે.

પદ્માકર—દેવ, ત્યારે આપણે પણ તેટલીવાર આ નાટક જોઇને સમય આનંદમાં વિતાવીએ.

વજ્રબાહુ—વત્સ, ચંદ્રાંગદ સમય ચાલ્યો જાય છે; માટે નાટકનો આરંભ કરવા સૂત્રધારને આજ્ઞા આપો.

ચંદ્રાંગદ—જેવી મહારાજની આજ્ઞા. ( એમ કહીને પડદા સામુ જોઇને ) સૂત્રધાર, ( એટલું કહેછે ત્યાંતો સૂત્રધાર પ્રવેશ કરીને. )

સૂત્રધાર—મંહારાજશ્રીની શી આજ્ઞા છે ?

ચંદ્રાંગદ—આજે પ્રયોગ કરવા ધારેલા નવીન નાટક ભજાવવાનો આરંભ કરો.
સૂત્રધાર—જેવી મહારાજની આજ્ઞા. ( એમ કહી જાય છે. )

---

## ગર્ભાંક ૧લો.

સૂત્રધાર—( પ્રવેશ કરીને. )

( માણીગર મોલે પધારો. એ રાગ. )

રાજા મને, નાથ ન કરશો;
માગું જોડી જોડી બે હાથ,
અરજ મારી અંતર ધરશો.
સોણાંમાંયે કોયદી રાજા ન કરો, નાથ,
કરગરી માગું એટલું, પ્રભુ, જોડી જોડી બે હાથ—રાજા.
ભૂલે ચૂકે જો દિઓ રાજાનો અવતાર,
એ ઓરતનો નહિં કરો મનેતો પછિ, પ્રભુ, ભરથાર—રાજા.
એ ઓરત પણ જો, દિઓ, પ્રભુ માગું હું એમ-
કોઇ દિવસ ન હું એકને તો તો પરવશ થાઉં ન જેમ—રાજા.
પરવશપણ જો, એકમાં સાવ કરી ઘો, નાથ,
કૃપા કરી, તો, રાખશો, પ્રભુ, આવરદા મુજ હાથ.—રાજા.

નટ—( આવીને. ) અરે ! સૂત્રધાર, આમ ખોટું શું બોલછ ?

### સોરઠા.

સર્વ સુખોનું મૂળ દુનિયામાં રાજાપણું.
તેમાં પણ અનુકૂળ થવું ધણી રમણી-ધણી.
પ્રેમ ભર્યા કંકાસ તેમાં પણ તેના ઘણા,
ચાલે બારેમાસ માન અને અપમાનના.
સુખ દુઃખના પણ રોજ ટંટા થાય અને મટે,
તેમાં જેવી મોજ એવી સ્વર્ગ વિષે નથી.

આમ છે છતાં 'રાજા મને નાથ ન કરશો' એવું બકછ; તેથી મૂર્ખ જેવો લાગછ; તેમાં પણ મંગળ બોલવા ટાણે 'મારી આવરદા મારે હાથ રાખજો' એવું અમંગળ બોલછ; તેથી તું મૂર્ખનો રાજા છો એમ હું માનું છું.

સૂત્રધાર—( હસીને. ) મિત્ર, મને પણ તું મૂર્ખનો રાજાધિરાજ લાગે છે.

નટ—કેમ ?

સૂત્રધાર—મિત્ર,

### સોરઠો.

અનુભવ વિના ન કોય કાંઇ અરે જાણી શકે;
ભૂખ્યા જે દુઃખ રોય, ધ્રાણ્યા તે શું સમજશે ?

આવું વૃદ્ધોનું કેવું છે તેને તું તરછોડી તારી મરજીમાં આવે તેવું તું બકે છે; પરંતુ આ નાટક પુરેપુરૂં જોયા પછી તને તારી મુર્ખાઇ જણાઇ રેશે; તેમ મંગળ બોલવા ટાણે હું અમંગળ બોલું છું એમ તું કહે છે તે પણ તને ભ્રાંતિ છે; હું તો મંગળજ બોલું છું.

નટ—તે પદમાં શું મંગળ છે. ?

સૂત્રધાર—દૈવયોગથી જો રાજા થાય, ઘણી સ્ત્રીઓ થાય, એકનો તાબેદાર થાય તો પછી તે રાજાની આવરદા તેને વશ હોય તો જીવતો રહી શકે; ને જો જીવતો રહે તો જે સ્ત્રીયે વશ કર્યો હોય તેનાં કાવત્રાં તેના જાણવામાં આવે ત્યારે ખરી વાત સમજાવાથી તેની કપટની જાળમાંથી છૂટો થઇ પાછો સુખ ભોગવી શકે છે; તેથી 'આવરદા વશ રાખજો' એ પદ મંગળ છે, પણ તારા વિચાર પ્રમાણે સ્ત્રીઓના કંકાસથી કંટાળી આવરદા વશ હોય તો દેહ છોડી દેવો એવું કાંઇ મારૂં બોલવુ નથી.

નટ—( આનંદથી ) મિત્ર, તેં તે પદમાં મંગળ છે તે વાત ઠીક કરી; મારાથી તેનો તેવો અર્થ સમજાણો નહોતો, તેથી મેં જે તને મૂર્ખ કહ્યો તે માફ કરજે.

શૂત્રધાર—એપણ વળી કહેવું પડે ? એતો બધું માફજ છે.

નટ—ત્યારે ફરી નાંદી ગાઓ.

સૂત્રધાર—( ગાય છે )

રાજા મને, નાથ, ન કરશો,
માગું જોડી જોડી બે હાથ;
અરજ મારી અંતર ધરશો-
કરૂણા કર કરૂણા કરી, રાજાનો અવતાર,
કોઇ દીવસ દેશો નહી, માગું કરગરી વારંવાર. રાજા.
ભૂલે ચૂકે જો દિઓ, કરવાને ઉપહાસ,
દીન દયાળ ન આપશો, તેમાં નીચ તણો સહવાસ. રાજા.
આપો જો સહવાસ પણ, કર્મ તણો અનુસાર,
વશ્ય ન થાવું નીચને, તેમ કરશો શ્રી જગદાધાર. રાજા
પુર્વ જન્મના પાપથી, એ પણ આપો નાથ,
હું પર મેર કરી હરિ, રાખો આવરદા મુજ હાથ. રાજા.

પડદામાંથી—બહુ સારૂં, સૂત્રધાર, બહુ સારૂં. રાજાપણું ઇચ્છવા જેવું નથીજ. કયો મૂઢ માણુસ ન થઇ શકે તેવા તપ કરી કરી જેમાં કેવળ પરાધીનતાજ છે એવું રાજાપણું ચાહે.?

સૂત્રધાર—( આશ્ચર્યથી ) મિત્ર, વિચાર વિનાના રાજાનાં કામથી રીસે ભરાએલ કોઇ યોગીનો આ સાદ લાગે છે, તેની આગળ ઉભા રેવાની આપણી શક્તિ નથી; માટે હવે પછીના કરવાનાં કામની તૈયારી કરવા આપણે બેય જાયે. ( એમ કહી નીકળી જાય છે )

---

# ગર્ભાંક ૧ લો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—વનનો એક ભાગ.

( કરૂણા તથા કોપથી ડોળાઇ ગયેલા મનવાળા શિવયોગી પ્રવેશ કરે છે )

શિવયોગી—'રાજા મને નાથ ના કરશો' એ ફરીવાર બોલી સૂત્રધારે

બરાબર કહ્યું છે. હું માનું છું કે રાજાથી, મહારાજાથી, અને રાજાધિરાજથી ગરીબમાં ગરીબ હોય તે પણ સારા હોય છે કે જે પોતાની આંખ્યોથી જુવે છે, પોતાના કાનોથી સાંભળે છે, પોતાના મનથી વિચાર કરે છે, અને પોતાની બુદ્ધિથી નિશ્ચય કરે છે. રાજાઓ, માહારાજાઓ અને મહારાજા ધિરાજાઓ તો પોતાની આંખ્યો છતાં બીજાની આંખથી જુવે છે, પોતાના કાનો છતાં બીજાઓના કાનથી સાંભળે છે, પોતાનું મન છતાં બીજાઓના મનથી મનન કરે છે, અને પોતાની બુદ્ધિ છતાં બીજાઓની બુદ્ધિથી નિશ્ચય કરે છે, તેથી હિત હોય તે અહિત, અહિત હોય તે હિત, કરવાનું હોય તે ન કરવાનું, ન કરવાનું હોય તે કરવાનું, જે છોડી દેવાનું હોય તે લેવાનું ને જે લેવાનું હોય તે છોડી દેવાનું, જે પોતાનાં હોય તે પારકાં, ને પારકાં હોય તે પોતાનાં, વધારે શું કહું. હળાહળ ઝેર હોય તે અમૃત, અમૃત હોય તે ઝેર માને છે. જેમકે—

ગજલ દેશ.

થયા છે, થાય છે, એવા ઘણાએ ક્રૂર હૈયાના,
મળે ગાદી બને રાજા અને લે પ્રાણ છૈયાના.
પિતાને ખૂબ સંતાપે, ઉડાડે હોંશ માતાના,
તજીદે બંધુને, સ્ત્રીને, અને સત્પુત્ર પોતાના.—થયા છે.
પ્રમાણિકને રજા આપી રખાવી દુષ્ટને છાના,
પ્રજાના લોહીના પૈસા ઉડાવે ને કરે તાના.—થયા છે.

અરે હાય ! આથી વધારે ખેદ કરવા જેવું શું છે ? આથી વધારે શોક કરવા જેવું શું છે ? અને આથી વધારે શરમ ભરેલું શું છે ?

વજ્રબાહુ—( મનમાં ) હું જાણું છું કે શિવયોગીનું આ ખેદનું બોલવું મને સંભળાવવા માટેજ છે.

શિવયોગી—ભગવતી શ્રી શિવભક્તિએ મને આજ્ઞા કરી છે કે મહારાજ વજ્રબાહુની ધર્મ પત્નિ સુમતિને કુમતિની દાસીયે આપેલાં ઝેરથી બેભાન થઇ જઇ તેવીજ બેભાન અવસ્થામાં પુત્ર પ્રસવ થયો તેને

રાજા નિર્જન વનમાં મોકલે છે, એટલુંજ નહીં પણ નૃશંષાચાર્ય અને મદન તે બેયને મારી નાખવા ચાહે છે માટે તું ઉતાવળથી ત્યાં જઇ તેની રક્ષા કર. હું મનના વેગથી પણ વધારે ઉતાવળથી અહીં આવ્યો છું; તેથી જોઉં કે દેવી સુમતિ કયાં છે? (એમ કહી ચારે કોર ફરીને જોતાં) અહો! આંહીં આ નિકુંજના અંદરના ભાગમાં મા દીકરો બેય બેભાન સ્થીતિમાં પડયાં હોય એમ લાગે છે.

(એટલામાં મદન અને નૃશંષાચાર્ય પ્રવેશ કરે છે)

મદન—(નિકુંજમાં સુમતિને જોઇ બહાર આવીને) રાંડ દુઃશીલા દશ હજાર સોનામહોર લઇ ગઇ પણ પુરૂં કામ કર્યું નહીં, આ સુમતિ તો હજી જીવે છે.

નૃશંષાચાર્ય—તે બિચારીનો તેમાં કાંઇ અપરાધ નથી. દેવી સુમતિએ ગંગા-જળ જાણી એ ત્રણ ટીપાંજ મોમાં નાખ્યાં ત્યાં તે બેભાન થઇ પડી ગઇ, એટલે તેના પેટમાં પુરૂં ઝેર ગયું નહિં તેથી જીવે છે; પણ ધીમે ધીમે મરશે તો ખરીજ.

મદન—દેવી કુમતિએ તો સુમતિનો ઝટ જીવ જાય તેમ કરવા હુકમ કરેલ પણ રાંડ દુઃશીલાએ કાંઇ કર્યું નહીં, ને ઠાલી દશ હજાર સોનામહોર લઇ ગઇ; તેથી પેલાં એનોજ દંડ કરવો જોયે.

નૃશંષાચાર્ય—મદન, દેવી કુમતિએ દશ હજાર સોનામોહોર દુઃશીલાને મો-કલી તેમાંથી પાંચ હજાર તો તમેજ લીધી, અઢી હજાર મેં લીધી, એટલે એની પાસે માત્ર અઢી હજારજ રહી, તેપણ જો તમે પાછી લેશો તો ફરી તમારૂં કામ કોણ કરશે? એટલુંજ નહીં પણ વાત પણ જાહેર થઇ જાશે તેથી તે વિષે કાંઇ બોલવું નહીં.

મદન—ભલે જેવી આચાર્યની ઇચ્છા; પણ સુમતિ અને તેના પુત્રનું શું કરવું?

નૃશંષાચાર્ય—મારી સાથે આવેલો આ ચંડાલ તેને બેયને મારશે.

મદન—તમારા જેવા મંત્રશાસ્ત્રમાં પ્રવીણ બુદ્ધિવાળા પુરૂષો હોવા છતાં ચંડાળને હાથે આવાં કામ કરાવવાં પડે એ શું થોડી શરમની વાતછે?

નૃશંષાચાર્ય—મિત્ર, દેવી કુમતિના હુકમથી સુમતિને મારી નાખવા સારૂં મેં ઘણાય મંત્ર તંત્રના ઉપાયો કર્યા પણ તે બધા મને અને દેવીને ઉલટા નડયા. જુવો.

મંદાક્રાંતા.

શું શું હાની ન થઇ અમને માણુસોના મર્યાની ?
શું શું નાવી અમપર કહો આફ્તો તે કર્યાની ?
હું જાણું છું પરનું કુટિલો મંત્રથી જે બગાડે,
પોતાના, એ નફ્ટ, ઘરમાં આગ પોતે લગાડે.

તેથી મંત્રથી મારવાનું મેલી દઇ ચંડાળના હાથથીજ મરાવવી એવો મારો ઠરાવ છે.

મદન—ભલે એમ કરીયે. આંહી આવ, ચંડાળ, આંહી આવ.
( એમ બોલી હાથની ઇસારતથી બોલાવે છે ).

ચંડાળ—( આવીને ) કામદાર સાહેબ હુકમ કરો.

મદન—ચંડાળ, જો આ સ્ત્રી અને તેના દીકરાને તરવારથી તરત મારી નાખ. ( એમ કહી તરવાર તેના પાસેં મેલે છે ).

વજ્રબાહુ—( રીંસથી ) અરે હાય ! શું મારી ધમ પત્નીને ચંડાળના હાથથી મરાવે છે ? અરે મદન, તને ધિઃકાર છે. હું તનેજ પહેલાં મરાવીશ.
( એમ બોલી ઉઠવા જાય છે ).

ચંદ્રાંગદ—આર્ય આતો નાટક છે.

વજ્રબાહુ—એ હું ભૂલી ગયો.
( એટલામાં શિવયોગી આવે છે ને ઝાડ અને વેલની ઘટા આડા સંતાઇ રહે છે. )

શિવયોગી—( મનમાં ) આ ચંડાળો આહીં ભેળા થયા છે તેથી આહીંજ ઉભો રહી જોઉં કે તેઓ શું કરે છે.

ચંડાળ—કામદાર મદન સાહેબ એ કોણ છે તે હું જાણ્યા પછી મારૂં.

મદન—( રીસથી. ) મૂર્ખ, મહારાજા વજ્રબાહુની આ રાણી છે અને આ તેનો દીકરો છે.

ચંડાળ—એવું બોલોમાં એવું બોલોમાં. શું કરવા ઠાલી ભુલી દીકરા સોત મારવી, હું તો કોઇદી નહિં મારૂં. એ મહારાજાનાં રાણી છે તો આપણા બધાની મા થઇ તો તેને કેમ મારૂં.

મદન—કમ અક્કલના, વાદ કરવો મેલી દઇ ઉતાવળ કર. આને તરત મારવાથી તને દશ હજાર સોનામોહોર લાભ થશે.

ચંડાળ—મદન, મદન, આવું નીચ કામ કરવાથી દસ હજાર સોનામોરનો લાભ થતો હોય તોય શું.

શિવયોગી—( મનમાં. ) આ કર્મે ચંડાલ મદનના કરતાં આ જાતી ચંડાલ સારો છે.

નૃશંષાચાર્ય—અરે મૂઢ, અરે કમ અક્કલ, તને એકલી દશ હજાર સોનામોર મળે એટલોજ લાભ છે એમ નથી. દેવી કુમતિની તારી ઉપર મેરબાની થાશે એ કાંઇ થોડો લાભ છે ?

ચંડાળ—તમે બેય અક્કલવાળા છો તે કરતાં હું કમ અક્કલનો સારો છઉં. દેવી કુમતિની મહેરબાની ભલે તમારા બેય ઉપર થાય મારે તેની મહેરબાની પણ નથી જોતી.

વજ્રબાહુ—( મનમાં. ) તું ચંડાલ નથી; આ બેજ ચંડાલ છે.

મદન—લુચ્ચા, દેવી કુમતિના હુકમને પણ તું ગણકારતો નથી ? ને રાજદ્રોહ કરછ ? પહેલાં તો તનેજ મારી નંખાવવો જોયે.

ચંડાળ—શું દેવી કુમતિ સુમતિને મારી નાંખવા હુકમ કરશે ? કોઇને મોતની શિક્ષા કરવાનો શું કુમતિને અધીકાર છે ? ના ના મહારાજા વજ્રબાહુ વિના બીજા કોઇને તેનો અધિકાર છેજ નહીં.

મદન—નીચ, કુમતિ એજ મહારાજ છે તે તું નથી જાણતો ?

નૃશંષાચાર્ય—અરે મૂર્ખ, તું વિચાર કર, વિચાર કર. દેવી કુમતિએ મારવા મોકલેલ તે શું મહારાજ પણ છોડાવી શકે છે ?

ચંડાળ—ભલે તે ન છોડાવી શકે તોપણ તે મહારાજ. કુમતિ મહારાજના પગની ધુડ બરાબર પણ ન ગણાય. ભલે મને મારી નંખાવે કે ગામમાંથી કાઢી મેલાવે પણ હું તો એનો હુકમ નહીં માનું.

( એમ બોલી તરવાર નાખી દે છે )

વજ્રબાહુ--પ્રિય મિત્ર ચંદ્રાંગદ, ચંડાળની જાતમાં પણ આવાં માનવ રત્નો થાય છે.

ચંદ્રાંગદ—આર્ય, મદન અને નૃશંષાચાર્ય જેવા કુળમાં અંગારીઆ થાય છે; જેઓ જન્મથીજ રાજાનું અન્ન ખાઇને ઉછરેલા છતાં પોતાના સ્વાર્થ સારૂં રાજાનું અને રાજ્યનું બગાડી પોતાના કૂળને એબ લગાડે છે.

પદ્માકરગુપ્ત—આર્ય, ઘણું કરી આવાજ પાપિઆ અધિકારિઓથી રાજાઓની સારી કીર્ત્તિ મેલી થાય છે.

શિવયોગી—( મનમાં. ) અહો ! આ બેની નીચતા કેવી છે ! ચંડાળના મોથી આવાં આવાં વચનો સાંભળવા છતાં કાંઇ સરમાતા નથી ને ઉલટા ચંડાળને અક્કલવિનાનો અને પોતાને અક્કલવાળા માને છે.

મદન—આચાર્ય, શું કરવું ? આ ચંડાળ તો મારૂં કહ્યું માનતો નથી.

નૃશંષાચાર્ય—વધારે આપો.

મદન—ચંડાળ, જો દશ હજાર સોનામોર તને થોડી લાગતી હોય તો તું જે કહીશ તે દેવી કુમતિ તને આપશે; પણ તું વાર લગાડમાં.

ચંડાળ—મદન, નૃશંષાચાર્ય, આખું રાજ તમે મને અપાવો તોપણ હું દેવી સુમતિને કે તેના કુંવરને મારીશ નહીં.

( એમ કહી વહ્યો જાય છે )

મદન—આચાર્ય, આપણે બેયે ચંડાળનું કામ કરી દશ હજાર સોનામોર લેવી; એમાં ચંડાળ શું કરશે ? ભલે જાય.

નૃશંષાચાર્ય—તે તમે બરોબર કહ્યું; પણ આપણે પેલાં ચંડાળનેજ મારવો જોયે. નકર એ બધું મહારાજને જાહેર કરી દેશે.

મદન—મિત્ર, સાચું કહ્યું ચાલો. પેલાં તેનેજ મારીયે.

( એમ બોલી હાથમાં ઉઘાડી તરવારો લઇ દોડા જાય છે. )

વજ્રબાહુ—( ખેદ સહીત. ) મિત્ર ચંદ્રાંગદ, બિચારા ચંડાળનું શું થશે એ વિચારથી મારૂં હૃદય ધ્રૂજે છે.

ચંદ્રાંગદ—આર્ય તેણે જે સારૂં કામ કર્યું તેજ તેની રક્ષા કરશે.

શિવયોગી—( ઝાડમાંથી બહાર આવીને મનમાં ) કર્મ ચંડાલો ગયા, હવે શ્રી શિવભક્તિની આજ્ઞા પ્રમાણે કરૂં ( જાહેર ) માતા મૈત્રી, માતા કરૂણા, માતા મુદિતા અને માતા ઉપેક્ષા, તમે બધાં આંહીં પધારો.

( એમ બરફીને બોલાવે છે )

( ચારે આકાશ માર્ગેથી આવીને )

ચારે સાથે—ભગવાન્ હાજર છીયે. આજ્ઞા કરવી હોય તે કરો.

શિવયોગી—મૈત્રી આદિ મારી માતાઓ, આ પરમ શિવભક્તિવાળી પતિવૃતામાં શિરોમણીરૂપ મહારાજ વજ્રબાહુની ધર્મપત્ની સુમતિ છે તેની દુષ્ટ શોક્ય કુમતિએ ઝેર દેવરાવવાથી તરત પ્રસવ થયો ને આવી દશા થઇ ગઇ છે; તેમ છતાં કુમતિ તેને જીવતી રહેલી જોવા ઇચ્છતી નથી; તેથી તેને મારવાના હજારો ઉપાયો હમ્મેશ કરાવ્યા કરે છે; માટે દેવી શ્રી શિવભક્તિની એવી આજ્ઞા છે કે આને શિવતપોવનમાં લઇ જઇ તેનું પાલણપોષણ તમે કરો.

મૈત્રી—ભગવાન્ હું દેવી શ્રી શિવભક્તિની આજ્ઞા માથે ચડાવું છું.

કરૂણા—કુમાર સહીત સુમતિ મારૂં બીજું હૃદય છે.

મુદિતા—ભગવાન્ કુમાર સોત સુમતિ મને મારા જીવ પ્રમાણે વ્હાલી છે.

ઉપેક્ષા—ભગવાન્, મારા જીવની પણ દરકાર કર્યા વિના કુમારસોત સુમતિની હું રક્ષા કરીશ.

શિવયોગી—માતાઓ, આપે મોટો ઉપકાર કર્યો છે, આથી શ્રી શિવભક્તિ આપ સર્વ ઉપર બહુ રાજી થશે. આપે શિવતપોવનમાં આનું નવ મહીના રક્ષણ કરવાનું છે. પછી પાછી આનેઆજ ઠેકાણે મેલી જાવાં,

એટલામાં તેની પ્રિય સખી સુશીલા આંહીં આવશે તે સુમતિનું રક્ષણ કરશે એટલે પછી તમે નિશ્ચિંત.

મૈત્રી—એમજ.

શિવયોગી—ત્યારે આપ સર્વ શિવ તપોવનમાં પધારો. હું પણ તમ સર્વનું વૃત્તાંત શ્રી શિવભક્તિને જાહેર કરવા જાઉં છું.

મૈત્રી વિગેરે સાથે—જેવી શિવયોગીની આજ્ઞા. ( એમ બોલી સુમતિને પુત્ર સોત પાલખીમાં સુવારી કાંધે પાલખી ઉપાડી ચારે જણીઓ આકાશ માર્ગે જાય છે )

( એટલામાં મદન અને નૃશંષાચાર્ય વાતો કરતા કરતા પ્રવેશ કરે છે )

નૃશંષાચાર્ય—મિત્ર મદન, પાપીઓ ચંડાલ ક્યાં જાતો રહ્યો ? આપણે બેય વાયુના જેવા વેગથી દોડયા પણ હાથ આવ્યો નહીં.

મદન—આચાર્ય, એ દુષ્ટ ભાગી શકે એમ હતો નહીં, તેથી હું માનું છું કે કોઇ મેલી વિદ્યાના બળથી ક્યાંક છુપાઇ ગયો હશે.

નૃશંષાચાર્ય—ભલે એમ હો એમાં આપણે શું નુકશાન છે ? એ જ્યારે રાજા આગળ આવશે ત્યારે એ વિશે વિચાર કરીશું. હમણાં તો પુત્ર સોત સુમતિ મરવા જેવી છે તોપણ તરવારથી તેનું માથું ઉડાવી દઇએ.

મદન—આર્યે બરોબર કહ્યું. આવો તે આ વનમાં શીલા ઉપર સુતી છે ત્યાં મારીયે. ( એમ બોલી ખુલ્લી તરવાર સોત ચારે કોર ફરીને )

નૃશંષાચાર્ય—મદન, મદન, આશું ? સુમતિ ક્યાં જાતી રહી ?

મદન—આચાર્ય, આપણે બેય ભુલથી બીજાજ વનમાં આવી ચડયા છઇએ કે શું ?

નૃશંષાચાર્ય—ના ના આ વનતો એતું એછે. આ શિલા ઉપર તે સુતી હતી.

મદન—ત્યારે દીપડા, સુવર, જરખ જેવાં શિકારી જનાવરો કોઇ ખાઇ ગયા હશે.

નૃશંષાચાર્ય—જો એમ હોય તો અનાયાસેં આપણું કામ થયું.

( એમ બોલી ખડખડ હસે છે )

રાજા વજ્રબાહુ—હે દુષ્ટો, તમને બેયને વાઘ, વરાહ ખાઇ જાઓ.

ચંદ્રાંગદ—આર્ય, આપ નીચની નીચતા જુવો, જે પારકાં દુઃખ દેખીનેજ રાજી થાય છે.

વજ્રબાહુ—બીજું શું? નીચ પારકાં દુઃખથી સુખ માને છે, પણ મહાત્માઓ તો પારકાં દુઃખથી દુઃખ માને છે. એ સ્વભાવસિદ્ધ છે.

પદ્માકર ગુપ્ત—પરિણામે તો પરમેશ્વર નીચનોજ પરાભવ કરે છે.

વજ્રબાહુ / ચંદ્રાંગદ { બેય સાથે }—આપ બરાબર કહો છો, તેમાં કાંઇપણ શંકા નથી.

મદન—આચાર્ય, હવે આપણે કુમતિની પાસે શું બોલવું.

નૃશંષાચાર્ય—લાખ સોનામોહોર આપવાનું કેતાં છતાં જે કામ ચંડાળે ન કર્યું તે કામ દેવિની ભક્તિને લીધે અમે કર્યું, તેથી અમારૂં હૃદય હજી ધ્રૂજે છે એમ ખોટું બોલી લાખ સોનામોર લેવી.

મદન—કદાચ જીવતિ સુમતિ મહારાજની કે દેવી કુમતિની નજરે ચડે તો શું કરવું?

નૃશંષાચાર્ય—મદન, એવી બીક ન રાખવી. એવે ટાણે અકાળ મરણથી પુત્ર સોત એ દુર્ગતી પામી છે ને ભૂત થઇ છે, તેથી તેને ગામમાં આવવા દેવી તે સારૂં નહીં, એમ મહારાજને વિનંતી કરી પાણા, ઢેફાં, લાકડીઓથી કૂટી નાખશું.

મદન—મિત્ર, તારી બુદ્ધિ બહુજ બારીક છે તે ઘણું કામ કરે એવી લાગે છે, એટલે હવે કાંઇ બીક નથી માટે ચાલો હવે આપણે જાયે.

( એમ બોલી બેય નીકળી જાય છે )

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—વિચારભુવન.

( અનર્થનિધિ પ્રવેશ કરે છે )

અનર્થનિધ—( મનમાં ) બાળકપણથીજ મારાં બુદ્ધિ બળથી મેં દેવી કુમ-

તિનું કારભારીપણું મેળવ્યું છે. ભારે યુક્તિથી સુમતિનો પક્ષ કરનાર પદ્માપ્રસાદને ગામમાંથી કઢાવ્યો. દુઃશીલાને હાથે ઝેર પીવરાવી સુમતિને તથા તેના પુત્રને મરણ તુલ્ય કરેલ છે. નૃશંપાચાર્યના વચનથી સુમતિને પુત્ર સહીત વનમાં મોકલાવી, પણ તેનો હજી જીવ નથી ગયો એમ સાંભળવાથી સુમતિની સાથે મદન અને નૃશંપાચાર્યને મોકલ્યા છે. હજી ગામમાં સુમતિનો પક્ષ કરનારા વિવેક, વિનય, વિચાર, આચાર વિગેરે છે, તેઓને પણ ધીમે ધીમે કઢાવીશ. સુમતિની બહુજ સહાય કરનારી સુશીલાને તો જીવતાં સુધી કેદમાં રાખવી છે. હવે વ્યભિચાર પાસેથી લીધેલો છોકરો મહામય દેવી કુમતિનો કુમાર ઠેરાવવો, અને તે જુવાન્ થાય ત્યારે મહારાજા વજ્રબાહુને કેદ કરી મહામયને રાજ્ય ઉપરં બેસારવો, પછી મારે અને દેવી કુમતિએ નિષ્કંટક રાજ્ય ભોગવવું એ મોટી ખુશીની વાત છે.

વજ્રબાહુ—રે ! ચંડાળ અનર્થનિધિ, આ બધા અનર્થો તેંજ કર્યા છે; માટે તનેજ મારી નાખવો જોયે. ( એમ કહી ઉભા થાય છે. )

ચંદ્રાંગદ—આર્ય, આ નાટક છે.

વજ્રબાહુ—( શરમથી બેશી જાય છે. )

પદ્માકરગુપ્ત—અરે કર્મ ચંડાળ, પોતાના ધણીનુંજ ભુડું કરનારી તારી બુદ્ધિને ધિઃકાર છે.

અનર્થનિધિ—( મનમાં ) જોકે બધું કામ પુરૂં થઇ ચુક્યું છે; તોપણ જ્યાં સુધી સુમતિ તથા તેનો પુત્ર જીવે છે ત્યાં સુધી કાંઇ પણ થયું નથી એમ મને લાગે છે; સુમતિને મારવા મદન તથા નૃશંપાચાર્યને મેં મોકલ્યા છે તે હજી કેમ ન આવ્યા ? ( એમ બોલતાં બારણા સામી નજર કરે છે.

( એટલામાં મદન તથા નૃશંપાચાર્ય પ્રવેશ કરે. )

મદન<br>નૃશંષાચાર્ય { સાથે }—મોટા કામદારનો જય થાઓ જય થાઓ.

અનર્થનિધિ—પુત્રો, તમે બેય સંભારતાજ આવ્યા; શું સુમતિને પુત્ર સોત જીવ વગરની કરી ?

બેચ—ના ના.

અનર્થનિધિ—ત્યારે શું કર્યું ?

નૃશંષાચાર્ય—આર્ય, મુર્ખ ચંડાળ અમારૂં કહ્યું ન માની ભાગ્યો; તેને મારવા અમે ગયા ત્યાં તે પાછળથી કયાં ગઇ તેની ખબર પડી નહિં.

અનર્થનિધિ—પાપ ગયું; હવે પછી તમે શું કરવા માગો છો ?

નૃશંષાચાર્ય—'સુમતિને પુત્ર સોત મારી નાખી' એવું ખોટું બોલી તેના ઇનામમાં દેવી પાસેથી એક લાખ સોનામોહોર લેવા ધારીએ છીયે, પણ પછી જેમ આપ કહો તેમ કરીયે.

અનર્થનિધિ—( થોડીવાર વિચાર કરી ) પુત્રો, દેવી કુમતિ પોતાના સ્વાર્થવીના એક ફુટી બદામ પણ તમને આપશે નહીં; એમ ચોકસ જાણવું એ લોભણીની શિરોમણી છે. આખું રાજ્ય પોતાને સ્વાધીન છે; તોપણ અરજદારો પાસેથી સોનાની બંગડીઓ-ચુડલિઓ, સોનાના કાનના કાંપ-અઠાશિઆ, એવાં એવાં ઘરેણાં લાંચમાં લે છે. કોઇ ગરીબ હોય, અનાથ હોય, વિધવા હોય, વારસ વગરની હોય, તેવી ભાયાતોની સ્ત્રીઓને 'હું મહારાજાને વિનંતી કરી તમારૂં કામ કરાવી આપીશ' એમ સાવ ખોટું બોલી રાજાના બળથી કુમતિએ કોને નથી લુંટેલ ? બધાંયને લુંટયાં છે. એ રાજાની રાણી થઇ તે દિવસથી આજ દિવસ સુધી તમે સાંભળ્યું છે અગર જોયું છે કે તેણે દેવ-મંદીરોમાં કોઇ દિવસ કાંઇ આપ્યું ? બ્રાહ્મણોને કોઇ દિવસ કાંઇ આપ્યું અગર ગૌરક્ષણમાં કાંઇ આપ્યું ?

મદન / નૃશંષાચાર્ય { સાથે }—આર્ય, અમે કોઇને કાંઇ આપતાં જોયાં નથી; પણ તમે કામદાર છતાં દેવી આવા બધાં લોભવશ કેમ થયાં ?

અનર્થનિધિ—પુત્રો, એ વિદ્યા પણ મેંજ એને શીખવી હતી; પણ મારૂં કરેલું મનેજ ફળ્યું; તોપણ કુમતિનો પૈસો લઇ લેવામાં અનર્થનિધિજ સમર્થ છે; બીજો નહિં.

નૃશંષાચાર્ય
મદન { સાથે }—અમાત્ય શિરોમણી આપે બરાબર કહ્યું; પણ સુમતિ વિશે અમારે કુમતિને શું કહેવું ?

અનર્થનિધિ—પુત્રો, ' અમે બેયે પુત્ર સોત સુમતિને મારી નાખી ' એમ કેવાથી લાખ સોનામોહોર મળશે ખરી; પણ ' સુમતિ પુત્ર સોત જીવે છે ' એમ કેશો તો તે ગણી ન શકાય એટલી સોનામોહોર પેદા કરવાની ખાણ છે એ વિચારી જુવો.

( એમ કહી કુમતિને આમ આમ કેવું એમ કાનમાં કહે છે. )

બેય સાથે—આર્ય, આપે મોટો ઉપકાર કર્યો. આપના કેવા પ્રમાણે કરવા જાયે છીયે. ( એમ બોલી પગે લાગે છે )

અનર્થનિધિ—તમારા મનોરથો પુરા થાઓ હું પણ હવે પછીના કરવાના કામમાં મન જોડું. ( જાય છે )

( મદન અને નૃશંપાચાર્ય પણ જાય છે )

વજ્રબાહુ—મિત્ર ચંદ્રાંગદ, શું બધા રાજ્યમાં આવાજ કામદારો ને આવાજ અધિકારીઓ થતા હશે ?

ચંદ્રાંગદ—આર્ય, આવા કામદારો ને આવા અમલદારો ન હોય તો બીજા સારા આપણને ગમે છે ક્યાં? આપણે બધા રાજાઓ, મહારાજાઓ અને મહારાજાધિરાજાઓ જે બોલીયે તેના પડછંદાની પેઠે બોલનારા ધુતારા કામદારો, શિયાળીઆ જેવા અમલદારો અને બગલા જેવા નોકરોનેજ પસંદ કરીએ છીએ, એટલુંજ નહીં પણ મો ઉપર સાચે સાચું કેનારા, હિતનું કેનારા રાજભક્ત તથા રાજ્ય ભક્તોને વંશ પરંપરાના આપણા દુશ્મનો છે એમ માની નીચમાં નીચ કામદારોની સલાહ પ્રમાણે ગામમાંથી કાઢી મેલી, ઘરબાર લુંટી લઇ મારી પણ નાંખીએ છીયે.

વજ્રબાહુ—( મનમાં ) ચંદ્રાંગદે મને બહુ ભારે ઠપકો આપ્યો. ( જાહેર ) પુત્ર ચંદ્રાંગદ, તમે બરાબર કહ્યું. કુમતિનું જોર એજ આમ થવાનું કારણ છે.

## ગર્ભાંક પ્રવેશ ૨ જો.

### સ્થળ—કુમતિનો અવાસ.

( કુમતિ અને દુઃશીલા આવે છે )

કુમતિ—દુઃશીલા, ક્યાંથી આવી ને શું લયાવી ?

દુઃશીલા—ચોલેશ્વરના રાજાના નાનાભાઇની બાળ વિધવા ધર્મપત્નિએ બે ઝાંઝર મોકલ્યાં છે, અને પ્રાર્થના કરી છે કે મહારાજાને વિનંતી કરી મારી સહાય કરશો.

કુમતિ—પેટીમાં મેલી દે. બીજું શું લયાવી.

દુઃશીલા—દેવી, સાસુની સોકયને વશ થયેલા મગધદેશના રાજાએ પોતાના દીકરાની વહુ ચંદ્રકિશોરીને ગામમાંથી કાઢી મેલી છે, તેણે આ ગજ-મોતીથી મઢેલાં બે કંકણો આપ્યાં છે ને પ્રાર્થના કરી છે કે જેનો બાપ મરી ગયો છે એવા મારા પાંચ વર્ષના કુંવર ઉપર મહારાજાની મહે-રબાની થાય એમ કરશો.

કુમતિ—( બેય કંકણ જોઇ રાજી થઇ ) આ પેટીમાં મેલી દે, કાંઇ બીજું પણ લયાવી છો ?

દુઃશીલા—દેવી, લાટદેશનો ધણી જે મદનમંજરીની શોકયનો દીકરો છે તે અપરાધ વિનાની મદનમંજરીને વરસોંદ આપતો નથી અને કનેડે છે તેથી મદનમંજરીએ આ પદ્મારાગમણીનાં કુંડલ આપ્યાં છે, ને મારા જેવી અનાથ ઉપર દયા લાવી મહારાજા મારૂં કેલ્યાણ થાય તેમ કરે તેવી તેને અરજ કરવા આપને પ્રાર્થના કરી છે.

કુમતિ—આ કરંડીઆમાં નાંખ.

દુઃશીલા—જેવી આજ્ઞા. ( એમ કહી કહેલે સ્થાને ઘરેણાં મૂકે છે )

કુમતિ— દુઃશીલા તને પણ એ બધીઓએ કાંઇક દીધું હશે ?

દુઃશીલા—દેવી, મને સોનાનાં કંકણ આપ્યાં છે તે આપનો પ્રસાદ છે.

કુમતિ—તારી પાસે કેટલાં કંકણ છે ?

દુઃશીલા—છ છે. ( એમ કહી દેખાડે છે )

કુમતિ—ત્રણ આંહીં રાખ, ત્રણ તું લઈજા.

દુઃશીલા—( મનમાં ) લાખો સોનામોરો ભેળી થઇ છે, પણ દેવીનું મન હજી સંતોષ પામતું નથી, જેથી મારાં કંકણમાં જીવ ઘાલે છે અથવા એમાં કાંઇ આશ્ચર્ય નથી.

ગરીબને રાજ્ય મળેલ હોય, છોડી શકે રાંકપણું ન તોય;
જો ગર્ભ-શ્રીમંતનું રાજ્ય જાય, ન કોઇદી રાંકપણું જણાય.

આવી લોકવાણી છે તે કાંઇ ખોટી નથી. ( જાહેર ) દેવી, બધું આપનુંજ છે, છએ કંકણ આપજ રાખો. મારે એનું શું કામ છે? આપની મેહેરબાનીની નજર છે તો મારે એવાં હજારો કંકણ છે.

કુમતિ—( મનમાં ) એ કંકણ લઇ લેવા મારૂં મન લલચાય છે પણ તેમ કરવાથી આ રાંડ પાછું મન દઇને કામ કરશે નહીં માટે લોભ છોડી દેવો જોયે. ( જાહેર ) પ્રિય સખી દુઃશીલા, તું મારૂં બીજું હૃદય છો તેથી હમણાં આ ત્રણ કંકણો લે, પછે બીજાં આપીશ.

દુઃશીલા—જેવી દેવીની આજ્ઞા. ( એમ કહી લે છે )

કુમતિ—અલકમંજરીએ માણેકના કાંપ, ચંદ્રાવળીએ બે બાજુબંધ, અને રત્નાવળીએ રત્નાવળીનાં દાગીના આપ્યા હતા તે તેં ઘરેણાંની પેટીમાં રાખ્યા છે?

દુઃશીલા—દેવી, ગઇ કાલે આપની રૂબરૂમાંજ બધા દાગીના ઠેકાણે મુકયા હતા તે શું આપ ભુલી ગયાં?

કુમતિ—હા, હવે સાંભર્યું.

દુઃશીલા—દેવી, જેમ આપ આ ભુલી ગયાં તેમ દેની પ્રાર્થના ભુલી જશો નહીં એવી મારી અરજ છે.

કુમતિ—દુઃશીલા, ' ન સંભારવી ' એમ કહે.

દુઃશીલા—દેવી, તેના તેવા અમુલ્ય દાગીના લઇને પણ જો આપ સંભાળશો નહીં તો તેનાં કામો શી રીતે થશે?

કુમતિ—તેનાં કામ થાઓ કે ન થાઓ તેની સાથે મારે શું લેવા દેવા છે?

દુઃશીલા—( મનમાં ) અરે હાય ? બધી બીચારીઓ છેતરાણી. ( જાહેર ) આપ તો એને મોઢે પણ થાશો નહીં એટલે આપને કાંઇ શરમ કે ચિંતા નહીં; પણ મારે રોજ ઉઠીને તે બધીઓને શું જવાબ દેવા? તેથી મારી ઉપર કૃપા કરી એકવાર મહારાજા શ્રીને કાને તેઓની પ્રાર્થના જાય તેમ કરશો.

કુમતિ—મૂર્ખિ, તેમ કરીએ તો મહારાજના મનમાં વહેમ આવે કે કુમતિ બધાં પાસેથી લાંચ લઇ તેનાં કામ કરી દેવા મને અરજ કરે છે; તેથી કાંઇ બોલવું નહીં તે સારૂં પણ તારે તો તે બધીઓને કેવું કે દેવી કુમતિએ તમારાં કામ સારૂં મહારાજાશ્રીને પ્રાર્થના કરી છે તો હળવે હળવે તમારા લાભમાં બધું થઇ જાશે; તેમાં તમારે કાંઇ ચિંતા કરવી નહીં.

દુઃશીલા—( નિસાસો મેલી. ) જેવી દેવીની મરજી. ( એમ બોલી મુંગી ઉભી રહે છે. )

વજ્રબાહુ—અરે હાય ! મારી સ્ત્રી થઇને પણ તું દુષ્ટ કુમતિ અનાથ અબળાઓની લાંચ લે છે ? ધિઃક્કાર છે, કુમતિ, તને ધિઃક્કાર છે. આવાં ન કરવાના કામો કરી મારૂં પણ નામ તેં બગાડયું; તેથી હમણાંજ તારૂં માથું કાપી નાખું. ( એમ કહી તરવાર લઇ બેઠા થાય છે. )

ચંદ્રાંગદ—આર્ય, આ વાત તો બધી થઇ ગયેલ છે.

વજ્રબાહુ—( નિસાસો નાખી પાછા આસન ઉપર બેશી જાય છે. )

કુમતિ—દુઃશીલા, સુમતિના માણેકના, મોતીના, હીરાના, અને સોનાના બધા દાગીના તથા સોનાના બધાં નાનાં મોટાં પાત્રો મારા પટારામાં રાખ્યાં;

દુઃશીલા—હાજી.

કુમતિ—રૂપાના બધા દાગીના, રૂપાનાં બધાં ઠામ મારા ભાયોને આપી આવી ?

દુઃશીલા—આ દાસીયે દેવીના હુકમ પ્રમાણે બધું કર્યું છે.

કુમતિ—દશલાખ સોનામોહોર મહારાજાશ્રીએ તેને આપી હતી અને તેટલીજ બીજી પોતાના પીયરમાંથી એ લાવી હતી તે બધી ઠેકાણે કરાવી દીધી ?

દુ:શીલા—હાજી આપની મરજી પ્રમાણે બધું કર્યું છે.

કુમતિ—તેના નામાના ચોપડા અને દાગીનાની નોંધના ચોપડા બધાં બાળી નંખાવ્યા ?

દુ:શીલા—તે પણ હું ભૂલી નથી.

કુમતિ—હવે બીજા નવા ચોપડા બંધાવી તેમાં મોટા કામદાર અનર્થનિધિના હાથે સુમતિના કામદારના અક્ષર જેવા અક્ષરથી સો મોતીની માળા ને એક લાખ સોનામોહોર વૈદ્યરાજ પદ્માપ્રસાદને ચાલવા ટાણે મોકલી, હીરાના દાગીના અને દશલાખ સોનામોહોર કાળ પડવાથી મારા ભાઇઓને મોકલી, એકલાખ સોનામોહોર વૈદ્ય પદ્માપ્રસાદ મારફત દીકરો વેચાથી આપનારને આપી; આ પ્રમાણે જેમ તેના દાગીનાઓનો અને રોકડનો હિસાબ મળી રહે તેમ અનર્થનિધિ પાસે લખાવી તે ચોપડો સુમતિની પેટીમાં રાખી આવ.

દુ:શીલા—( હાથ જોડીને ) દેવી, મારે માથે રીંસ ન કરો તો એક અરજ કરવાની છે તે કરૂં.

કુમતિ—હું સાંભળવા તૈયાર છું.

દુ:શીલા—દેવિ, બધા લોભી માણસોનો શિરોમણી તમારો અનર્થનિધિ તેવા અક્ષરો લખવા ટાણે એક એક અક્ષરે એક એક સોનામોહોર માગેછે.

કુમતિ—જે માગે તે દેવું. એક એક અક્ષરે દશ દશ માગે તોય ઓછી છે.

દુ:શીલા—( રીંસથી. ) મોટા મોટા ઉદ્યમ કરીયે, તોપણ પૈસાદાર થાવું તે નશીબને હાથ છે, એમ શાસ્ત્રમાં કહ્યું છે, તે કાંઇ ખોટું નથી.

કુમતિ—શી રીતે.

દુ:શીલા—વૈદ્ય પદ્માપ્રસાદ, કામદાર અનર્થનિધિ, તમારો ભાઇ મદન અને નૃશંપાચાર્ય જે કામ ન કરી શકયા તે કામ મેં કર્યું; તોપણ મને માત્ર બે હજાર સોનામોહોર આપી; પણ અનર્થનિધિને તો કામ વગર હજારો સોનામોહોર મોકલો છો એમાં કાંઇ આપનો દોષ નથી; પણ મારાં નશીબનોજ છે.

કુમતિ—( રીંસથી. ) રાંડ કોઇની અદેખાઇ કરેછ ? વિચાર કર, વિચાર

કર. જો અનર્થનિધિ વૈદ્ય પદ્મપ્રસાદના હાથના અને સુમતિના હાથના અક્ષર જેવા અક્ષર ન લખત તો શું પદ્માપ્રસાદ ને સુમતિ વગરનું આ રાજ્ય થાત શું ? અનર્થનિધિએ આ કામ શું થોડું કર્યું છે ?

વજ્રબાહુ—( મનમાં ઉંડો નિસાસો નાખીને ) અરે હાય ! પદ્માપ્રસાદે આ બધી વાત મને કહી હતી; પણ કુમતિના મોહ પાસમાં પડી જાવાથી મેં ગણકારી નહીં તેથી આ દશા ભોગવું છું.

દુ:શીલા—મેં પણ કાંઇ નાનું કામ કર્યું નથી.

કુમતિ--( રીંસથી. ) રાંડ, તેં શું કર્યું ? હજી સુમતિ તો જીવે છે.

( એટલામાં પડદામાં શબ્દ થાય છે. )

પડદામાં—દેવી કુમતિ સાચું કહે છે; હજી સુમતિ જીવે છે;

કુમતિ—દુ:શીલા, તું કાંઇ ખેદ કરીશમાં; વળી બીજી વખત કામ ટાણે તારી મરજી પ્રમાણે તને આપીશ; તેથી હમણા રીંશ મેલી દઇ બારણે જો કે ' સુમતિ જીવે છે ' એમ બોલે છે તે કોણ છે; મને મારા ભાઇના સાદ જેવો સાદ લાગે છે.

દુ:શીલા—જેવી દેવીની આજ્ઞા. ( એમ કહી બારણે જઇ પાછી આવીને. ) દેવી, મદન ને આચાર્ય છે તે આપનાં દર્શનને ચાહે છે.

કુમતિ—ભલેં બેય આવે. ( એટલામાં બેય આવીને )

બેય—દેવીનો જય થાઓ. જય થાઓ. ( એમ કહી પગે લાગે છે. )

કુમતિ—સુમતિને મારી નાખી ?

બેય સાથે—ના ના. હજી જીવે છે.

કુમતિ--એમ કેમ થયું ?

બેય સાથે—ચંડાળ અમારી સાથે કજીઓ કરી ભાગી ગયો, તેને અમે મારવા ગયા પણ તે હાથ્ય આવ્યો નહીં; તેથી સુમતિ જ્યાં બેભાન પડી હતી ત્યાં તેને મારવા પાછા આવ્યા; પણ ત્યાંતો તે નજરે પડી નહીં. શું ખોટી બેભાન હશે જે પુત્ર સોત જાતી રહી હશે ? કે કોઇ દેવ આવીને કયાંય લઇ ગયા હશે ? કે રાક્ષસ, દીપડો, કે

વરાહ આવીને ખાઇ ગયો હશે ? કે કોઇ અજગર ગળી ગયો હશે ? કે કોઇએ ઇંદ્રજાળની વિદ્યાથી અંતરધ્યાન કરી દીધી હશે ? આમાંથી કોઇ વાત નક્કી નથી થાતી. અમે એને ગોતવા સારૂં યોજન યોજન સુધી ચારેકોર જઇ આવ્યા; પણ ક્યાંઇ મળી નથી; તેથી થાકી જઇ આ વાત આપને જાહેર કરવા આવ્યા છીયે. સુમતિ પુત્રસોતી ક્યાંય પણ જીવતી હશે તો વર્ષે, બે વર્ષે, કે ત્રણ વર્ષે નક્કી મહારાજા પાસેં આવી આપણ બધાંયને મોતની શીક્ષા કરાવશે; આ વાત યાદ આવે છે ત્યારે અમારા બેયનું હૃદય તો થરથરે છે.

કુમતિ—( બીકથી ) ભાઇઓ ત્યારે શું કરશું ?

બેય સાથે—અગાધ બુધિવાળા કામદાર અનર્થનિધિ એજ આપણું શરણ છે.

કુમતિ—સાચું કહ્યું દુઃશીલા, જા કામદાર અનર્થનિધિને બોલાવી લાવ.

દુઃશીલા—જેવી દેવીની આજ્ઞા. ( એમ કહી જાય છે.

( ત્યાર પછી દુઃશીલાને પછવાડે ચાલતો અનર્થનિધિ આવે છે )

અનર્થનિધિ—દેવીનો જય થાઓ જય થાઓ.

કુમતિ—આવો, કામદાર આવો, આંહીં આસનપર બેસો.

અનર્થનિધિ—( હાથ જોડીને ) દેવી, હું આપનો નોકર છું તેને આટલું બધું માન આપવાની જરૂર નથી જે હુકમ હોય તે કહો.

કુમતિ—કામદાર, વધ્યશીલા ઉપરથી પુત્ર સોત સુમતિ ક્યાંક અલોપ થઇ ગઇ, તેથી અમને બધાયને તેની મોટી ચિંતા રહે છે હવે શું કરવું તે આપ બતાવો.

અનર્થનિધિ—( થોડીવાર આંખ્યો વિંચી ) માતા, કાંઇ ચિંતા કરવા જેવું નથી. સવારના પહોરમાં દીકરા સોત સુમતિ મરી ગઇ એમ શોકના ઉંડા નિસાસા નાંખતા નાંખતા, છાતી ને માથું કુટતાં કુટતાં, અને ચોધાર આંસુએ રોતાં રોતાં મહારાજને જાહેર કરવું.

કુમતિ—કામદાર એમ કરશું.

અનર્થનિધિ—આખી રાજ્યધાનીમાં ગામે ગામ, શહેરે શહેર, નેસેનેસમાં શોક બતાવવાનું જાહેર કરવું. તેથી કોઇ સારૂં જમણ જમે નહીં, સારાં

સારાં ઘરેણાં કે વસ્ત્રો પહેરે નહીં. ગીત, રાસડા, ભજન વીગેરે ગાય નહીં. વાજીંત્ર વગાડે નહીં, દારૂ, સરબત વીગેરે પીયે નહીં. આ બધું આપણા તમામ માણસોએ અને આપણે કરવું તે સાથે ઉંડા ઉંડા નિસાસા નાખવા, આંખમાં તીખાં આંજીને પણ આંસુની ધારા ચલાવવી અને હજારો પ્રકારના વિલાપો કરવા.

કુમતિ—કામદાર એ બધું પણ કરશું.

અનર્થનિધિ—કેટલોક વખત ગયા પછી એક દીવસ દુ:શીલાએ એકાંતમાં પ્રાર્થના કરવી કે મહારાજ આ બધો શોક નકામો છે. સો વરસ સુધી પણ દેવી સુમતિનું કે તેના પુત્રનું મો હવે આપણે જોઇ શકશું નહીં; તેથી શોગ છોડી દો. બીજું પણ આ પ્રમાણે કેવું 'મહારાજાશ્રીના પુણ્યોથી, પૂર્વજોના પુણ્યોથી, ગુરૂજનોની આશીષથી, પરમેશ્વરની કૃપાથી દેવી કુમતિને છ મહિનાનો ગર્ભ છે; તેથી વખત થયે પુત્રનેજ જન્મ આપશે; માટે બધાં રૂડાં કામો કરવાની રજા આપો.

કુમતિ—બહુ સારૂં તેમ કરશું. પછી ?

અનર્થનિધિ—પદ્માપ્રસાદ મરી ગયા એમ મહારાજાશ્રીને જાહેર કરવું.

મદન—કામદાર, તમારી અકકલ બહુ લાંબે દોડનારી છે તેથી તેમ કરશું પછી ?

અનર્થનિધિ—પછી એકે 'પુત્રસોત સુમતિને જોઇ' એમ મહારાજાશ્રીને કેવું, બીજાએ 'પદ્માપ્રસાદ બ્રહ્મરાક્ષસ થયેલા મેં જોયા' એમ કેવું. ત્રીજાએ 'સુમતિ તથા પદ્માપ્રસાદને ધાડા વનમાં આમથી તેમ અને તેમથી આમ એમ દોડતાં જોયાં' એમ કેવું.

નૃશંષાચાર્ય—કામદાર તમને શાબાશ છે, શાબાશ છે. ધન્ય છે. ધન્ય છે. એ પણ જરૂર કરશું પછી ?

અનર્થનિધિ—આટલું બધું કર્યા છતાં કાર્ય સિદ્ધિ થાતી નથી; તેથી જુદા જુદા દેશોમાંથી મંત્ર જાણનારા, યંત્ર જાણનારા, તંત્ર જાણનારા બોલાવવા; તેની મારફત પુત્રસોત સુમતિને મારી નાખવા સારૂં કૃત્યાઓ, ડાકણો, યક્ષણીઓ, રાક્ષસિઓ મોકલવી તે જરૂર દીકરા-

સોત સુમતિને મારશે; તે પછી દેવીના કુમારનું રાજ્ય ડાબશૂળીઆં વિનાનું થશે.

કુમતિ—કામદાર, તમારો આ બધો ઉપકાર ભુલશું નહીં; મારા કુંવરને ગાદી મળશે ત્યારે મોટા કામદારની જગ્યા તમનેજ મળશે.

વજ્રબાહુ—મિત્ર ચંદ્રાંગદ, હું જાણું છું કે બની ગયેલી વાત બતાવનારૂં આ નાટક છે; તોપણ મારી આંખ્યને કુમતિ ઝેર જેવી લાગે છે; કાનમાં તેના બોલ શૂળ જેવા ખૂંચે છે; અને અનર્થનિધી આદિ અમલ્લદારો જમના દૂત જેવા લાગે છે.

વળી—

### મનહર.

જેમ જેમ મહેરબાની કુમતિ ઉપર છાની–
માની વધતી'તી મારી તેમ તેમ તો મદી,
કુમતિના પરિવારે ભેળા મળી બધીવારે,
માંકડાની પેઠે મને રમાડયો ઘણુયદી.
ડાયોડોરો સર્વથી ચકોરમાં ચકોર છતાં,
પ્રિય મિત્ર, 'પડયો હઈશ કેમ ભુલથાપમાં?'
એમ જો વિચાર થઇ યાદ એ ધૂતારાં આવે,
બળી જાઉં છઉં તો તો હૃદયના તાપમાં.

એ દુષ્ટોને નજરો નજર જોવા કે તેની વાતો સાંભળવી એતો આંહી નથી; પણ માત્ર નાટકમાં તેનો તેનો વેશ લેનારા છે; તે પણ મારી આંખ્ય અને હૃદયને સંતાપે છે; માટે તે બધા લુચ્ચાઓના વેશ લેનારાને પણ વેશ લેતા બંધ કરો.

ચંદ્રાંગદ—આર્યની જેવી આજ્ઞા. (એમ કહી સૂત્રધારને બોલાવે છે.)

સૂત્રધાર—(આવીને) માહારાજનો જય જય થાઓ.

(એમ બોલી પગે લાગે છે.)

ચંદ્રાંગદ—સૂત્રધાર, અમારાં બધાનાં મન તે લુચ્ચાઓનાં કાવત્રાં જોઇ જોઇને કચવાય છે; માટે હવે પછી ભજવવાના પાઠની તૈયારી કરવા પાત્રોને હુકમ આપો.

સૂત્રધાર—જેવી મહારાજાની મરજી. ( એમ કહી જાય છે. )

અનર્થનિધિ—'લોભ બધાં કામ બગાડે છે' એ દેવીએ સાંભળ્યું છે ?

કુમતિ—સાંભળ્યુંજ છે; તેથી શું ?

અનર્થનિધિ—'મારા કુમારને ગાદી મળવાથી તમારૂં પ્રાધાન્ય થશે' એવી થનારી આશા આપવાથી કાંઇ કામ થાય નહીં.

કુમતિ—કામદાર, તમારા સારૂં, મારા ભાઇઓ સારૂં, નૃશંપાચાર્ય સારૂં, દુઃશીલા સારૂં અને સુમતિના પક્ષને તોડી નાખવા સારૂં મારા ખજાનાનાં બારણાં ઉઘાડાંજ છે.

અનર્થનિધિ—દેવી, જો એમ હોય તો તમારા કુમાર **મહામય** ગાદિએ બેઠાજ છે એમ જાણો. અમે બધાય તે કામ સારૂં હવે જાયે.

( એમ કહી નીકળી જાય છે )

કુમતિ—પ્રિય સખિ દુઃશીલા, ચાલ, કામદારની શીખવેલ કપટની જાળ પાથરવા આપણે પણ જાયે.

દુઃશીલા—જેવી દેવીની આજ્ઞા. આમ આમ દેવી ( જાય છે )

---

## ગર્ભાંક પ્રવેશ ૪ થો.

### સ્થળ—વનનો પ્રદેશ.

( સુમતિને લઇને મૈત્રાદિ આવે છે ).

કરૂણા—સખિ મૈત્રિ, કુમતિએ દેવરાવેલ ઝેરનુ જોર કેટલું બધું છે ? ૭ મહિનાથી રાતદાડો આપણે ચાકરી કરીયે છીયે; તોપણ હજી સ્થીતિ એવી એ છે.

મૈત્રિ—બીજા ૭ મહિના હજી આપણે તેની ચાકરી કરશું એમ મારા મનમાં છે.

કરૂણા—તમે સાચું કહ્યું; આંહીંથી આપણે ગયા પછી સંજ્ઞા વગરની મુર્છા પામેલીની કોણ ચાકરી કરશે એ મને મોટી ચિંતા છે; પરંતુ ગુરૂની

આજ્ઞા થાય તેંમાં કાંઇ વિચાર કરવાનો ન હોય એમ શાસ્ત્રમાં કહ્યું છે; તેથી આપણે પરાધીન છઇએ; કારણ શ્રીશિવભક્તિએ મોકલેલા શિવયોગીએ આજ્ઞા કરી છે કે ૭ મહિના પૂરા થયે પાછી આજ શિલા ઉપર મૂકી જાવી; તેથી આપણે તેમજ કરવું પડશે.

મૈત્રિ—( સુમતિના મો સામું જોઇ હર્ષથી ) સખિ કરૂણા, સુમતિના મો ઉપર પ્રસન્નતા દેખાય છે; અને શ્રમને લીધે ગાલ ઉપર ને લમણા ઉપર વળેલો પસીનો સુકાણો છે.

કરૂણા—( હર્ષ સાથે જોઇને ) પ્રિય સખિ, હાથના મૂળની નાડીમાં ઝેરનો વેગ સાવ શાંત થઇ ગયો હોય એમ લાગે છે; હું માનું છું કે બે ત્રણ કે પછી પાંચ નિમિષમાં આને સંજ્ઞા આવશે અને તે આંખો ઉઘાડશે.

સુદિતા }
ઉપેક્ષા } —( સાથે )— સખિઓ, આટલાથી પણ આપણે કૃતાર્થ થયાં.

કરૂણા—સાચું આપણે આજ સુધી આટલું પણ જોયું નહોતું; પરંતુ સુમતિને સંજ્ઞા આવશે તો આ અઘોર વનમાં તે એકલી શું કરશે એ વિચારથી મારૂં હૃદય થરથરે છે; તોપણ આપણે તો એને એકલી મૂકીને ગુરૂની આજ્ઞા પ્રમાણે જાવું જોશે; કારણ આપણે પરતંત્ર છઇએ.

મૈત્રિ—પ્રિય સખિ, તારૂં કેવું બરાબર છે.

( એટલામાં સુમતિના જમણા પગનો અંગુઠો કાંઇક હલે છે; અને સુતી સુતી આંખ્યો વીંચ્યે વીંચ્યે બોલે છે. )

સુમતિ—સુશીલા, સુશીલા, મને ફુલ અને બીલીપત્ર દે એટલે પરમેશ્વરને પુષ્પાંજલી આપું.

મૈત્રિ વિગેરે—( સાથે આનંદથી ઉભી થઇ )

પુત્રી, તારી દેવો રક્ષા કરો, દેવીઓ રક્ષા કરો, મુનીઓ રક્ષા કરો, સિદ્ધો રક્ષા કરો, પરમેશ્વરી શ્રી શિવભક્તિ રક્ષા કરો, અને શ્રી પરમેશ્વર રક્ષા કરો.

( એમ બોલતી બોલતી આકાશ માર્ગે ચાલી જાય છે. )

વજ્રબાહુ—( મનમાં ) મારી આંખોને અમૃતના અંજન જેવી સુમતિ આવી.

ચંદ્રાંગદ—( મનમાં ) અહો! સતીનો પ્રભાવ કેવો છે! જોતાંવેંત મારા મનમાં માતાના જેવો ભાવ થાય છે.

પદ્માકરગુપ્ત—( મનમાં ) આજનો દિવસ સારો થયો; જેમાં માતુશ્રી સુમતિની ભૂમિકા પણ જોવાય છે.

સુમતિ—સુશીલા, કેમ પાછો જવાબ પણ દેતી નથી અને વાર લગાડેછ? પુષ્પાંજલી આપવાને પુષ્પો આપ. ક્યાં સુધી પરમેશ્વર કૈલાસની રમતોનો વિરહ સહન કરશે? ( આંખ્યો ઉઘાડી ચારે તરફ જોઇ આશ્ચર્યથી ) સુશીલા, સુશીલા આ શું! તું ક્યાં છો? ( બરાબર જોઇને ) અહો! મારૂં મંદીર ક્યાં! મારૂં પૂજાનું મંદીર ક્યાં! મારાં પૂજાનાં સાહિત્ય ક્યાં! મને ગંગાજળ આપવા આવેલી દુશીલા ક્યાં! અને મેં પૂજેલા ચિંતામણી ક્યાં! ( પડખે જોઇને ) શું આ સોણું છે કે જાગું છું! તાલ, તમાલ, શાલ, રસાલ અને હિંતાલથી ભરેલાં આ વનમાં મારૂં અચાનક આવવું ક્યાંથી! નક્કી આ સ્વપ્નજ છે.

વસંતતિલકા.

આ સૂર્યનો ઉદય છે હમણાં થયેલ;
આ છે તળાવ પણ સ્વચ્છ જળે ભરેલ;
નાહી ભજું પ્રથમ શંકરને મુખેથી;
હું ત્યારબાદ કરૂં સ્વપ્ન નકી સુખેથી.

( એમ બોલી નાહી, શીવપૂજન કરી. )

વૈતાલીય.

જગદીશ દયાળુ છો અતિ, અરજી આ પ્રીય પાર્વતિપતિ,
શ્રવણે, પ્રભુ, આપને ધરો, અબળાનાં દુખ માત્રને હરો.
મુજ જીવિતનાથ શંકર, કરશોમાં અળગા તમે હર,
શિવ, રક્ષણ એમનું કરો, સહુ એનાં પ્રભુ દુઃખને હરો.

મુજના અપરાધ છે ઘણા, કરવામાં નથી રે કશી મણા,
પણ એ મનમાં ન ધારશો, પ્રિય મારા પતિને ઉગારશો.

( એ રીતે સ્તુતી કરી પગે લાગી શિલા ઉપર બેશી બાળકને ખોળામાં લઇ સારી પેંઠે જોઇને ).

અહો ! આ શું ! મહારાજાશ્રીના ચ્હેરા જેવોજ આ બાળકનો ચ્હેરો છે. જો મહારાજાશ્રીનો પુત્ર હોય તો તેનું આ વનમાં આવવું કયાંથી ? મને સોણા જેવુંજ લાગે છે. ( થોડીવાર વીચાર કરી ) નહીં નહીં જાગુંછું પરંતુ આ વન વગેરે જે દેખાય છે તે પુત્ર પ્રસવટાણે થયેલા હર્ષ સંનિપાતનું પરીણામ હશે એમ જણાય છે; કારણ મારા ઉપર બહુ પ્રેમ રાખનાર માહારાજા શ્રી મારી આવી અવસ્થામાં વનમાં મોકલે એ વાત સોણામાંએ સંભવતી નથી.

રાજા—( મનમાં ) પ્રિયા, મેંજ વજ્રહૃદયનાએ વનમાં મોકલી છે; પણ હવે બહુ શરમાઉં છું ( આંસુ આવે છે. )

સુમતિ—મને હર્ષસંનિપાત પણ જણાતો નથી. ( સર્વ અંગો જોઇ ) અરે હાય ! મારાં રૂંવાડે રૂંવાડે ગુમડાં અને બળતરા થાય છે. એ શું હશે ? હું જન્મી ત્યારથી તે આજ દીવસ સુધીમાં મેં મારા શરીરમાં કોઇ દીવસ એક ફોડકી પણ જોઇ નથી; અને આ અચાનક શું થયું હશે ? ( પુત્રનું અંગ જોઇને ) અરે હાય ! મારી પેંઠેજ આ બાળકને પણ રૂંવાડે રૂંવાડે ગુંમડાંની હારો દેખાય છે. ( થોડીવારમાં આંખ્યો વીંચી રાખી ) અરે જાણ્યું કુમતિએ મોકલેલી દુઃશીલાએ મને શ્રીકાશીત્રિશ્વનાથના ચરણોદકમિશ્રિત ગંગાજળના નામથી જે આપ્યું તે કાંઇ ઝેરજ આપ્યું; તેની ગરમીથી મને પુત્ર પ્રસવ થયો અને મૂર્છા આવી ગઇ. મારી એવીજ અવસ્થામાં ગમે તેવી યુક્તિ કરી મારા ભોળા હૃદયના પ્રાણપ્રિયની અનુમતિ લઇ કુમતિએજ મને વગડામાં મોકલાવી દીધી હશે. અનર્થનિધિ ને કુમતિ ભેળાં થાય ત્યાં ત્યાં શું શું ન કરવાનાં કામો ન થાય ? બધાંય થાયજ. કુમતિએ કુમતિને ઘટે એવું કામ કર્યું. ભલે હવે તો ધીરજ રાખવી એજ મારૂં કર્તવ્ય છે.

વજ્રબાહુ—સુમતિનાં સૌજન્યને ધન્ય છે, જે આવાં દુઃખમાં પણ પોતાના મનમાં મારો દોષ લેખતી નથી.

ચંદ્રાંગદ—( મનમાં ) માતુશ્રી સુમતિ બધી પતિવ્રતા સ્ત્રીઓમાં શિરોમણી છે.

પદ્માકરગુપ્ત—દુઃખના વખતમાં ધીરજ રાખવી એ રાજકુળમાં અવતરેલી સ્ત્રીઓને શોભે છે.

સુમતિ—( બાળકનું મો જોઇ ) પુત્ર, ભગવાને, વિશમ દશામાં દીધો છે.

### મંદાક્રાંતા.

જોવા તારાં મુખ કમળને આજ આતૂર રેતા,
'ક્યારે તારા શુભ જનમની સાંભળું વાત' કેતા;
ત્યારે દૈવે અનુગ્રહ કરી જન્મ દીધો ન તારો,
આજે દિધો વિષમ સ્થીતિમાં જ્યાં નથી પ્રાણ મારો.

### સોરઠો.

સુખણી મુજને જોઇ સુખી થનારૂં અહિં નથી;
મળશે એવું કોઇ સુખ જોઇ સુખ માનશે ?

### મંદાક્રાંતા.

મારા પ્રાણ પ્રિય નરપતિ આજ જો આંહિ હોત,
તારૂં ચારૂ વદન હરખી પ્રેમથી, પુત્ર, જોત;
'આજે મારૂં સફળ જીવવું થ્યું હવે' એમ કેત,
પૃથ્વી, સોનું, ઘર, તુરગ, ને દ્રવ્યનાં દાન દેત.

વજ્રબાહુ—( મનમાં ) પ્રિયા, તારૂં કેવું સાચું છે. એ સુખ મને મળ્યું; તોપણ કુમતિની કપટજાળમાં ફસાઇ પડવાથી હું ભોગવી શકયો નહીં.

સુમતિ—અથવા તારા જન્મનિમિત્તનાં દાન દેનારી મહારાજાની અર્ધાંગના હું છું.

## વસંતતિલકા.

ગૌરી ગિરીશનિ દયા થકિ રાજ્ય પામી,
ભાવે ભજી હૃદયના, મુજ, પ્રાણ, સ્વામી,
આપીશ બ્રાહ્મણ સુપાત્ર સુપાત્ર ગોતી,
લાખો ગરીબ *સુરભી બહુ દૂધ સોતી.

( ફરીથી યાદ આવવાથી ) પ્રાણનાથ, પ્રાણનાથ, તમારી ચરણરજ આ દાસીનો શું અપરાધ છે? આપની કઇ આજ્ઞામાં હું રહી નથી? આપનો કયો હુકમ મેં નથી પાળ્યો? આપનું કયું વચન મેં કાન આગળથી કાઢી નાખ્યું છે? અથવા આપને ન ગમે એવી મેં શું રીતભાત રાખી છે? જેથી મારી આવી દશામાં મને નિર્જન વનમાં મોકલી દીધી? મારી ઉપર રીંસ રાખો નહીં; મારાથી હજારો અપરાધો થયા હોય તે ક્ષમા કરો. કૃપાનિધિ, કૃપા કરી તમારી ચરણદાસીને તમારા ચરણકમલ નજીક ફરી રાખો. હે નાથ, આપનાં અગણિત પુન્યોથી મળેલા આ તમારા પુત્રનું મો જોવાનાં સુખનો અનુભવ કરી ઘણા કાળથી તરશી તમારી આંખ્યોને તૃપ્ત કરો. ચંદ્ર, ચંદન, અને હિમના જેવા થંડા આ પુત્રનાં અંગોને આલિંગન દઇ ઘણા વખતથી છોકરાં ન હોવાના સંતાપને દૂર કરો.

( એમ બોલતાં મૂર્છા ખાઇ પડી જાય છે. )

વજ્રબાહુ—પ્રિયા પ્રિયા, સુમતિ, તારો કાંઇ અપરાધ નથી.

## વસંતતિલકા.

છો પ્રાણથી અધિક તું પ્રિય, પ્રાણપ્યારી,
છો આંખને-અમૃત અંજન આપનારી;
શાને રૂવે? સુખ હવે મળતાં ન વાર;
લે ચાલ, પુત્રસહ ભોગવ રાજ્ય–સાર.

( એમ કહી ઉભા થઇ જાય છે. )

---

* ગાયો.

ચંદ્રાંગદ—મુરબ્બિ, મુરબ્બિ, આ નાટક છે.

વજ્રબાહુ—વાલા ચંદ્રાંગદ, ના ના આ નાટક નથી; જો નાટક હોય તો દેવી સુમતિની તેજ આકૃતી, તેજ રૂપ, તેજ નમૃતા, તેજ બોલવાની મીઠાશ, તેજ પ્રાર્થના કરવાની ઢબ, તેજ સાદ, તેજ રંગ, અને તેજ વિનય, સુમતિના વેશ લેનાર નટમાં કેમ સંભવે?

ચંદ્રાંગદ—મુરબ્બિ, આ નાટકકારો પુરૂષો છે એમ ન ધારવું; પણ તેઓ અપ્સરાઓ છે.

વજ્રબાહુ—ભલેં અપ્સરાઓ રહી; તોપણ બધી રીતે સુમતિની બરાબરી તેઓ કેમ ધરાવી શકે?

ચંદ્રાંગદ—મુરબ્બિ, એ કેવળ નાટકમાંજ કુશળ છે એમ નથી, પણ યોગમાં પણ કુશળ છે; તેથી જેનો જેનો વેશ લે તેનું તેનું સર્વ પ્રકારે સરખાપણું ધરી શકે છે.

પદ્માકરગુપ્ત—મહારાજ, ચંદ્રાંગદનું કેવું બરોબર છે. યોગના બળથી ન થઇ શકે એવું શું છે? બધું થઇ શકે છે.

વજ્રબાહુ—( આંસુ સહીત ) અરેરે! ત્યારે સાચી સુમતિને તેના પુત્ર સોત હું કયારે દેખીશ? ( નિસાસો નાખી બેશી જાય છે. )

ચંદ્રાંગદ }
પદ્માકરગુપ્ત } —મુરબ્બિ, સાચાં સુમતિને પણ આપ થોડા વખતમાં જોશો; પોતાના ભક્તજનને ચિંતામણીરૂપ શ્રી શંકરના પ્રસાદથી શું વસ્તુ નથી મળતી?

સુમતિ—અહો! આ કેવો દશાનો ફેરફાર છે, જેથી મહારાજા વજ્રબાહુની પટરાણી હું પશુ પક્ષીના કરતાં પણ હલકી સ્થીતિ ભોગવું છું.

( એક બાજુ હરણ સહિત હરણીને જોઇને )

**માલિની.**

હરણિ, હરણિ, તુંથી કોણ છે ભાગ્યશાળી?
પ્રિય સહિત સદા તું રેછ સૌભાગ્યવાળી.
વિજન વન વિશે, જો હોય શંકા તને તો,
નિજપતિ વિરહેથી દુઃખણીને મને જો.

( બીજી તરફ વાંદરીને જોઇ આંસુથી. )

## સોરઠો.

તને ખબર શું લેશ હોય મનુષ્ય-વિયોગની ?
પ્રિય પતિથી વિશ્લેષ તેં જોયો જાણ્યો નથી.

( ત્રીજી બાજુ કલહંસ સાથે પ્રેમ-કલહ કરતી કલહંસીને જોઇને )

## પુષ્પિતાગ્રા.

નહિં નહિં કલહંસિ તું કદાપિ, કલહ કરે કલહંસ-હેત કાપી,
પતિ વિરહ થયા પછી નકારો, કલહ થશે પરિતાપ આપનારો.

( ચોથી તરફ હાથણી સાથે હાથીને જોઇને. )

## મંદાક્રાંતા.

જોડી હું બે કર કરિપતિ આપને વીનવું છું,
પ્યારી સાથે લહિ પરવરો આપ જ્યાં હું કહું છું.
બચ્ચાંઓને પણ લહિજજો હેતથી તેજ દેશ,
મારા પ્રાણપ્રિય જહિં વસે વજ્રબાહુ નરેશ.

વજ્રબાહુ—( મનમાં ) જનાવરો પણ પ્રિયાના પરિત્યાગ રૂપ પાપ કરતાં નથી તે પાપ પણ મેં કુમતિના સંગદોષને લીધે કર્યું; આથી વધારે ધિઃકારનું ઠેકાણું કયું છે ?

પદ્માકરગુપ્ત—( મનમાં ) અરે હાય ! લુચ્ચી કુમતિએ મારી માતા સુમતિને કેવી દશાએ પહોંચાડી છે ?

સુમતિ—ભગવાન સૂર્યદેવ અસ્ત થાય છે; હવે આ નિર્જન વનમાં મારે રાત્રી શી રીતે કાઢવી ( તળાવને કાંઠે હંસને જોઇને )

## મનહર.

દયાળુ હૃદયના હે હંસભાઇ ભાઇ મારા,
જાઓને દશાર્ણ દેશમાં તમે અહીં થકી,

જ્યહાં લક્ષ્મીવાળા મારા પ્રાણનાથ વજ્રબાહુ,
તેની પાસે મારૂં કામ કરી શકો જો નકી,
પ્રેમથી પ્રણામ વાર વાર હંસપક્ષિ કરી,
કુશળ ખબર પણ પૂછજો કૃપા કરી,
તે પછી સંદેશો દેશો ધીમેથી રહીને મારો,
કાંઇ પણ બીક વિના શરમ ફરી પરી.

શું કહો છો ? શું કહું ? એમ જો પુછતા હો તો સાંભળ.

### વસંતતિલકા.

'બેભાન વ્યગ્ર વિપની અતિ વેદનાએ,
આ એકલી પ્રસવની વશમી વ્યથાએ.
શી રીતથી રહિ શકે વનમાં બિચારી ?,
શું પ્રાણનાથ ન શક્યા પણ એ વિચારી ?

### મનહર.

નિજ જાત જેવાં કામ કુમતિ કરે નકામ,
રાત દાડો ભીડી હામ; તોય તે ભલે કરે;
મારૂં આ હૃદય વ્યથા, જરાએ ન એથી પામે,
પામે નહીં ભલે આથી બુરી એ વલે કરે;
ન બોલું ન બોલું મન ઘોડા એમ ઘડયા કરે,
બોલવા ચપળ મન, તોય મારૂં ન્હાય છે;
હૃદય દયીત આપે દયાને વિસારી સાવ,
દયાનિધિ, તેથી મારૂં હૃદય ચિરાય છે.

### વૈતાલિય.

અપરાધ જરાય શું થયો ? મનમાં રોપ ભરાઇ શું રહ્યો ?
હૃદયેશ્વર આમ શીદને હડસેલી વનમાં દિધી મને ?

### પુષ્પિતાગ્રા.

અપરાધ ઘણોય હોય મારો, કદી નાવે વનવાસનોય આરો,
પણ શું અપરાધ આ છયાનો ? નથિ ધ્રાંગો હજી શું થતો દયાનો ?

અથવા વધારે શું કહેવું ? મેં જાણ્યું જાણ્યું.

વસંતતિલકા.

રાજ્યાભિષેક સમયે બહુ તીર્થ પાણી,
માથે પડયા પછિ બધા ગુણ જાય તાણી.
ઢોળાય, જો, પવન, ચામરથી, જરાયે,
ઊડી જશે, તરત તો મનથી દયાયે.
દીઠી ગમે નહીં જરા નજરે જનેતા,
જેથી થયા અવતરી સુખ રાજ્ય લેતા.
ભૂલાઇ જાય ઉપકાર બધા પિતાના,
જેનાથી હોય કરતા હજી ભાઇ તાના!.
દાંપત્ય ધર્મ સઘળો વિસરી જવાય,
સારા સહોદર બધા પરમાં ગણાય.
પોતા તણાં ન સમજે નહીં પારકાંને,
આવે જયે ચુગલિખોરથિ તાર કાને.
ભુલી જવાય મનથી ગુરૂ, દેવ, ભક્તિ,
જાતી રહે જરૂર હાય ! વિચારશક્તિ.

( થોડીવાર વિચાર કરીને ) અરે હાય ! આ હું શું બોલુંછું ? ભાઇ હંસ, દુઃખથી ગાંડી થયેલીનાં આ વચનો તમારે કેવાનાં નથી; માત્ર આટલુંજ કેજો.

વસંતતિલકા.

હે પ્રાણનાથ, પરમેશ્વર, પ્રાણપ્યારા,
સ્વપ્નેય કોય પણ દોષ નથી તમારા;
જોતાં ઝિણી નજરથી સઘળું તપાસી,
છે વાંકની જનમભૂમી તમારિ દાસી.
મારા અનેક અપરાધ ન યાદ લાવો,
મોટાઇ આપ તણી આપ બધી વિચારો;
માફી કરો, પ્રીય, પછી સહુ વાંક મારા,
રાખો મને ચરણમાં ફરિને તમારા.

( એમ બોલતાં આંસુ આવે છે ).

વજ્રબાહુ—હાય ! સુમતિનાં બધાં વચનો હૃદયને ભેદી નાખે એવાં છે; ક્યાં અને ક્યારે સુમતિને હવે હું જોઇશ ?

ચંદ્રાંગદ—આર્ય, મારાં માતુશ્રીનાં વચનો સતીધર્મનું રહસ્ય હોય એવાં મને લાગે છે.

પદ્માકરગુપ્ત— દેવ, આવી મહાસતીને પણ નીચ લોકો કેવી દશાએ પહોંચાડે છે તે આપેજ વિચારવું.

વજ્રબાહુ—મિત્ર, પદ્માકરગુપ્ત, તમારૂં કેવું બરાબર છે.

સુમતિ—અરે હાય ! પ્રિયસખી સુશીલાએ પણ શું મને તજી દીધી ?

ઇંદ્રવિજય.

રાજ્ય ગયાનું નથી દુઃખ કાંઇ, નથી વનવાસનું દુઃખ લગારે;
દુઃખ કુટુંબ અને પરિવાર તજી ઘરબાર રહ્યાનું ન મારે;
ભૂખ-તૃષાનું ન દુઃખ ગણું, કદિ લોક ભલે મનમાં સહુ ધારે;
રેવું પડે અળગું સુશીલાથી મને, દુઃખમાં દુઃખ એજ વધારે.

( એમ બોલી મૂર્છા પામે છે )

( એટલામાં સુશીલા પ્રવેશ કરે છે )

સુશીલા—( લાંબો નિસાસો નાખીને ) પાપણી કુમતિ પાપ કર્મ કરે તેમાં કાંઇ નવાઇ નથી, જરા પણ અપરાધ વિના તેણે સુમતિને વનવાસ કરાવ્યો, હમણાંજ તેણે પુત્રને જન્મ આપેલ છે તેથી સુમતિ નિર્જન વનમાં કેમ રહી શકશે એમ કુમતિના મનમાં દયા પણ ન આવી; અથવા દુષ્ટ શોકયોને દયા હોતી નથી એવું લોકોનું બોલવું ખોટું નથી; અથવા હવે એ નકામા વિચાર કરવાનું કાંઇ કારણ નથી, હું મારી પ્રાણપ્રિય સખી સુમતિનેજ ગોતું. ( એમ કહી ચારે કોર ફરવા લાગેછે)

માઢ.

( મારી નિર્મળ પ્રાણની પ્યારી રે એ રાગ. )

મારી સખી સુમતિ કયાં ગઇ? ગોતી જડે નહીં,
સુમતિ વિના હું એકલી જીવી શકું નહીં.

તાલ, તમાલ, રસાલ, તમોને, સુમતિ જો મળિ હોય,
માનું હું ઉપકાર તમારો, આપો ખબર જો કોય;
બોલતાં નથી શાને તરૂ નથી બોલતાં. મારી

હરણુ કહે, હાથી કહે, વાનર કહે તું વાત,
સિંહ કહે, કોઇ કહે કયાં છે સુમતિ સુજાત;
પૂછવું કેને શેણુ એને ગોતવી ? મારી.

જોયા ઝુડં ઘણાય મેં આશ્રમ જોયા અનેક,
રસ્તા ને નદી-નદને જોયા સુમતિ જોઇ ન એક;
હશે કયાં ગઇ ? દશા કેવી થઇ હશે. મારી.

શું કરવું ને કયાં જાવું કાંઇ ન સૂજે ઉપાય,
વગડા જેવી દુનિયાં આખી સહુ દિશ ખાવા ધાય;
જીવવું હવે નથી વાલું લાગતું. મારી.

( એમ બોલતાં મૂર્છાથી પડી જાય છે ).

સુમતિ—( સંજ્ઞા આવવાથી ) હે મહારાજ, જરા પણ અપરાધ વિના મારો ત્યાગ કરવો તે આપને લાયક છે ? મેં સોણામાં પણ આપનો અપરાધ કર્યો નથી. કુમતિ, કુમતિ, મારા કયા અપરાધને જોઇ તમે મારા ઉપર આવાં નિર્દય થાઓ છો ? અથવા મહારાજાને કે કુમતિને આમાં કાંઇ ઠપકો દેવાનો નથી; કેવળ મારાં કમનશીબજ ઠપકાને પાત્ર છે. જો એમ નહોય તો દયાળુ મહારાજા પુત્રપ્રસવ થાવાથી બેભાન સ્થિતિમાં પડેલી મારે વિષે દયા ન લાવે એ કેમજ બને ? એતો ગમે તેમ થયું પણ મારી પ્રિય સખી સુશીલાએ પણ મને એવી દશામાં છોડી દીધી તેથી મને બહુ ખેદ થાય છે.

( સીતાજીના બાર મહિનાનો રાગ )

રાજ્ય કામ, વિચાર હજાર, ભૂલાવે નરેશને,
તેમ ભૂલાવે કુમતિનો સંગ, માયામાં પ્રાણેશને;
કદિ કુમતિ પોતાના સ્વભાવ પ્રમાણે આચરે,
અને શોકય ગણી કરી ખાર હેરાન મને કરે.

નથી લેશ નવાઇની વાત ભૂલે એ બેય જો,
પણ ભુલી સુશીલા જાય મોટી એ નવાઇ તો;
મારા પ્રાણથી વ્હાલી વિશેષ સખી તું મારી થઇ,
તને હું પણ વ્હાલી તેમ છતાં દૂર ક્યાં ગઇ ?

સુશીલા—( સંજ્ઞા આવવાથી આશ્ચર્ય સહીત ) દક્ષિણ દિશામાં માધવી લતાના મંડપ નીચે દેવી સુમતિનો કોયલના જેવો મીઠો સાદ સંભળાય છે, ચાલ ત્યાં જાઉં. ( એમ કહી ત્યાં જઇને ) અહો ! ઘણે કાળે મારો શ્રમ સફળ થયો. લાંબે વખતે મારા નેત્રને અમૃતાંજન રૂપ સુમતિ મળી. એકલી દુઃખને લીધે કાંઇ બોલે છે માટે તેની પાસે જાઉં. ( પાસે જઇ પગે લાગીને ) માતા સુમતિ હું પ્રણામ કરૂં છું.

સુમતિ—( ન સાંભળીને ) હે સુશીલા,

વસંતતિલકા.

વ્હાલી મને અધિક તું મુજ પ્રાણથી છો,
તોયે મને પરહરી, સખિ ક્યાં ગઇ છો ?
તું યોગ્ય છો કઠિનતા નહીં રાખવાને,
લે આવ્ય આવ્ય ઝટ ધીરજ આપવાને.

સુશીલા—( મનમાં ) દેવીનો મારા ઉપર કેવો પ્રેમ છે ? ( એમ કહી સુમતિના પગ ઝાલીને જાહેર ) માતા સુમતિ, આ હું મંદભાગ્યવાળી સુશીલા આપની પાસેંજ છું. ( એમ કહી પગમાં પડે છે ).

સુમતિ—( આશ્ચર્ય અને આનંદ સહીત ) અહો ! શું સુશીલા ! આજનો દિવસ મને બહુજ સુખ કરનારો થયો. ( એમ કહી રોતાં રોતાં મળે છે ).

સુશીલા—દેવી, હું ચાકરડી ઉપર આટલો બધો આદર કરવાની જરૂર નથી; ઇશ્વરકૃપાથીજ મને આપનું દર્શન થયું છે એમ માનું છું.

સુમતિ—પ્રિય સખી સુશીલા, આ શું દશાનો ફેરફાર થયો છે? જે વાત બની હોય તે મને કહે એટલે તે સમજીને સમય પ્રમાણે ચાલીએ.

સુશીલા—દેવી, શિવપૂજા સારૂં ફૂલ લઇને હું જ્યાં આપના દેવમંદીરમાં

આવી ત્યાં આપને ચિંતામણી પાસે બેભાન સ્થિતીમાં જોયાં, અને તેજ વખતે જન્મેલા કુમારને પણ જોયા.

સુમતિ—સુશીલા, તું પુષ્પ લેવા ગયા પછી દુઃશીલા આવી હતી તેણે 'ગંગાજળ કાશીએથી મારાં બાઇના પીરનો બ્રાહ્મણ લયાવ્યો છે' એમ કહી આપ્યું. તેના આગ્રહથી તે પીધું ત્યાર પછી શું થયું તે હું કાંઇ જાણુતી નથી.

વજ્રબાહુ—( મનમાં ) કુમતિની આ કેટલી કુટિલતા છે? તેણે મારી પાસે દુઃશીલાનો અપરાધ છુપાવી સુશીલાને અપરાધી જણાવી હતી, પણ પરીણામે જે સત્ય હતું તે જણાઇ રહ્યું.

સુશીલા—દેવી, જો કે કુમારનો જન્મ થવાથી તે આનંદનો વખત હતો તોપણ તમારી બેભાન દશા જોઇ મને કાંઇ પણ આનંદ ન આવતાં તરત મહારાજાને તમારી સ્થિતી જાહેર કરી, તે ઉપરથી મહારાજા આપને જોવા આવતા હતા, પણ દેવી કુમતિએ કહ્યું કે 'નૃશંપાચાર્યને પુછી પછી પધારો તો સારૂં' એમ કેવાથી 'સુશીલા તું જા હું હમણાં આવું છું' એમ હુકમ કરવાથી આપની પાસે આવી.

સુમતિ—બેન, જ્યાં કુમતિ અને નૃશંપાચાર્યની સંગતી હોય ત્યાં સારૂં થવાની આશાજ ક્યાંથી; પછી?

સુશીલા—પછી તો બે ઘડી પછી કુમતિનો ભાઇ મદન આવ્યો અને મને કહ્યું કે 'રાંડ સુશીલા, તેંજ સુમતિને ઝેર આપીને મારી છે માટે તારા પાપનું ફળ ભોગવ' એમ કહી મારા પગમાં બેડી નાખી મને કેદખાનામાં લઇ ગયો.

સુમતિ—( ખેદ સહીત ) અરે! સુશીલા ઉપર પણ આવો આરોપ! સુશીલા, સુશીલા મારા ઉપર તારો સ્નેહ હોવાથી તારે પણ મોટું દુઃખ, વગર વાંકે ભોગવવું પડયું. પછી?

સુશીલા—દેવી, મદને મારો તિરસ્કાર કર્યો, બંધીખાનામાં રેવું પડયું અને પગમાં બેડીઓ પડી તેથી મને એવી પીડા ન થઇ જેવી પીડા આપનું શું થશે એવી આપની ચિંતાથી થઇ.

સુમતિ—પ્રિય સખિ, તું સુશીલા છો; તેથી તને એવી ચિંતા થાય તે વાજબી છે.

સુશીલા--પછી આજથી પાંચ સાત દિવસ પહેલાં કેદખાનાના ઉપરીએ આવીને મને કહ્યું કે ' સુશીલા, આજે કુમતિને પુત્ર અવતરેલ છે તે આનંદને લીધે બધા કેદીઓને છોડી મેલવાનો મહારાજાનો હુકમ થાતાં મદને કહ્યું કે બધા કેદીઓને છોડવા પણ સુશીલાને તો જીવતાં સુધી છોડવી નહીં જોઇએ એનો અપરાધ છે. ' આવું મદનનું બોલવું સાંભળી હજી મહારાજા કાંઇ વિચારમાં હતા તેટલામાં વિવેકનિધિએ હાથ જોડીને કહ્યું કે ' મહારાજ, આ ઉત્સવનો લાભ સહુને સરખોજ મળવો જોયે; માટે નિરપરાધિ સુશીલાને પણ છોડવી જોયે. ' એમ કહ્યું તેથી મહારાજાએ મદનની અરજનો અનાદર કરી તને પણ છોડવાનો હુકમ આપ્યો છે; માટે હું છોડું છું. એમ કહી પોતાના હાથથી મારી બેડી કાઢી નાખી.

સુમતિ—( આનંદથી ) પ્રિય સખી, ' સારૂં કરનાર કદી દુઃખી થતો નથી ' એવું શ્રી કૃષ્ણનું બોલવું છે તે ખોટું નથી. પછી ?

સુશીલા—દેવિ, પછી તેણે મારી નજીક આવીને કહ્યું કે " બેન સુશીલા, તમને ઘણીજ મહેનતથી છોડાવ્યાં છે; પણ દેવી કુમતિ અને મદન તમારી વિરૂદ્ધ છે; તેથી ગમે તેવો ખોટો આરોપ તમારા ઉપર મેલાવી પાછી કેદખાનામાં નખાવશે; માટે આ ગામમાં એક ઘડી પણ ન રેતાં છાનું માનું વનમાં જાતું રહેવું એમ સેનાપતિ વિવેકે કહેવરાવ્યું છે. "

સુમતિ—વિવેકનિધિનું અને તેના ભાઇઓ વિનયાદિનું સદાશિવના પ્રસાદથી સદા કલ્યાણ થાજો.

સુશીલા—દેવિ, પછી મેં એને કહ્યું કે ' ભાઇ સેનાપતિના હુકમ પ્રમાણે હું કરીશ પણ છ સાત મહિના થયાં મને દેવી સુમતિના દર્શન નથી થયાં; માટે તમારી રજા હોય તો તેનાં દર્શન કરીને પછી જાઉં '

સુમતિ—એ તારી ભક્તિની ખુબી છે.

સુશીલા—પછી તેણે લાંબો નિસાસો નાખીને કહ્યું કે ' બેન આ નગરમાં સુમતિ કયાં છે ? ' એટલું બોલતાં એનો કંઠ રૂંધાઇ ગયો, આંખ્યમાં આંસુ આવી ગયાં ને બોલતો બંધ થઇ ગયો.

સુમતિ—બેન, એવાં પણ મનુષ્ય રત્નો દુર્જનની બીકથી છાની ભક્તિવાળાં હોય છે, જેની ભક્તિ ખરેટાણે જણાઇ આવે છે. પછી ?

**સુશીલા**—એનું આ વચન સાંભળતાંજ ' આજે દેવી સુમતિના સ્વર્ગવાસથી પ્રવીણતા નાશ પામી, નિર્મળ ઔદાર્ય ગળી ગયું, સર્વ વિદ્યાઓ અને સઘળી કળાઓ જાતી રહી, પતિવ્રતાપણાંનો પ્રલય થયો અને વિનયની તો વાત પણ રહી નહીં ' એટલું બોલતાં હું મૂર્છા ખાઇ પડી ગઇ.

**સુમતિ**—બેન તારો પ્રેમ મારે વિશે કાંઇ જુદાજ પ્રકારનો છે. પછી ?

**સુશીલા**—પછી વિનયસાગરે શીતોપચારથી અને પવનથી મને સંજ્ઞા લાવી કહ્યું કે ' બેન સુશીલા, સાવધ થા સાવધ થા. પરમ દયાળુ પરમેશ્વરની કૃપાથી કુમાર શ્રી સહીત દેવી સુમતિ હજી જીવે છે. '

**સુમતિ**—એણે બરાબર કહ્યું. પછી ?

**સુશીલા**—દેવી, પછી મેં કહ્યું કે ભાઇ, જ્યારે એમજ છે ત્યારે આંખમાં આંસુ લાવીને દેવી સુમતિ આ નગરમાં કયાં છે ? એમ લાંબો નિસાસો કેમ નાખ્યો ? તેના જવાબમાં તેણે કહ્યું કે એનું કારણ એજ કે આ નગરમાં સુમતિ નથી; પણ કુમતિના અને કુટિલ આચાર્યના કેવાથી દેવીને બેભાન સ્થિતિમાં નિર્જનવનમાં મોકલી દીધાં છે; માટે તમારે પણ આંહીથી તરત પૂર્વ દિશા તરફના વનમાં જઇને તેને ગોતવાં અને જ્યારે દેવી સુમતિ મળે ત્યારે કેવું કે આપે કુમાર સહીત બહુજ છાનું રહેવું; કારણ કે કુમતિ તમને અને કુમારને મારી નંખાવવા પ્રયત્ન કરે છે એમ વિવેકસાગરે પ્રણામ સહીત કેવરાવ્યું છે એમ કહી, ' તમે જાઓ હું પણ બીજા કામ સારૂં જાઉંછું ' એમ કહીને તે વહ્યા ગયા; અને હું આપના વીરહથી વ્યાકુળ થયેલી નિર્જન વનમાં ભટકતાં ભટકતાં ઇશ્વર કૃપાથી આજે આપને મળી.

**સુમતિ**—પ્રિય સખિ સુશીલા, તારૂં અજાણ્યું નથી કે મારૂં જીવિત સર્વસ્વ, મારૂં હૃદય સર્વસ્વ, અને મારૂં સંસારસર્વસ્વ આ વખતે તુંજ છો; તું મને મળી એટલે હવે બધું સારૂંજ થશે. હું હવે નિશ્ચિંત છું. લે આ કુમાર. હવેથી આનું લાલન, પાલન અને પોષણ તારેજ કરવું છે.

**સુશીલા**—દેવિ, આ દિવસ ધન્ય છે; આ વેળા કલ્યાણરૂપ છે; અને આ મુહૂર્ત પણ કલ્યાણકારક છે; કારણ કે આજે પરમેશ્વરના પ્રસાદથી

આપના બાળચંદ્ર જેવા કુમારને હું દેખું છું.

( એમ કહી આનંદથી લે છે. )

સુમતિ—સુશીલા, વિનયસાગરના કેવા પ્રમાણે આપણે કોઇ દૂર દેશના વનમાં જઇને રેવું જોશે; માટે ચાલો.

સુશીલા—જેવી દેવીની આજ્ઞા. આમ આમ, દેવી, પધારો.

( એમ કહી નીકળી જાય છે. )

વજ્રબાહુ—ચંદ્રાંગદ, સુમતિ ને સુશીલા મળ્યાં તે બહુ સારૂં થયું.

ચંદ્રાંગદ—મહારાજ આપે સાચું કહ્યું.

વજ્રબાહુ—( નિસાસો નાખીને ) સુશીલા સહીત પણ સુમતિ કુમતિની કપટક્રીયામાં શું કરી શકે ? એથી મારા મનમાં બહુ ચિંતા રહે છે.

પદ્માકરગુપ્ત— દેવ, દેવી શિવભક્તિજ સુમતિની રક્ષા કરશે; માટે આપ કાંઇ ચિંતા કરોમાં.

---

## ગર્ભાંક પ્રવેશ ૫ મો.

### સ્થળ-તપોવન.

( શ્રી શિવભક્તિ અને શિવયોગી પ્રવેશ કરે છે.

શિવભક્તિ—શિવયોગી, તમે સુમતિના રક્ષણ સારૂં શું કર્યું ?

શિવયોગી—માતાજી, નવમાસ સુધી તો મૈત્રી, કરૂણા, મુદિતા, ઉપેક્ષા, આદિ દેવિઓએ તેનું રક્ષણ કર્યું હતું; ત્યાર પછી તેની સખી સુશીલા તેની ભેળી થઇ છે. તે સુમતિનું શરીર પણ હવે સારૂં છે. દરેક વન, પર્વતો અને આશ્રમોમાં ફરે છે, અને શિવપૂજનનો આનંદ લહે છે. એટલુંજ નહીં; પણ કુમતિએ હવે તેના ઉપરથી દ્વેષ છોડી દીધો છે; તેથી જરાપણ ચિંતા જેવું નથી.

શિવભક્તિ—યોગીરાજ, એ તમારી ભ્રાંતી છે. સુમતિ જીવતી છે ત્યાં સુધી કુમતિ સોણામાં પણ તેનો દ્વેષ છોડે એમ માનવુંજ નહીં. આપણે

અજ્ઞાની લોકોમાં જોયે છીયે કે મુવા પછી પણ કોઇ શોક્ય પોતાની શોક્યનો ખાર છોડતી નથી.

શિવયોગી—કુમતિના હાલના બધાં કામો ઉપરથી જણાય છે કે સુમતિ ઉપર તેને દ્વેષ નથી પણ ઉલટી પ્રેમની લાગણી હોય એમ લાગે છે.

શિવભકિત—ભાઇ યોગીરાજ, એ બધો ઉપરનો ડોળ છે, અંદરતો ખાર એવોને એવો છે. તેણે સુમતિને તથા તેના પુત્રને મારી નાખવા માટે ચાર દિશામાં મારાઓ મોકલ્યા છે, તેમાં કેટલાક બ્રહ્મચારીને વેશે, કેટલાક સંન્યાસીને વેશે, કેટલાક પરમહંસને વેશે અને કેટલાક યોગીને વેશે દરેક તીર્થે અને વન તથા આશ્રમોમાં ફરે છે ને સુમતિને ગોતે છે.'

શિવયોગી—( આશ્ચર્ય સહિત ) અહો ? મહારાજા વજ્રબાહુની રાણી થઇને પણ મનમાં કાંઇ ને બહાર કાંઇક એમ કરતી હશે ?

શિવભકિત—એ મહારાજા વજ્રબાહુની રાણી થઇ તો શું થયું ? એ કુમતિ છે એ તમે જાણતા નથી ?

શિવયોગી—ત્યારે હવે સુમતિના રક્ષણ માટે આપ શું આજ્ઞા કરો છો ?

શિવભકિત—તમારે તિરસ્કરણી વીદ્યાના બળથી જ્યાં સુમતિ હોય ત્યાં અંતરીક્ષમાં રેવું, અને જ્યારે જ્યારે તેનું રક્ષણ કરવાનો પ્રસંગ આવે ત્યારે ત્યારે તેનું રક્ષણ કરવું

શિવયોગી—ઠીક. આપની આજ્ઞા પ્રમાણે કરવા રજા લઉં છું.

શિવભકિત—એક વાત કેવી રહિ ગઇ.

શિવયોગી—શું ? જે આજ્ઞા હોય તે કહેો.

શિવભકિતી—જ્યારે તેનો પુત્ર બાર વર્ષનો થાય ત્યારે તેને શિવ કવચરૂપ મહા વિદ્યાનો ઉપદેશ તમે કરજો; એટલે એ પોતે નિર્ભય થઇ બીજાનું રક્ષણ કરનારો થાશે ; અને જ્યારે સોળ વર્ષનો થાય ત્યારે ( કાનમાં ) એ પ્રમાણે કરવું.

શિવયોગી—આપની આજ્ઞા પ્રમાણે કરીશ. ( એમ કહી પગે લાગી જાય છે. )

વજ્રબાહુ—અહો ! ' મોટા માણસોના મનમાં વિકાર હોતો નથી ' એવું

વૃધ્ધોનું કેવું સાચું છે. શ્રી શિવભક્તિનો મેં હમેશાં કુમતિની શિખવણીથી અનાદર કરેલો ને ગામમાંથી કાઢી મેલેલ છે તેમ છતાં તે પોતે પોતાની મેળે મારૂં સારૂં કરે છે. સર્વ પ્રકારે વગર કારણે પણ કરૂણા રાખનાર ભગવતી શિવભક્તિને હું પ્રણામ કરૂં છું. ( એમ કહી પગે લાગે છે ).

ચંદ્રાંગદ—મહારાજા, હવે પછી આપ શિવભક્તિને નહિં ભૂલો એવી મારી પ્રાર્થના છે.

વજ્રબાહુ—મિત્ર, હવે તો હું એને જીવતાં સુધી ભુલવાનો નથી.

પદ્માકરગુપ્ત—હવે આપનો ચડતી કળાનો સમય આવ્યો એમ હું માનું છું.

શિવભક્તિ—શિવયોગી ગયા. ધન્ય છે મોટા પુરૂષની *કૃતજ્ઞતાને ! એક દિવસની ભિક્ષા માત્ર આપી ઉપકાર કરનારનું પણ આ શિવયોગી કેવું કલ્યાણ ઇચ્છે છે અને કરે છે ! આવાં ગુણચોર ન થનારાં માણસોના મનોરથો પુરવા માટે કૈલાસમાં જઇ શ્રી શંકરની પ્રાર્થના કરૂં. ( એમ કહી નીકળી જાય છે )

---

## ગર્ભાંક પ્રવેશ ૬ ઠો,

### સ્થળ--વનનો એક ભાગ.

( એક યોગી પ્રવેશ કરે છે. )

યોગી--આમથી આમ ને આમથી આમ ભટકતાં ભટકતાં મને ત્રણ વર્ષ વીતી ગયાં ; પણ ક્યાંય સુમતિ મારી નજરે પડી નહિં. બધું ભાગ્યને આધીન છે. મારૂં એવું નશીબ ક્યાંથી હોય કે જેથી હું સુમતિને તથા તેના કુંવરને મારી હજારો સોના મોહોરો મેળવું. મારા જેવા બીજા પણ ઘણા માણસો તેને મારવા ફરે છે ; તેમાં-

---

* કરેલા ઉપકારને જાણવાનો ગુણ.

થી જેનું ભાગ્ય હશે તેને સુમતિ મળશે; તોપણ પ્રયત્ન કરવું જોયે. આ વન મેં કોઇ દિવસ જોએલ નથી; તેથી આંહી પણ બે ત્રણ દિવસ ઝાડના કોતરમાં છુપાઇને રહું જો સુમતિ મળે તો.
( એમ કહી કોતરમાં સંતાય છે, )

વજ્રબાહુ—ચંદ્રાંગદ હું જાણતો હતો કે આ શિવયોગી હશે; પણ આ તો કુમતિનો મોકલેલો કોઇ જોગટો જણાય છે; માટે લાવો એને તો હુંજ મારી નાખું. ( એમ કહી ઉઠવા જાય છે ).

ચંદ્રાંગદ—મહારાજ, આતો થઇ ગયેલી વાતનો દેખાવ છે.

વજ્રબાહુ--એ વાત હું ભુલી ગયો. ( એમ બોલી બેસી જાય છે ).
( એટલામાં સુમતિ પ્રવેશ કરે છે ).

સુમતિ—સુશીલા ફળ ફુલ લેવા માટે વનમાં ગયેલ છે. કુમાર મારા કરતાં પણ સુશીલા ઉપર વધારે વ્હાલ રાખે છે; અને સુશીલા પણ મારાથી ન બને તેટલું તેનું પાલન, પોષણ ને લાલન કરે છે; એટલે હવે કુમારને વિશે મારે કાંઇ ચિંતા નથી. પ્રાણપ્રિયના વિયોગ દુઃખે પીડાતા આ શરીરથી કોઇપણ ભૂખ્યા જીવની ભૂખ મટાડી હું કૈલાસમાં જાઉં તો મારા જેવી કોણ ભાગ્યશાળી? કારણ કે પતિવ્રતા સ્ત્રીઓને પોતાના પ્રાણપતિને આરોગ્ય મેલી તેની આગળ મરણ પામવું એ મંગળરૂપ ગણાય છે; માટે સુશીલા આવ્યા પહેલાં હું મારૂં ધારેલું કામ પૂરૂં કરૂં. ( એમ બોલી ચારે કોર નજર કરતાં વરાહને આવતો જોઇ )

## માલિની.

સુવર, સુવર, સામું જો ધણી દુઃખણીની,
અતિશય તલપુંછું મોર જાવા ધણીની;
કુશળ પ્રિયપતિને પુત્ર મેલી મરાય,
અધિકતર ન તેથી શ્રેષ્ટ બીજું ગણાય.

---

### સોરઠો.

માટે લાવી મહેર તું વરાહ હું પર જરા,
મુજને ખા, તો, લ્હેર થાય જાય દુખડાં બધાં.

( એમ બોલી વરાહની પાસે જાય છે, વરાહ બીજી તરફ ભાગી જાય છે ).
( અજગરને જોઇને )

### માલિની.

પ્રિય અજગર હોયે ભૂખ જો ખૂબ લાગી,
ઝટ સુમતિ ગળીજા તો જશે ભૂખ ભાગી;
નથી જીવતર વાલું લાગતું આ જરાય,
પરમ પ્રિયપતિને જ્યાં સુધી ના મળાય.

( એમ બોલતી બોલતી અજગર પાસે જાય છે. અજગર સુમતિને દેખી બીજી કોર જાય છે ).

વજ્રબાહુ—( મનમાં ) દેવી, વાઘ, વરાહ કે અજગર તમને ન ખાઓ એવું ઇશ્વર પાસે માગું છું.

ચંદ્રાંગદ—મહારાજ પતિના વિયોગવાળી કુલીન સ્ત્રીઓને જીવીત કરતાં પણ મરણ સુખરૂપ લાગે છે.

વજ્રબાહુ—પ્રિય મિત્ર, એમજ કુલીન સ્ત્રીઓને દુઃસહમાં દુઃસહ દુઃખ પોતાના પ્રાણપ્રિયના વિયોગનું છે.

પદ્માકરગુપ્ત-–દેવ, જોકે મારાં માતુ શ્રી મરવા સારૂં પાસે જઇને ઉભાં રહે છે; તોપણ ઘાતકી પશુઓ તેનાથી દૂર જાતાં રહે છે, એ શ્રી શિવભક્તિનોજ પ્રતાપ છે.

વજ્રબાહુ—એમાં સંદેહ શું ? શ્રી શિવભક્તિ તો ભકતજનોનાં રક્ષામણીરૂપ છે.

સુમતિ—( સિંહને આવતો જોઇને ).

### વસંતતિલકા.

ત્યાગી અઘોર વનમાં પ્રિય પ્રાણનાથે,
રાખ્યું મનુષ્ય, મૃગરાજ, ન કોઇ સાથે;
આવી દશાય અપરાધ વિના થવાથી,
લે ખાઇ જા, અધીક શું ફળ જીવવાથી. ?

( પાસે જાતાં જાતાં )

### દોહરો.

ખા ખા ખા ખા ખા મને, તજી કુંવર મુજ પ્રાણ;
અનહદ પુન્ય થશે તને લેતાં મારા પ્રાણ.

( સીંહ બીજી તરફ ચાલ્યો જાય છે ).

( ખેદ સહીત મનમાં ) દૈવ પ્રતિકૂળ હોય ત્યારે બીજું કોણ અનુકૂળ થાય ? કોઇ પણ ઘાતકી પ્રાણી મને મારતું નથી; ત્યારે હવે દોરડીથી ગળેફાંસો ખાઇને મરવું એજ મારૂં શરણ છે; જો વાર લાગશે તો સુશીલા આવી જશે.

( એમ બોલતાં વેલનો ફાંસો ગળામાં નાખવા જાય છે ).

સુશીલા—( આવીને સંભ્રમથી ) દેવિ, દેવિ, આ શું સાહસ કરો છો ?
(એમ બોલી દોડીને સુમતિના ગળાનો ફાંસો તોડી નાખે છે ).

વજ્રબાહુ—( મનમાં ) સુશીલા, સુશીલા, તેં સુમતિની રક્ષા કરવાથી મારાં સર્વસ્વનું રક્ષણ કર્યું છે.

ચંદ્રાંગદ<br>પદ્માકર ગુપ્ત } સાથે —દેવ, સુશીલાનો આ ઉપકાર ભુલાય તેવો નથી.

સુમતિ— સુશીલા, પરલોક જવામાં તું મને વિઘ્નરૂપ થઇ તેથી મને બહુ થાય છે.

સુશીલા—( હાથ જોડીને ) દેવિ દેવિ, ઘેલાં માણસની પેઠે ક્ષણે ક્ષણે પ્રાણત્યાગ કરવાની શું ઇચ્છા કરો છો ? બધાં પુરાણોમાં અને સર્વ ઇતિહા-

સોમાં આપને ભણુવામાં આવ્યું છે, સાંભળવામાં આવ્યું છે ને સમજવામાં આવ્યું છે કે સારા માણસોએ દુઃખના દાડામાં ધીરજ રાખવી; ન સહન થઇ શકે તેવી વિપત્તિમાં પણ પ્રાણત્યાગ ન કરવો, અને આત્મહત્યા જેવું બીજું પાપ નથી વીગેરે; તેમ છતાં પણ જાણે અજાણુની પેઠે, મુર્ખની પેઠે, અને મૂઢની પેઠે પ્રાણત્યાગ કરવાનું સાહસ શું કર્યા કરો છો ?

સુમતિ—( નિસાસા સહિત રોતાં રોતાં ) શ્રી સદ્ગુરૂના પ્રસાદથી તારા કેવા પ્રમાણે હું ભણી છું, હું જાણું છું, ને હું સાંભળું છું કે શ્રી વિદ્યાગુરૂના ઉપકાર તો જીવીએ ત્યાં સુધી ભૂલાય એમ નથી. કોઇ પણ માણસ સોના મોહોરથી ભરેલી આખી પૃથ્વી ગુરૂને આપીને ગુરૂએ કૃપાથી શીખવેલા એક પણ અક્ષરનો બદલો વાળી શકતો નથી, એ વાત ચોકસ છે. ગુરૂએ શીખવેલી વિદ્યાના પ્રભાવથીજ આજ દિવસ સુધી હું જીવું છું, ધીરજ ધારણ કરી છે, કલેશથી કાયરપણું દૂર કર્યું છે, ઉદાસીપણું રાખ્યું નથી, અને વિપત્તિને પણ સંપત્તિ ગણી છે, એટલુંજ નહીં પણ શ્રી મહેશમહિમમંજરી કથા, મ્રત્યુંજય વિજય નાટક, અને ગિરિજા પરિણય કાવ્ય મેં રચેલાં છે; એ પણ શ્રી ગુરૂની કૃપાનો પ્રભાવ છે. ગુરૂ કૃપા વિના આવી સહન થઇ ન શકે તેવી આપત્તિમાં એક અર્ધો કે પા પણ શ્લોક નવો કોણ બનાવી શકે ? તેમાં પણ સ્વભાવથીજ કાયર એવી સ્ત્રીઓ તો કેમજ બનાવી શકે ?

સુશીલા—દેવિ, આપનું કેવું સાચું છે; આપની ઉપર ગુરૂ શ્રીની એટલી બધી કૃપા છતાં આપને આપઘાત કરતાં શરમ કેમ આવતી નથી ?

શુમતિ—સખિ સુશીલા, આજ દીવસ સુધી શ્રી પાર્વતિ અને પરમેશ્વરના ગુણ વર્ણન કરવામાંજ મન રોકાઇ રેવાથી ખબર ન પડે તેવી રીતે ત્રણ વર્ષ વયાં ગયાં; હવે તે ત્રણે ગ્રંથો પૂરા થઇ રહ્યા છે; તેથી શ્રી મહારાજા વિના મને એક ક્ષણ પણ એક વર્ષ જેવડો લાગે છે. એ પોતે દયાના દરિઆ છતાં આજ સુધી પણ મારી ઉપર કે આ બાળક ઉપર દયા કરી નહીં ને બે ત્રણ કે પાંચ વર્ષ પછી પણ મારી ઉપર કે આ બાળક ઉપર દયા કરશે એવી આશા પણ નથી; કારણ કે જ્યાં સુધી કુમતિ જીવતી હોય ત્યાં સુધી સુમતિને સંભારી પણ કોણ શકે?

તેમાં વળી જન્મથીજ પરાધીન રાજાઓ તો કેમજ સુમતિનું સ્મરણ કરી શકે? તેથી આ નિષ્ફળ જીવવાથી શું? એમ વિચારી પ્રાણ-ત્યાગ કરવાનું કરૂં છું.

સુશીલા—દેવી, આ બધું આપનું બોલવું દુઃખના આવેશથી વિચાર વિનાનું છે; આપ વિચાર કરી જુવો કે આપના પ્રાણ ગયા પછી આ બાળકની શું દશા થશે. આ બાળકની ઉપર તેના પીતાશ્રી મહારાજાએ તો દયા કરી નથી, અને તમે માતા પણ દયા છોડી તેનો ત્યાગ કરવા વિચાર કરો છો એ આપનું કેવું ડહાપણ કેવાય?

સુમતિ—સુશીલા, આ બાળકનાં, પરમાર્થની નજરે જોતાં તો શ્રી પાર્વતિ માતા છે અને શ્રી સદાશિવજી પિતા છે, અને વ્યવહારની નજરે જોતાં એનાં માતા પિતા તુંજ છો, મારા કરતાં પણ વધારે પ્રેમથી તું એને પાળીશ, પોષણ કરીશ અને લાડ લડાવીશ એવો મને તારો વિશ્વાસ છે.

સુશીલા—દેવી, આપના કેવા પ્રમાણે હું કરૂં પણ માતો માજ, માતા જેવું બીજું કોઇ થઇ શકે નહીં.

દેશ.

માતો મા, અવધિ છે માના નિર્મળ પ્રેમથી રે,
સાચી એક જનેતા, બસ બીજું કોઇ નથી રે. માતો મા.

ઉંચ, નીચ, કે, મધ્યમ હોયે, સ્વાર્થ વિના કદિ હોય ન કોયે,
નિઃસ્વાર્થી છે તોયે માતા સર્વથી રે. માતો મા.

પ્રેમ મિત્રનો, પ્રેમ પિતાનો, પ્રેમ તેમ વાલી વનિતાનો,
કે કોઇ બીજાનો મા જેવો નથી રે. માતો મા.

જોખી નિશ્ચય કરજો તેનો, પ્રેમ વધે કેનાથી કેનો,
માનો માતો માનો ભારે સર્વથી રે. માતો મા.

ઘડી વાછડું જો નહિં જોશે, શોર મચાવી તો તે દેશે,
મળશે ત્યારે રે'શે ગાઇ શાંતિથી રે. માતો મા.

વખતે બાળક માંદુ પડશે, નભ પૃથ્વી તો ભેગાં કરશે,
ક્રોડ ઉપાયો લેશે પોતે જાતથી રે. માતો મા.

કાળી રાતે બાળક માટે, જવું પડે જો સ્મશાન વાટે,
તજી બીક ઉચાટે જાશે દોટથી રે. માતો મા.

વળી માનતા બાધા ધારે, કરે અરે અપવાસે ભારે,
છૈયા કાજ ઉતારે તારા આભથી રે. માતો મા.

ખાજુું બાળક થાયે કેમે, પ્રાણ અરે, પાથરતાં પ્રેમે,
કરવા માટે તેમે માને ના નથી રે. માતો મા.

બાળક હોયે સાજો હસતો, નજર લાગશે તેને કાંતો,
ખટકો નથીજ ખસતો માના ચિત્તથી રે. માતો મા.

જુવેઃ પારણું ખંખેરીને, સુવાડશે તે ધીમે રહિને,
હાલરડાં ગાઇને મીઠાં વ્હાલથી રે. માતો મા.

અડધી રાતે રાડ પડે કે ભર ઊંઘેથી ઝટ જાગી કે,
'બાપુડાં શું છે કે!' બોલે ભાવથી રે. માતો મા.

સાબૂએ પેલાં નવરાવી, સાફ કરી ઝબલું પેરાવી,
બકી ભરે બોલાવી ગાલે હેતથી રે. માતો મા.

દાંત કઢાવે, મજા કરાવે, કાલું ઘેલું કૈંક કહાવે,
આંગળિ ઝાલિ ચલાવે સાથે હર્ષથી રે. માતો મા.

ખરા પ્રેમનું જળ વરસાવે, હૈયાનું ધાવણ ધવરાવે,
બાળ–ઝાડ ખીલાવે પોષી પ્રાણથી રે. માતો મા.

રમી ફરીને ઘેર આવતાં, પકડી બથમાં લેને માતા–
'પેટ કહો ક્યાં ગ્યાતા, પૂછે પ્રેમથી રે. માતો મા.

બાળકનાં સુખથી સુખ ગણશે, દુઃખે બમણા દુઃખે પડશે,
કેને એવું થાશે? એ બીજે નથી રે. માતો મા.

કષ્ટ ઘણાં માથે લીધાંની, હદ, જોતાં, બહુ દૂર જવાની,
નથી થવાની માની તુલના કોયથી રે. માતો મા.

માટે માની વહાલપ ભરેલી નજર પણ બાળકનું જે પોષણ કરે છે

તે બીજી સ્ત્રીઓના કરેલા હજારો પોષણના ઉપાયો પણ કરી શકતા નથી; વળી જીવતાં માણસને સો વર્ષે પણ આનંદ પ્રાપ્ત થાય છે એમ ઘરડાઓનું કેવું છે તે ઉપર ધ્યાન રાખી આ બાળક ઉપર દયા કરી આપે પ્રાણ છોડવાનું સાહસ કરવું ન જોયે.

સુમતિ—સુશીલા, તારા કેવા પ્રમાણે વિચાર કરી આજ સુધી મેં સોણામાં પણ પ્રાણ છોડવાનું સાહસ કરવું ધાર્યું નહોતું; પણ

પૃથ્વી.

થતા વગર કારણે હૃદયમાંહિ સંતાપથી,
ખરાબ, પશુ પક્ષિના શુકનના થતા શબ્દથી;
નથી શુકન અંગમાં પણ જરાય સારાં થતાં,
ડરૂં—થરથરૂં—હવે નવિન દુઃખને ભેટતાં.

આમ છે; તેથી પ્રાણ છોડવાની ઇચ્છા કરૂં છું; કારણ કે હાલમાં જે દુઃખ છે તેથી વધારે દુઃખ હવે જોઇ શકવાની મારામાં શક્તિ નથી.

સુશીલા—દેવિ, ભલે હજારો અપશુકનો જોવામાં આવે; પણ તે સર્વેને ઉખેડી નાખનાર દયાના દરિઆ શ્રી પાર્વતિપતિ જાગૃત છે; માટે ભક્તજનોના મનોરથ પુરવામાં ચિંતામણી રૂપ શ્રી સદાશિવમાં મન જોડી આવા ખરાબ વિચારો મેલી ધો; એ ભક્તવત્સલ ભગવાન સર્વેનું કલ્યાણ કરશે.

સુમતિ—સુશીલા, તારી શિખામણ હું માનું છું. તારા કેવા પ્રમાણે હવે પછી ચાલીશ, મારા પ્રાણપ્રિયના વિયોગથી હું ઘેલી જેવી થઇ ગઇ છું; તેથી આવા હલકા હલકા વિચારો કરતાં શિવપુજનનો વખત થઇ ગયો તેની પણ મને ખબર ન રહી. ચાલ હવે આપણે આપણી પર્ણકુટિમાં જઇ શિવપુજન કરીયે.

સુશીલા—જેવી આપની આજ્ઞા. આ રસ્તેથી પધારો. (બેય જાય છે)

ચંદ્રાંગદ—પરમપવિત્ર મનવાળાં સારાં માતુશ્રી સુમતિને પણ આવું દુઃખ

કયા કર્મને યોગે આવ્યું હશે એમ વિચાર કરતાં મારૂં મન મુંઝાઇ જાય છે.

વજ્રબાહુ—પ્રિય મિત્ર, ચંદ્રાંગદ.—

### પૃથ્વી.

કરી ન શિવભક્તિ મેં કુમતિના પ્રસંગે કરી,
ન માવતરને ભજ્યાં ગુરૂ તણી ન સેવા કરી;
સહોદર બધા ગણ્યા પ્રબળ શત્રુ જેવા મને;
ફળ્યાં કુટિલ કર્મ તે ગણું મને અને તેમને.

( એમ બોલતાં આંસુ આવી જાય છે )

પદ્માકરગુપ્ત—મહારાજ, સાચું સાચું; પણ—

### શાર્દૂલવિક્રીડીત.

આવે છે સુવિચાર જે કુમતિના સંપુર્ણ કૃત્યો છતાં,
માઠાં સૌ પરિણામની હૃદયમાં શુળો ઘણી વાગતાં;
એવા સર્વ વિચાર જો પ્રથમથી સદભાગ્યથી આવશે,
પશ્ચાત્તાપ વિના ન કોણ સુખને, ને, મોક્ષને પામશે. ?

વજ્રબાહુ—પદ્માકરગુપ્ત, તમારૂં કેવું ખરૂં છે. પણ પરમેશ્વરની કૃપા વિના તેમ થાવું કઠણ છે.

---

## ગર્ભાંક પ્રવેશ ૭ મો.

### સ્થળ— પર્ણકુટિ.

( શિવપૂજન કરતાં સુમતિ અને સુશીલા પ્રવેશ છે ).

સુમતિ— ( હાથમાં ફુલ લઇને ).

### વૈતાલીય

પરમેશ્વર પ્રાર્થના કરૂં, મનમાં ઇશ્વર આપને ધરૂં;
શ્રવણે પ્રભુ પ્રાર્થના ધરો, શુભ આખા જગનું તમે કરો.
જગ-યંત્ર બધો ચલાવતાં, સહુના રક્ષણને કરો છતાં;
ભય આ મનને જણાય છે, અરજીયે થઇ આમ જાય છે.
શિવજી શુભ પુત્રનું કરો, પતિનું રક્ષણ સર્વદા કરો;
પરમેશ્વર લાજ રાખજો, પ્રભુતા આપ તણી બતાવજો.
પ્રભુજી કરજો તમે જતા, અપરાધો કદિ હોય જો થતા;
અબળા અબળા તમે ગણી, નહિં ઓછી કરશો કૃપા કણી.
મનથી બહુ પ્રેમ હોંસથી, મનના તેમ પવિત્ર ભાવથી;
શિવજી થઇ હોય ભક્તિ જો, પતિ, ને, પુત્ર સદા સુખી થજો.
સ્મરણે પણ પાપ જાય છે, શિવ-ભક્તિ જબરી જણાય છે;
શરણે પ્રભુ આપને રહું, શુભ મારૂં નહિં શું તયેં ચહું?

(એમ પ્રાર્થના કરી પુલ ચડાવીને)

સુશીલા, કુમાર ક્યાં છે? લે આ મહાદેવનો પ્રસાદ એને આપ. (એમ કહી સુશીલાના હાથમાં પ્રસાદ આપે છે).

સુશીલા—એ મારી સાથેજ હતા; પણ રસ્તામાં શિવ મંદીર આવવાથી દર્શન કરવા ગયા ને હું તમે એકલાં હોવાથી આંહી આવી; હવે એ આવતા હશે.

(એટલામાં આકુળ વ્યાકુળ થએલા કુમાર પ્રવેશ કરે છે)

સુમતિ—તમને કેમ વાર લાગી? આટલી વાર ક્યાં હતા?

કુમાર—માતુશ્રી, હું તો મારાં માશીબા સાથે પુલ લેવા ગયો હતો ત્યાંથી વળતાં એક શિવમંદીર આવ્યું ત્યાં દર્શન કરવા ગયો ને માશીબા પરબારાં આંહીં આવ્યાં: તેથી વાર લાગી.

સુમતિ—એતો ઠીક; પણ તમારાં ચ્હેરા ઉપરથી આજ કાંઇ તમને ગભરાટ હોય એમ કેમ લાગે છે?

કુમાર— માતુશ્રી, એ મંદીરમાં એક યોગી પુજા કરતા હતા તેણે હું દર્શન કરી પાછો વળ્યો ત્યારે 'બેટા, આ પ્રસાદ લે' એમ કહી મને આપ્યો. આપે મહાદેવજીનો પ્રસાદ ખાવાની રજા આપેલ હોવાથી મેં ખાધો; તે પછી મારાં અંગો ભાંગે છે, મોં સુકાય છે, અને છાતીમાં બળે છે.

( એમ બોલી તેના ખોળામાં સુઇ જાય છે. )

સુમતિ—પુત્ર, પુત્ર, શ્રી મૃત્યુંજય દેવ તમારૂં રક્ષણ કરશે. ( એમ બોલી શિવનું ચરણામૃત માથે છાંટે છે. )

સુશીલા—( પ્રસાદી ચંદન લઇ માથે ચોપડે છે ને કેળના પાનથી પવન નાખે છે. )

કુમાર— માતુશ્રી, માતુશ્રી, હજી મને ચેન પડતું નથી. શું કરૂં ને કયાં જાઉં ?

સુમતિ—બેટા ધીરજ રાખી શ્રી મહાદેવનું સ્મરણ કરો; એજ તમારૂં રક્ષણ કરશે.

સુશીલા—( આંખમાં આંસુ સહીત ) કુમાર, કુમાર, કાંઇ ખેદ કરોમાં; હમણાં શ્રીશંકર તમને સારૂં કરશે.

વજ્રબાહુ—( ખેદ સહીત ) દુષ્ટ કુમતિના મોકલેલા પેલાં વેશધારી જોગટાએ આ દાઝયા ઉપર ડાંભ જેવું કર્યું; ધિઃકાર છે એ કર્મ ચંડારણીને

( એમ બોલતાં આંખમાં આંસુ આવી જાય છે )

ચંદ્રાગદ—સુરબી શ્રી, આ લોકની આવી દશા જોઇ મારૂં હૃદય તો ફાટી જાય છે.

પદ્માકરગુપ્ત—દેવ, કાળી નાગણ જેવી કુમતિએ, અને નીચથી પણ નીચ અનર્થનિધિ તથા નૃશંષાચાર્યે મારાં માતુશ્રી સુમતિનો નાશ કરવા સારૂં શું શું નથી કર્યું અને શું શું નથી કરતા અને હવે શું શું નહીં કરે એમ વિચારતાં મારૂં હૃદય કંપે છે,

વજ્રબાહુ—મિત્ર પદ્માકર, હું બધું જાણું છું; પણ થઇ ગએલ વાતનો શું ઉપાય ?

કુમાર—શંભો, શંભો, મૃત્યુંજય, મૃત્યુંજય મારી રક્ષા કરો રક્ષા કરો. માતુશ્રી માતુશ્રી, મારા આ છેલ્લા પ્રણામ છે. હું હવે શ્રી શંકર ની શરણે જાઉં છું. ( મુર્છા આવે છે ).

સુમતિ—હાય ! હાય ! કુમાર, તમારી પણ આ દશા ? ( મુર્છા આવે છે).

સુશીલા—( ખેદ અને આંસુ સહીત ) દેવિ, ધીરજ રાખો. આપના કુમારને આ મુર્છા છે બીજું કાંઇ નથી.

( એમ કહી માથે પાણી છાંટી કેળના પાનથી પંખો નાખે છે ).

સુમતિ—( ધીમે ધીમે સંજ્ઞા આવવાથી ઉઠીને ) હા ! કુમાર મને એકલી આંહી મેલી તમે કયાં જાવાની ઇચ્છા કરો છે; ? તમારા મુખચંદ્ર ના દર્શન વિના હું કેમ જીવી શકીશ ? તમારી માતૃભક્તિ, તમારી દ-યાળુતા, તમારૂં મારી આજ્ઞાને આધીન રેવાપણું, અને તમારૂં મારા દુઃખથી દુઃખી થવાપણું, એ બધું મારા મંદભાગ્યથી આ વખતે એકદમ કયાં જાતું રહ્યું ? દુર્દશા, તેં તારૂં કૃત્ય કર્યું. દુર્દૈવ તું આ વખતે કૃતાર્થ છો. કુમતિ, હવે તારા સર્વ મનોરથો પુરા થયા; અનર્થ-નિધી આદિ નીચ અધિકારીઓ, હવે તમે તમારી કપટકળામાં સફળ થયા છો. ( એમ બોલતાં રૂવે છે ).

સુશીલા—દેવી, દેવી, આવાં હૃદયભેદક વચન બોલી આ વન બધાને શું રોવરાવો છો ? ધીરજ રાખી મૂર્છાના ઉપાયો કરવા એજ આ વખતે આપણું કર્તવ્ય છે.

સુમતિ—( રોતાં રોતાં ) સુશીલા મૂઢની પેડે શું ખોટી ધારણા આપચ્છ ? આવી દુઃખની દશામાં મૂર્છા ઉતારવાના ઉપાયો લાગુ પાડવા અને કુમારને ફરી જીવિત આવવું એવી આશા શેની રાખવી ? કારણ વિના મનમાં તાપ થયા કરતો હતો ને વારંવાર હૃદય કંપ્યા કરતું હતું તેથી જે ભય આવવાની હું શંકા રાખતી હતી તેજ ભય મારાં નઠારાં કર્મોને લીધે આવી પડયું. માટે હવે વાર લગાડમાં. એ ચિતા તૈયાર કર. આ વખત મને બધી દિશાઓ શુન્ય લાગે છે; તેથી હવે ખોટી ધારણા આપી મને સંતાપમાં અને મારી છેલ્લી આજ્ઞા પાળ-વામાં વિલંબ કરમાં.

સુશીલા—દેવી, શ્રી શંકર દેવ તમારૂં કલ્યાણ કરશે; કાંઇ ચિંતા કરોમાં. ( એમ બોલી કુમાર ઉપર શ્રી શિવના ચરણામૃતથી અભિષેક કરે છે; અને પરમેશ્વરની મનમાં પ્રાર્થના કરે છે ).

સુમતિ—( મનમાં ) અરે હાય ! દૈવ જ્યારે પ્રતિકૂળ હોય ત્યારે બીજું કોણ અનુકૂળ થાય ? સુશીલા આ વખત મારૂં કહ્યું માનતી નથી ત્યારે હુંજ ચે તૈયાર કરૂં. ( એમ બોલી ચિતા તૈયાર કરી અગ્નિ સળગાવી સૂર્ય સામા હાથ જોડી ) હે ભગવન્ સર્વ કર્મના સાક્ષી સૂર્ય- દેવ, મેં મહારાજા શ્રીની સાથે લગ્ન થયાં ત્યાંથી આજસુધી મન, વચન, કર્મથી મારા પ્રાણેશ્વર મહારાજા શ્રી વજ્રબાહુનેજ ગણ્યા હોય, સો- ણામાં પણ એમની મરજી વિરૂદ્ધ કાંઇ કામ ન કર્યું હોય અને જો શુદ્ધભાવથી તેમનીજ ભક્તિ કરી હોય તો આવતા જન્મમાં પણ તે મહારાજા વજ્રબાહુજ મારા પતિ થજો અને આ કુમારજ મારા પુત્ર થજો.

વજ્રબાહુ—ચંદ્રાંગદ, આ નાટક હવે હું જોઇ શકતો નથી; મારી આંખે અંધારાં આવે છે; અને મારો અંતરાત્મા મોહ પામે છે. ( મૂર્છા આવે છે ).

ચંદ્રાંગદ—( ઉઠીને ) આર્ય, આર્ય, ધીરજ રાખો આ બધી વાત તો થઇ ગયેલી છે.

પદ્માકરગુપ્ત—( આંસુ સહીત ઉઠીને ) દેવ દેવ, ધીરજ રાખો; આ નાટક છે. ( એમ કહી પાણી છાંટે છે ).

વજ્રબાહુ—( ધીરે ધીરે સંજ્ઞા આવવાથી ઉઠીને ) મિત્ર, હું સાવધ થયો છું હવે કાંઇ શ્રમ લેવાની જરૂર નથી.

બેય— ( સાથે ) એમાં શું શ્રમ છે ?

સુમતિ—હા ! ભદ્રમુખ, હા ! કુળચંદ્ર કુમાર, તમારાં મુખરૂપ ચંદ્રને મારા પ્રાણનાથે જેયો નહીં ને હવે તો દૈવે તેને અદૃશ્ય કર્યો છે; તેથી મારૂં મન બહુ ખેદ પામે છે; પણ દૈવ અવળો થાય ત્યાં શું ઉપાય ? શું ગતિ ? અને શું બળ ? પ્રિય સખી સુશીલા, આંહી આવી મને મળ. આ મારૂં છેલ્લું મળવું છે.

સુશીલા—( પાછું વાળી જોઇ ખેદ અને આશ્ચર્યથી ) દેવી દેવી, શું બાળકની પેઠે, મૂઢની પેઠે, આવું સાહસ કરવા તૈયાર થયાં છો ? ભક્ત વત્સલ ભગવાન શ્રી મહાદેવ ઉપર પણ તમારે ભરોંસો નથી ના ? શ્રી મૃત્યુંજય દેવ આ કુમારની રક્ષા કરનાર છે, ત્યારે મૃત્યુ પણ એને મારી શકે એમ તમે માનો છો ? માટે ધીરજ ધરી નીચ લોકને કરવા યોગ્ય કૃત્ય આ વખતે કરવા જેવું નથી.

સુમતિ--એક ક્ષણ માત્ર પણ જેણે શ્રી શંકરની સેવા કરી હોય તેના મનોરથો શ્રી ભક્ત-વત્સલ ભગવાન પૂરા કરે છે, એમ મને નિશ્ચય છે; માટે હું માનું છું કે પરમ કૃપાળુ પરમેશ્વર પોતાની દયાળુતા સામું જોઇ આ કુમારને જીવાડશે; પણ મારાં મંદભાગ્યથીજ તેમાં વિલંબ થાય છે; એટલા માટે આ શરીરને આ અગ્નિમાં હોમી દેવાનું નકી કર્યું છે; કારણ એ પણ એક ભગવાનની ભકિત કરવાનો પ્રકાર છે; તેથી તે આત્મહત્યાના પાપમાં ગણાય નહીં. પરમેશ્વરના પ્રસાદથી કુમાર જીવતા થાય એટલે તમે મહારાજા શ્રીને સોંપી આવજો ને મારી આ દશા જાહેર કરશો. જીવતાં સુધી શ્રી શિવભકિતનો ઉપકાર ભૂલવો નહીં; તેમ કુમારને પણ શ્રી શિવભક્તિમાંજ પ્રીતી કરાવવી. શ્રી શિવભક્તિનાજ પ્રસાદથી આપણું કલ્યાણ થયું છે, થાય છે, ને થશે એમ માનવું. મારી રચેલી શ્રી મહેશમહિમમંજરી કથા, શ્રી મહા મૃત્યુંજય વિજય નાટક અને શ્રી ગિરિજા પરિણય કાવ્યોની હજારો નકલો છપાવી છપાવી વિદ્વાન માણસોને આપજો, અને જ્યારે વખત મળે ત્યારે મહારાજા શ્રીને મારાં તરફથી મેં આમ છેલ્લી પ્રાર્થના કરી છે એમ જાહેર કરજો.

સુશીલા— તે શું ?

સુમતિ—કહું છું. સાંભળ.

પૃથ્વી.

પવિત્ર શિવભક્તિને, સુમતિને, તને, વેદાને,
અનાદર કરી કર્યાં નગર બ્હાર છે સર્વને ;
હવે હદ થઇ ગણી કુમતિના બધા છંદની ,
ન એજ કરશો દશા, પ્રિય, અનાથ આ બાળની.

બસ એટલીજ મહારાજાને મારી પ્રાર્થના કરવાની છે.

સુશીલા—દેવિ, બધું આપના કેવા પ્રમાણે કહીશ; કાંઇ ચિંતા કરોમાં.

સુમતિ—( હાથમાં ફુલ લઇને ) સર્વ લોકને પવિત્ર કરનાર હે અગ્નિ દેવ આપ શિવજીનું સ્વરૂપજ છો; માટે આપના વિશે મારા શરીરનો હોમ કરતાં માગું છું કે

### શાર્દૂલવિક્રીડીત.

ધારેલું પતિનું સદા મન થકી કલ્યાણ મેં હોય જો,
સાચા પ્રેમ સહીત પ્રાણપતિની ભક્તિ કરી હોય જો;
સેવા શંકરની કરેલ પતિને માટેજ જો હોય તો,
એના એ મુજ નાથ, ઇશ્વર મને જન્માંતરે આપજો.

( એમ બોલી પુષ્પાંજલી નાખી અગ્નિની પ્રદક્ષિણા કરે છે ).

( એટલામાં પડદામાંથી. )

નેપથ્ય—

### મંદાક્રાંતા.

પુત્રી, પુત્રી, સુમતિ, સુમતિ, આત્મહત્યા કરોમાં,
મુંઝાવાથી સમજ વિણ આ પાપ ઠાલું ભરોમાં;
સેવા રાખો સતિ પતિ તણી દેવના દેવ છે જે,
ધીરાં થાઓ પ્રણતજનનાં દુઃખને કાપશે તે.

સુમતિ—( આશ્ચર્યથી ) શું શ્રીગુરૂના જેવો સાદ સંભળાય છે?

સુશીલા—દેવિ, જરાવાર ખમો. સાહસ ન કરવા માટે કોઇ કહે છે.
( એટલામાં આકાશ માર્ગેથી શિવયોગી ઉતરે છે ).

શિવયોગી—( આવીને ) પુત્રી, ઘણા દિવસ અગાઉ મળેલ આ માણસને ઓળખો છો?

સુમતિ—( આશ્ચર્ય સહીત ) ગુરૂજી, આપના ઉપકારો જીવતાં સુધી ભૂલાય તેવા નથી માટે આપને હું કેમ ભૂલીશ. ( એમ કહી પગે લાગે છે ).

શિવયોગી—તમારા સર્વ મનોરથ પૂરા થાઓ.

સુશીલા—યોગીરાજ, દેવીની દાસી હું સુશીલા પ્રણામ કરૂં છું.

શિવયોગી—પુત્રી, દેવીના સુખથી સુખી થા.

સુમતિ--ગુરૂજી, આ પ્રાણત્યાગ કરવાની વખતે આપનું દર્શન થવાથી હું કૃતાર્થ થઇ છું.

શિવયોગી—પુત્રી, તારૂં નામ તો સુમતિ છે; પણ આ વખતે આવું કામ કરવા તૈયાર થવાથી મને મતિ વગરની જણાછ.

સુમતિ—ગુરૂજી, આપનું કેવું બરાબર છે. શ્રી પરમેશ્વરના પ્રસાદથી અને આપના આશીર્વાદથી મળેલા આ બાળકની અકસ્માત આવી દશા થઇ જવાથી મારામાં લેશ પણ બુદ્ધિ રહી નથી.

( એમ કહી બાળકને દેખાડે છે ).

શિવયોગી--( બાળકની સામું જોઇને ) પુત્રી, તમે જે ચિતામાં પ્રવેશ કરો છો તે આ મરી ગયેલ બાળકને ફરીથી જીવન આવવાનો શું ઉપાય છે ? કે મૂર્છા ઉતારવાનો ઉપાય છે ? કે એને જ્યાં હોય ત્યાં જઇને ફરીથી મળવાનો ઉપાય છે ? મરેલાં માણુસ પછવાડે આપણે મરી જાયે તોપણ શું ? કયાંય તેને મળી શકાય છે ? કદિ નહિં. મુવેલાં માણુસને મળવા સારૂં પરાર્ધ કરતાં પણ વધારે ઉપાયો કરીએ તોપણ તેને મળી શકાતુંજ નથી, એવો શાસ્ત્રનો સિદ્ધાંત છે.

સુમતિ—ગુરૂજી, આપ જે વાત કરો છો તે શિવભક્તિવગરનાં માણુસની વાત છે; શિવભક્તિવાળાં માણુસ તો મર્યા પછી શ્રી કૈલાસમાં શ્રી શંકરની પાસેંજ ભેળાં થઇ રહે છે; માટે મરેલા માણુસનું વિરહ દુ:ખ સહન કરવા કરતાં તેની પછવાડે મરણ પામી તેને કૈલાસમાં મળી શકાય છે.

શિવયોગી—પુત્રી, તમારૂં કેવું સાચું છે. શિવ-ભક્તિવાળાં માણુસો પોતાની આવરદા પૂરી થયે મરણ પામી કૈલાસમાં જાય છે, ને ત્યાં આગળ ગયેલા પોતાના પ્રિયજનો સાથે મળે છે; પણ તમે તો આત્મહત્યાનું પાપ કરવાથી-નરકમાંજ જશો; સ્વર્ગમાં નહીં જાઓ.

સુમતિ—ગુરૂજી, નરકની વેદનાઓ પણ સારા પુત્રના મરણની સહન ન થઇ

શકે એવી વેદનાની આગળ સહન કરી શકાય એવી છે; માટે મને તેની પછવાડે ચિતામાં પડી મરવાની રજા આપો.

શિવયોગી—( મનમાં ) માતુ પુત્ર ઉપરનું હેત કોઇ જુદીજ જાતનું હોય છે. ( જાહેર ) પુત્રી એ ચેમાં તો આ પડશે; તું નહીં.

સુમતિ—કોણ પડશે ?

શિવયોગી—જેણે આ નિર્દોષ કુમારને ઝેર આપ્યું છે તે જો. આ અહીં આવે.

(એટલામાં દોરીથી હાથ બાંધેલ કપટયોગીને મારતા મારતા અને તરછોડતા તરછોડતા વિદ્યાર્થિઓ પ્રવેશ કરે છે ).

સુમતિ—( દયાના આવેશથી ) ભદ્રમુખો, એ પાપીને મારોમાં મારોમાં. એનું દુઃખ જોઇ મારૂં હૃદય થરથરે છે.

શિવયોગી—દુષ્ટ, સાચું બોલ કોણ છો ? નહિંતર જીવ જવા જેવી દશાનો અનુભવ કરીશ.

કપટયોગી—ભગવાન્, હું કુમતિનો ચાકર છું ને દુશીલાનો ધણી દુરાચાર છું.

શિવયોગી—આ કુમારને તેં શું દીધું છે ? અને કેની આજ્ઞાથી દીધું છે ?

કપટયોગી—ભગવાન્, દેવી કુમતિના હુકમથી ઝેર આપ્યું છે.

શિવયોગી—તેથી તને લાભ શું ?

દુરાચાર—હજાર સોનામોહોર મને મળશે.

શિવયોગી—પાપિઆ દુરાચાર, માત્ર હજાર સોનામોહોરની લાલચે રાજકુમારને તેં ઝેર દીધું; તેથી તને ધિઃક્કાર છે. તને તો મારી નાખવો જોયે; જેથી કોઇ બીજા નિર્દોષ માણસનો જીવ લેતો રહે.

વિદ્યાર્થિઓ—ગુરૂજી, આપનું બોલવું સાચું છે સાચું છે. આ હરામખોર મોતની સજા કરવા યોગ્ય છે.

શિવયોગી—ત્યારે આ રગરગતી ચેમાં એને દોરડીથી બાંધેલને બાંધેલ નાખી દો, જેથી સ્વામિદ્રોહના પાપથી એ છૂટો થાય.

વિદ્યાર્થીઓ—ગુરૂજી, જેણે જીંદગી સુધી પાલન પોષણ કર્યું અને લાડ લડાવ્યાં તેજ પોતાના સ્વામિનું ચંડાલ પણ ન કરે તેવું અહિત કરનાર આ કર્મ ચંડાલને હજારો ચેમાં નાખીયે તોપણ પાપ મુક્ત ક્યાંથી થાય ? તોપણ જેવી ગુરૂની આજ્ઞા.

( એમ કહી ચિતામાં નાખવાની તૈયારી કરે છે ).

કપટયોગી—( ગભરાઇને ) માજી સુમતિ સુમતિ, મારૂં રક્ષણ કરો, રક્ષણ કરો. હું આપની શરણે આવ્યો છું. ( એમ બરકીને બોલતાં બોલતાં ધ્રૂજતો હાથ જોડે છે ).

સુમતિ—( દયાથી ) ભગવાન્, માફ કરો, માફ કરો. આને મારવાથી શું ફળ છે ? આ ગરીબ રાંકને મારવાથી શું મારો પુત્ર જીવતો થશે ? માટે એને છોડી દ્યો હું એનું ગરીબડું મોઢું જોઇ શકતી નથી.

સુશીલા—ભગવાન્, સુમતિનું કેવું વાજબી છે; આ રાંકનો શું અપરાધ ? પાપિઆ અનર્થનિધિ, નૃશંપાચાર્ય, મદન અને કુમતિનોજ વાંક છે જેણે આવું નીચ કામ કરવા આને મોકલ્યો.

શિવયોગી—( બહુ રીંસથી ) મારા મંત્રના જોરથી તે બધાને ખેંચી લહી આજ ચિતામાં તેની આહુતી આપવા હું સમર્થ છું; તો સુમતિની જેવી મરજી તે પ્રમાણે હું કરીશ.

( એમ કહી હાથમાં પાણી લહી મંત્ર ભણી એ બધાને ખેંચવા એક ધ્યાન થાય છે ).

સુમતિ—( બહુ દયાથી હાથ જોડીને ) ગુરૂજી, ગુરૂજી, માફ કરો માફ કરો.

પૃથ્વી.

રહે અવનિમાં સહૂ કુશળને નિરોગી સદા,
જુવે ન નજરે કદી પ્રબળ શત્રુ કે આપદા;
ચહું હૃદયથી બધાં જગતનું ભલું હું થવા,
દરિદ્ર દુખ સંકટો સકળ વિશ્વનાં હું જવા.

વળી—

### શાર્દુલવિક્રીડિત.

પ્રેમેથી હિત આપણુંજ કરવા જે રાત દાડો ચહે;
જે વાણી મન કર્મથી હૃદયમાં જૂદાં ઉદાસી રહે;
જે મારૂંજ બુરૂં કરે પ્રતિદિને લોભી બહુ અર્થના,
સારૂં એ સહુનુંય શંકર કરે એ મારી અભ્યર્થના.

**વજ્રબાહુ**—સુમતિ, તમને ધન્ય છે ધન્ય છે.

**ચંદ્રાંગદ**—માજી સુમતિ, ક્ષમાવાળાં મનવાળાં તમારાં જેવાં એક તમેજ છો.

**પદ્માકરગુપ્ત**—( આશ્ચર્યથી ) માતુશ્રી સુમતીનો અપકાર કરનાર ઉપર પણ ઉપકાર કરવાનો ગુણ કોઇ અલૌકિક છે.

**શિવયોગી**—પુત્રી સુમતિ, તમને પુત્ર સોત મારી નખાવવા હજારો પ્રયત્નો જ્યારે કુમતિ કરે છે, ત્યારે તમે શું કરવા એને મૂળમાંથી ઉખેડી નાખવામાં ઉત્સાહ રાખતાં નથી.

**સુમતિ**—ભગવાન્, કુમતિ કુમાર સહીત મને મારી નંખાવવા હજારો પ્રયત્ન ભલે કરે; પણ હું કાંઇ કુમતિ નથી.

**શિવયોગી**—પુત્રી, તારા સૌજન્યને ધન્ય છે, તમારાં આવાં સૌજન્યે દેવી શ્રી શિવભક્તિને વશ કર્યાં છે; ત્યારે આજ્ઞા કરો આ દુરાચારને કયાં મોકલશું ?

**સુમતિ**—ભગવાન્, આપ એને કુમતિની પાસેંજ મોકલાવી આપો.

**શિવયોગી**—પુત્રી, જેવી તમારી ઇચ્છા. ( એમ કહી વિદ્યાર્થીઓને કહે છે ) તમે બધા આ દુષ્ટને કુમતિની પાસેં લઇ જાઓ.

**વિદ્યાર્થીઓ**—જેવી ગુરૂશ્રીની આજ્ઞા. ( એમ કહી હેડમાં નાખેલા દુરાચારને આગળ કરી વહ્યા જાય છે ).

**સુમતિ**— ભગવાન્, મારા પ્રાણ લહી મારા પુત્રના પ્રાણ ભગવાન યમરાજ પાછા આપશે.

**શિવયોગી**—પુત્રિ, એ વાત બને તેવી નથી.

સુમતિ—ત્યારે આ મારા છેલ્લા પ્રણામ. ( એમ કહી ચિતામાં પડવા જાય છે).

શિવયોગી—પુત્રી, થોડીવાર ખમો. ( એમ કહી શિવમંત્રથી મંત્રેલ ભસ્મ થોડીક કુમારના મોમાં નાખી બાકીની તેના સર્વ અંગોપર ચોળે છે) અને મૃત્યુંજયનો મંત્ર બોલે છે.

येऽर्चयन्ति नराभक्त्या मृत्यूनांमृत्युमीश्वरम् ।
श्रीमन्मृत्युंजयं देवं तेषां मृत्युभवं कुतः ॥
इति सत्या यदिगिरो यदित्वं भक्तवत्सलः ।
मृत्युंजय त्वत्कृपया तर्हि जीवत्वयं शिशुः ॥
सुमत्या यदि निःसीमप्रेम्णा त्वं समुपासितः ।
मृत्युंजय त्वत्कृपया तर्हिजीवत्वयं शिशुः ॥
सुमत्या यदिनित्यं स्वप्राणेश परमेश्वरः ।
मनोवाक्कर्मभिर्द्रष्टस्तर्हि जीवत्वयं शिशुः ॥

ભાવાર્થ—જે પુરૂષો ભક્તિથી મૃત્યુના મૃત્યુ શ્રીમૃત્યુંજય દેવને ભજે છે તેને મોતની બીક ક્યાંથી ? આ વાત જો સાચી હોય અને તમે જો ભક્તજન ઉપર પ્રેમ રાખનારા હો અને મૃત્યુને જીતનારા હો તો કૃપા કરી આ બાળકને સજીવન કરો.

હદ વગરના પ્રેમથી સુમતિએ જો આપની ઉપાસના કરી હોય તો હે મૃત્યુંજય દેવ, કૃપા કરી આ બાળકને જીવતો કરો.

સુમતિએ નિરંતર મન, વચન, કર્મથી પોતાના પ્રાણનાથનેજ જો પરમેશ્વર માન્યા હોય તો આ બાળકને જીવતો કરો. ( એમ બોલતાં શિવમંત્રથી મંત્રેલી ભસ્મ કુમાર ઉપર અને સુમતિ ઉપર ચારેકોર નાખે છે ).

( એટલે સંજ્ઞા આવી કુમાર ઉભા થઇ બોલે છે ).

કુમાર—( ઉભા થઇને ) માતુશ્રી માતુશ્રી, હવે મને કાંઇ નથી, માતુશ્રીના પુણ્યથી હું હવે સાજો થયો છું, માટે કાંઇ ચિંતા કરોમાં. ( એમ બોલી સુમતિને પગે લાગે છે ).

સુમતિ--( આનંદના આંસુ સહીત કુમારને બથ ભરીને ) પુત્ર, ભગવાન શ્રીશિવયોગી સદગુરૂની કૃપાથીજ ફરી જીવતો થયો છે. ( એમ બોલતાં શિવયોગીને પગે લગાડે છે ).

શિવયોગી—પુત્ર, લાંબી આવરદાવાળો થા, રાજ્ય મેળવનારો થા, અને માતાપિતાની આંખ્યોમાંથી આનંદને વર્ષાવનારો થા.

સુમતિ—( આનંદના આંસુ સોત ) ગુરૂજી હું, આપની ગુણઓશીગણ શી રીતથી થાઇશ ? ( એમ બોલી પગે લાગે છે ).

શિવયોગી—પુત્રિ, તમે તમારી ભક્તિથીજ § અનૃણી છો, પરંતુ હું હમણા આ તમારા કુમારના ઉપકારના કરજમાંથી મુક્ત થયો.

સુમતિ— ભગવાન્, આ પાંચ વર્ષની અવસ્થાના કુમારનો આપની ઉપર ક્યાંથી ઉપકાર હોય કે આપે તેના કરજમાંથી મુક્ત થવાનું હોય ?

શિવયોગી—પુત્રી, પૂર્વજન્મમાં આ દાસીનો પતિ બ્રાહ્મણ હતો; તેને ઘેર હું એક દિવસ નિર્જન વનમાં ફરવાથી અને અનેક ઉપવાસ થવાથી થાકી જઇ સાંજટાણે અતિથી થયો હતો તેવે ટાણે તે બેય સ્ત્રી પુરૂષે મારી બહુજ ભક્તિથી સેવા કરી હતી અને મને સારૂં અન્ન જમાડયું હતું તે ઉપકારનો હું આજ અનૃણી થયો એમ હું માનું છું.

સુમતિ—ગુરૂજી, એ નાના ઉપકાર ઉપર આપનો આ બહુજ મોટો ઉપકાર છે.

શિવયોગી—શું અન્નદાનને પણ તમે નાનો ઉપકાર માનો છો ? અન્ન પ્રાણીઓના પ્રાણ છે, એ તમારાથી અજાણ્યું નથી. તેથી પ્રાણદાનના સરખું હું અન્નદાન માનું છું. તે દિવસ તમારા કુમારે મને અન્ન આપી મારો પ્રાણ બચાવ્યો હતો, આજ મેં એના પ્રાણને બચાવ્યો તેથી હું તેના ઉપકારના કરજમાંથી મુક્ત થયો.

સુમતિ—ગુરૂજી, અન્નદાનનો આવો મહીમા તમારા જેવા કોઇ મહાત્માઓજ જાણે છે; બીજા નહીં.

શિવયોગી—આવો અન્નદાનનો મહીમાં હું એકલોજ જાણું છું એમ નથી;

§ કરજ વિનાનાં.

પરંતુ નીચમાં નીચ રીતભાતવાળાં ચોરનાં ટોળાં પણ જાણે છે, જેથી જેના ઘરમાં ચોરી કરવા પેસે છે તેના ઘરમાં દૈવયોગથી જો અન્નના ઠામમાં હાથ પડી જાય છે તો પછી તેના ઘરમાં ચોરી કરતા નથી.

સુમતિ—ગુરૂજી, ઘણુંકરી બધા રાજ્યમાં શરીરનો મદ, પૈસાનો મદ અને જુવાનીના મદરૂપી મોટા રોગથી જેની આંખ્યો ગઇ હોય છે એવા અધિકારિઓ તો જન્મથીજ રાજાઓનું અન્ન ખાઇ ખાઇ પુષ્ટ થયા હોય છે, એટલુંજ નહીં પણ કુળ પરંપરાથી પાળેલા હોય છે; તોપણ પોતાની પેટરૂપી ગુફા પૂરવામાંજ તત્પર થઇ રાજ્યનાં, રાજાનાં, રાણીનાં અને રાજ્યપુત્રનાં હજારો અહિત અને નુકશાનો કરી કરી પોતાના આત્માને કૃતકૃત્ય થયેલો માને છે અને પોતાની રાજનીતિમાં બહુજ ચતુરાઇવાળી બુદ્ધિ છે એમ સમજે છે.

શિવયોગી—પુત્રી, એ નર નહીં, પણ વાનર છે એમ માનવું; અથવા વાનરા તો અન્ન આપનારના હુકમમાં રહે છે અને પોતાની શક્તિ પ્રમાણે પોતાનું પોષણ કરનારનું ભલું કરે છે; પણ આ પાપિઓ તો એનાથી પણ ઉતરતામાં ઉતરતા છે એમ હું માનું છું. તેની બુદ્ધિને ધિઃક્કાર છે, તેના વિચારોને ધિઃક્કાર છે, અને ચંડાલો પણ ન કરે એવાં તેનાં કામોને ધિઃક્કાર છે. રાજ્યદ્રોહીઓનું આ લોકમાં સારૂં થાતું નથી, તેમ પરલોકમાં પણ થાતું નથી એ ચોક્કસ છે.

સુમતિ—ભગવાન્, એવાઓનું સ્મરણ પણ ખેદ કરનારૂં છે, પાપ કરનાર છે, માટે એ વાત હવે બંધ રાખો. માત્ર એટલીજ વિનંતી કરૂં છું કે—

શિવયોગી—એ શું છે ?

સુમતિ—જોકે સો જન્મ સુધી આપના ઉપકારનો ભાર ઉતારવા હું અશક્ત છું; તોપણ મારા ઉપર મારા પ્રાણનાથની મહેરબાની થશે ત્યારે મારી શકિત પ્રમાણે હું આપની સેવા કરીશ.

શિવયોગી—પુત્રિ, તમારી કપટ વગરની ભકિતજ મારી મોટી સેવા છે; પરંતુ કુમતિના પક્ષપાતી હજારો પાપિઓ તમને, અને કુમારને તથા સુશીલાને મારી નાખવા પ્રયત્નો કરે છે; તેથી તમારે કુમારને

લહિ બહુજ છાનું રહેવું, અને કયાંય દૂર દેશાવરમાં જઇને રહેવું. દશ વર્ષ પછી પાછો હું તમારી પાસે આવી આ કુમારને મોટો ઉપદેશ આપીશ જેથી શ્રી મહેશ્વરના પ્રસાદથી મોટાં અભ્યુદયવાળો ને વિજયશાળી આ કુમાર થશે ; કાંઇ ચિંતા કરોમાં.

સુમતિ—જેવી ગુરૂની આજ્ઞા. (એમ કહી પગે લાગે છે).

શિવયોગી—પુત્રિ, શ્રી શિવભક્તિની કૃપાથી તમારા બધા મનોરથો પૂરા થાઓ.

કુમાર—ભગવાન્, હું પગે લાગું છું.

શિવયોગી—પુત્ર, વિજયી થા.

સુશીલા—ભગવાન્, હું પગે લાગું છું.

શિવયોગી—પુત્રિ, સુમતિની સહાય કરવાવાળી થા.

સુમતિ—

### સિતાજીના બાર મહિનાનો રાગ.

જય જય કરજો મહેશ હમેશ નરેશ પ્રાણેશનો,
અમને આશરો સાચો એક વિશ્વંભર આપનો ;
મારા નાથનાં પુણ્યથી વિઘ્ન નહીં કોઇ આવજો,
પગલે પગલે દયા રાખી દેવ અમોને સંભાળજો.

(એમ બોલતી સુશીલા અને કુમાર સહીત જાય છે).

શિવયોગી—સુમતિ અને સુશીલા ગયાં ; હું પણ શ્રી શિવભક્તિની પાસે જઇ આ સર્વ વાત કરૂં. (જાય છે)

સુત્રધાર—(આવીને) હે રાજાઓ, મહારાજાઓ, અને મહારાજા ધિરાજાઓ,

### (ઝેર ગયાં ને વેર ગયાં. એ રાગ લાવણી.)

ભલે સેંકડો હોય શત્રુઓ દશે દિશાઓમાં ફરતા,
ભલે સેંકડો ક્રુર હાથથી હોય પ્રહારો પણ પડતા ;
તોપણ સૂખનો સૂર્ય ઉગશે દુઃખ વાદળાં અસ્ત થશે,
ખરા પ્રેમથી ખરી ભક્તિથી શંકરને મન જો ભજશે.

દરિદ્રતાનો દુખનો દરિઓ હોય ભલેને ઉછળતો ,
જીવન–હોડકું બોળી દેવા હોય ભલે ને ઘૂઘવતો ;
તોપણ શાંતી-લક્ષ્મી મળશે ક્ષણમાં ભય તોફાન જશે,
શુધ્ધ ભાવથી શુદ્ધ ભકિતથી શ્રી શંકરને જો ભજશે.

જો મૃત્યુએ હોય કદાપિ શરિર–ગઢને ઘેરેલો,
શ્વાસ ભલેને હોયે છેલો હોય સાથરો લીંપેલો;
તોપણ શિવભક્તિથી નક્કી મોત–અણીથી ઉગરશે,
પૂર્ણ પ્રેમથી દઢ ભક્તિથી મૃત્યુંજયને જો ભજશે.

ખરેખરી આ સત્ય વાત છે , શંકાને છોડી દેજો ,
મનવાંછિત મેળવવા માટે શંકરને ભાવે ભજજો :
શિવભક્તિનો વિજય બતાવ્યો થયું અહીં નાટક પૂરૂં,
ભૂલ હોય જો કોય થઇતો ક્ષમા આપશો અરજ કરૂં.

વજ્રબાહુ, પદ્માકર, ચંદ્રાંગદ } સાથે— સૂત્રધાર, આ નાટક જોવાથી અમારા મનને સંતોષ થયો છે ; અને આવતી કાલે રાત્રે તમારે રાજભક્તિ વિજય નાટક ભજવવું છે.

( એમ કહી વસ્ત્ર અને ઘરેણાં ઇનામ આપે છે ).

સૂત્રધાર—( લઇને પ્રણામ કરે છે ).

નટ—( આવીને ) રાજા મને નાથ ન કરશો
માગું જોડી જોડિ બે હાથ
અરજ મારી અંતર ધરશો.

મિત્ર, એ તારૂં કહેવું અક્ષરે અક્ષર આ નાટકમાં તેં સત્ય કરી દેખાડયું છે, તેથી પ્રસન્ન થયો છું ; હું પણ તને આ ઇનામ આપું છું. ( એમ કહી પોતાની સાલ આપે છે ).

સૂત્રધાર—મિત્ર, તારેતો મને બધા નાટકોમાં મદદ કરવી, વસ્ત્ર આપવાની જરૂર નથી. ચાલ આપણે રાજભક્તિ વિજય નામના નાટકને માટે તૈયારિઓ કરીયે. ( એમ કહી જાય છે ).

ચંદ્રાંગદ--(ઉભા થઇને) હે રાજાઓ, પ્રભાત થવા આવ્યું છે; માટે આપ સર્વે આપના નિવાસ સ્થાનમાં પધારો; અને બપોર પહેલાં આપ પાછા પધારીને આ મંડપને શોભાવશો એમ મારી ઇચ્છા છે.

રાજાઓ--જેવી મહારાજા ચંદ્રાંગદની ઇચ્છા. (જાય છે).

ચંદ્રાંગદ—(વજ્રબાહુને તથા પદ્માકરને) આર્ય, સર્વ રાજ મંડલ ગયું, માટે આપ બંને મારી સાથે પધારો. હું આપને ઉતારે પોચાડું. મારો રથ તૈયાર છે.

વજ્રબાહુ / પદ્માકરગુપ્ત }—સાથે—ઘણું સારૂં રસ્તો બતાવો.

ચંદ્રાંગદ—આમ આમ દેવ અને પદ્માકરગુપ્ત. (સર્વે જાય છે).

છઠો અંક સમાપ્ત.



# અંક ૭ મો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—કુમતિનો અવાસ.

( ઉદાસ થએલી કુમતિ પ્રવેશ કરે છે )

કુમતિ—( ઉંડો નિસાસો નાખીને ) અરે હાય ? પોતાનાં કરેલાં કૂડ, કપટ પોતાનેજ નડે છે, તેમાં પણ પરમ ઉપકાર કરનાર પ્રાણનાથ ઉપર કરેલાં તો નડેજ એ લોકવાણી કાંઇ ખોટી નથી. મેં મારી સહાય કરવા બોલાવેલા મહારાજ હેમરથ ઉલટા મહારાજા વજ્રબાહુને સહાય દેવરાવવાવાળા થયા; તેમાં પણ અચાનક આવેલ દેવરાજ કુમાર જેવા કોઇ ભદ્રાયુપ નામના કુમારે તો પોતાનું શૌર્ય કાંઇ જુદાજ પ્રકારનું દેખાડયું. તેણે મારા મોટા કામદાર અનર્થનિધિ તથા કુમાર મહામયને કારાગારમાં પૂર્યા. મારા ભાઇ મદનને હદપાર કર્યો. અવિનયનું સર્વસ્વ લુંટી લીધું. અનાચારને મૂળમાંથી ઉખેડી નાખ્યો, અને અવિવેકને વજ્રના પાંજરામાં પૂરી દીધો. હવે હું શું કરૂં ? કયાં જાઉં ? કેને પુછું અને કેની શરણે જાઉં ? ( રોતી રોતી ઘડીવાર શુન્ય ઉભી રહીને ) ઝેર પીને, ગળે ફાંસો ખાઇને અથવા ચેમાં પડીને મરવું એજ શરણ છે, બીજું કોઇ નથી. રાંડ દુઃશીલા પણ ભદ્રાયુની બીકથી કયાં ભાગી ગઇ તે હું જાણુતી નથી.

( એમ બોલતાં મુર્છા ખાઇ પડી જાય છે ).

દુઃશીલા—( બેબાકળી આવીને ) માતુશ્રી ધીરજ રાખો, ધીરજ રાખો.

( એમ બોલી પંખો નાખે છે ).

કુમતિ—( ભાન આવવાથી ) દુઃશીલા, તું કયાં છો ?

દુઃશીલા—આ રહી, માતુશ્રી, આ રહી.

કુમતિ—( આંખમાં આંસુ સહીત ) આટલો વખત કયાં ભાગી ગઇ હતી ?

દુઃશીલા—માતુશ્રી, તમારાંજ હિતનો વિચાર કરવા મારી સર્વ ક્રિયાઓ છે એ ચોક્કસ જાણવું.

કુમતિ—તેં શું મારૂં હિત કર્યું તે કહે.

દુઃશીલા——માતુશ્રી, આપની આજ્ઞાથી ભદ્રાયુની હીલચાલ જાણવા સારૂં જે બાતમીદારો મોકલ્યા હતા તેણે આવીને કહ્યું કે મહારાજા ચંદ્રાંગદે સેના સહીત આવી માર્ગમાં ભદ્રાયુને રોકી રાખ્યો છે.

કુમતિ—( આનંદ સહીત ) ચંદ્રાંગદરૂપે પરમેશ્વરે મને અનુકુળતા કરી. પછી ?

દુઃશીલા—( ખેદ સહીત ) માતુશ્રી આ વાત તમે સમજ્યાવિના આનંદ પામો છો.

કુમતિ—કેમ ?

દુઃશીલા—ચંદ્રાંગદે ભદ્રાયુની સાથે લડાઇ કરવા કાંઇ તેને નથી રોકયો.

કુમતિ—ત્યારે શું કરવા રોકયો.

દુઃશીલા—બહુજ આગ્રહથી, હજારો સમ દઇ, પોતાના શહેરમાં તેડી ગયા; ત્યાં તેની કુંવરી કીર્તિમાલાને એની સાથે પરણાવી, પછી એને એના દેશમાં મોકલશે એમ સંભળાય છે.

કુમતિ—( ખેદ સહીત ) અરે હાય ! હું મરી ગઇ. ( એમ બોલી ફરીથી કહે છે ) દુઃશીલા, ભદ્રાયુની આકૃતી, હાલચાલ, અને એના ચ્હેરાનો આકાર સુમતિને આબેહુબ મળતાં આવે છે; એટલુંજ નહિં પણ તેનો ભરેલો સાદ, પહોળી છાતી, મોટું કપાળ, અને રાતી આંખ્યો મહારાજાના જેવાંજ શોભે છે; તેથી હું જાણું છું કે કયાંક સુમતિ જીવતી હોય, તેનોજ આ ભદ્રાયુ કુમાર હશે. અને જો તેમજ હોય તો તેને વળી ચંદ્રાંગદે પોતાની પુત્રી પરણાવી તે તેનો સંબંધી થયો એટલે તો તે બહુ બળવાન થયા વગર રહેશે નહીં અને લાખો રૂપીઆ ખરચી આપણે તેને પાયમાલ કરવાનાં કરેલાં કાવત્રાં બધા પાણીમાંજ જશે.

દુઃશીલા—દેવી, મને પણ તમારા જેવુંજ લાગે છે.

કુમતિ—ત્યારે શું કરશું ?

દુઃશીલા—ભદ્રાયુએ મહારાજા વજ્રબાહુ આગળ કહ્યું કે ‘ હું પદ્માકરગુપ્તના નગરમાં રહું છું ’; તેથી અનુમાન થાય છે કે જો ભદ્રાયુ સુમતિ-

નોજ કુમાર હોય તો પછી સુમતિ તેજ ગામમાં ક્યાંક છાનીમાની રહેલી હોવી જોયે.

કુમતિ—એમાં શું સંદેહ ? પણ આપણી સહાય કરનારા અનર્થનિધિ આદી સર્વ મૂવેલા જેવા, ને કાંઇ ન કરી શકે એવા ભદ્રાયુએ કરી મેલ્યા છે; તેથી હું એકલી સહાય વિનાની શું કરી શકું ?

( એમ બોલી રૂવે છે ).

દુઃશીલા—( સંભારીને આનંદથી ) માતુશ્રી કાંઇ ખેદ કરોમાં; તમને સહાય કરનાર છે.

કુમતિ—દુઃશીલા, કોણ !

દુઃશીલા—માતુશ્રી, તમારોજ નાનોભાઇ અવિચાર.

કુમતિ—( અતિ આનંદથી ) દુઃશીલા, સાચું બોલ હજી સુધી અવિચાર જીવે છે ? તેં એને કયાં જોયો ?

દુઃશીલા—આપના ઉપવનના બહુ ઘાટા નિકુંજમાં સંતાઇને બેઠો છે. એ આપની આજ્ઞા માથે ચડાવીને આપ કેશો ત્યાં આપની સહાય કરવા જાશે.

કુમતિ—( આનંદ સહીત ) જો અવિચાર જીવતો છે તો કુમાર મહામયને પોતાના રાજ્ય માથે બેસાર્યોજ છે. અનર્થનિધિ પણ નજીકમાંજ છે ને વજ્રના પાંજરાંને ભાંગીને પણ અવિવેક બહાર નીકળ્યોજ છે, એમ હું માનું છું, માટે એને મારી પાસે લયાવ.

દુઃશીલા—દેવી, એણે કહ્યું કે 'ભદ્રાયુના છાના જાસૂસો દેવીના પક્ષના માણસોને કેદમાં નાખવા સારૂં ચારે કોર ફરે છે, તેથી હું દેવીની પાસે નહીં આવું; પણ દેવીની આજ્ઞા પ્રમાણે દૂરમાં દૂર જાવું પડશે તો ત્યાં જઇ દેવીનું હિત કરીશ '.

કુમતિ—પુત્ર અવિચારનું કેવું ખરૂં છે. ત્યારે તુંજ ત્યાં જઇ તેને આમ કહે. ( એમ કહી કાનમાં આમ આમ કરવું એમ કહે છે ).

દુઃશીલા—દેવિ, આ બહુ સારો વિચાર કર્યો. આ વાત અવિચારને કેવા હું જાઉં છું. ( એમ કહી નીકળી જાય છે ).

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—શિવ તપોવન.

(મૈત્રી, કરૂણા, મુદિતા ઉપેક્ષા સહીત શ્રી શિવભક્તિ આવે છે).

**મૈત્રી**—દેવિ, શિવભક્તિ, મહારાજા વજ્રબાહુની ધર્મ પત્ની સુમતિની હમણાં કેવી દશા હશે તે અમે બધાં જાણવા ઇચ્છા રાખીયે છીએ, એટલુંજ નહિં પણ સહન ન થઇ શકે તેવાં દુઃખોના દરિઆમાં બુડેલી અમે એને પહેલાં જોઇ હતી તેથી હમણાં સીમા વગરના સુખ સાગરમાં બુડેલી જોવાને અમારાં હૃદયો આતુર છે; તેથી અમારી ઇચ્છાને આપ ભગવતી પૂરી કરશો એવી આશા છે.

**શિવભક્તિ**—પ્રિય સખિઓ, પરમ પ્રેમવાળી તમે બધીઓએ બહુજ પ્રયત્નોથી પાળેલી સુમતિ ઘણાં ઘણાં દુઃખો વેઠી વેઠી શ્રી પરમેશ્વરની કૃપાથી હમણાં વિપત્તિના અગાધ દરિઆને કાંઠે આવી છે.

**મૈત્રી**—અમને એ વાત બહુ વહાલી છે.

**શિવભક્તિ**—પણ ફરીથી કુમતિ તેને દુઃખના દરિઆમાં બૂડાડવાને ચાહે છે.

**કરૂણા**—માતુશ્રી, તે દુષ્ટાનાં એક પછી એક એમ ઉભાં કરેલાં બધાં કાવતરાં અફળ થાજો. આપેજ એ પરમ શિવભક્તિવાળી સુમતિની સહાયતા કરવી જોયે.

**શિવભકિત**—હું શું સહાયતા કરીશ? કર્યા ઉપકારોને જાણવાવાળામાં શિરોમણી આ યોગીશ્વર રૂપભદેવજ તેની વારે વારે સહાયતા કરે છે.

(એટલામાં યોગીશ્વર આવે છે).

**રૂષભયોગી**—(શિવભકિતને પ્રણામ કરીને) આપની આજ્ઞા પ્રમાણે ભદ્રાયુપને મંત્રનો ઉપદેશ આપવાનું કર્યું. તેણે હેમરથને જીતી લીધો, મહારાજા વજ્રબાહુને શત્રુના બંધનમાંથી છોડાવ્યા, ત્યાર પછી ચંદ્રાંગદની કુંવરી કીર્તિમાલા સાથે પુત્ર ભદ્રાયુપનો વિવાહ કરાવ્યો. બીજું શું? નાટક દેખાડવાના બાનાથી પ્રથમથી માંડી આજ સુધી નિરપરાધી

સુમતિ ઉપર કુમતિએ કરેલાં કાવતરાં બધાં બતાવ્યાં તેથી મહારાજા વજ્રબાહુની પ્રીતિ કુમતિ ઉપરથી સાવ હવે ઉતરી ગઇ છે, અને સુમતિને મળવાને તે આતુર છે.

શિવભક્તિ—શિવયોગી, મારી આજ્ઞા પ્રમાણે આપે બધું કર્યું તેથી મારૂં અંતઃકરણ બહુ રાજી થયું છે, માટે ચાલો આપણે સુમતિ ઉપર બહુજ પ્રેમ રાખનારી આ મૈત્રી, કરૂણા, મુદિતા, અને ઉપેક્ષાને સાથે લહી પુષ્પક વિમાનમાં બેસી પદ્માકરગુપ્તના નગરમાં જઇ તેના ગુપ્ત ધર્માશ્રમમાં રહેલી સુશીલા સાથે સુમતિને દર્શન આપી કૃતાર્થ કરીએ.

રૂષભયોગી—માતુશ્રી, આપનો આ વિચાર બહુ સારો છે.

મૈત્રી—માતુશ્રી, આપે અમારી ઉપર મોટી મહેરબાની કરી.

શિવભક્તિ—પુત્રીઓ, તમે બધી મને હમેશાં વહાલી છો, તેમાં પણ તમે મારી આજ્ઞા માની સુમતિની રક્ષા કરી તેથી વહાલામાં વહાલી થઇ છો.

મૈત્રી—માતુશ્રી, ( આંગળી ચીંધીને ) આ રૂષભયોગીશ્વરનો એ બધો મહિમા છે.

શિવભક્તિ—કૃતજ્ઞ શિરોમણી આ યોગી તો પોતાની ઉપમા ન આપી શકાય તેવી કૃતજ્ઞતાને લીધે શ્રી શંકરને પણ બહુ પ્રિય થયા છે.

રૂષભયોગી—માતુશ્રી, આપેજ સુમતિનું શ્રેય કર્યું છે; અમે બધાય તો નિમિત્ત માત્ર છીએ.

શિવભક્તિ—( બેઠાં થઇ ) યોગી અને મૈત્રી આદિ પુત્રીઓ, પરમ શિવ-ભક્ત પુત્રી સુમતિને જોવા મારૂં મન ઉતાવળું થાય છે; માટે ચાલો આ પુષ્પક વિમાનમાં બેસી જાયે. ( એમ બોલી વિમાનમાં બેસવાનું કરે છે ).

સર્વે—જેવી માતુશ્રીની આજ્ઞા. ( એમ કહી એક પછી એક વિમાનમાં ચડે છે )

શિવભક્તિ—વિમાન પુષ્પક પુષ્પક, મનના જેવા વેગથી પદ્માકરગુપ્ત નરેંદ્રના નગરમાં જા. ( એમ હુકમ કરે છે. વિમાન આકાશ માર્ગે જાય છે ).

## પ્રવેશ ૩ જો.

સ્થળ–પદ્માકરગુપ્તના નગરમાં આવેલાં ગુપ્ત ધર્માશ્રમની બહારનો ભાગ.

( બ્રહ્મચારીના વેશથી અવિચાર આવે છે ).

અવિચાર—અહો ! કુમતિ બહુ ચતુર છે, જેણે ભદ્રાયુને જોતાંજ એ સુમતિનો કુમાર છે એવો નિશ્ચય કરી મને આંહીં મોકલ્યો. જાણમાંતો આંહીં સુશીલા જેવું કોક આવે છે માટે કુમતિની આજ્ઞા પ્રમાણે કરૂં.

( એટલામાં સુશીલા આવે છે ).

સુશીલા—( મનમાં ) ભદ્રાયુને આંહીંથી મોકલ્યાને એક મહિનો થઇ ગયો પણ હજી કાંઇ સમાચાર આવતા નથી. ગુપ્ત ધર્માશ્રમમાં રહેવાને લીધે કાંઇ પણ ખબર નથી પડતી. પુત્રના વિરહથી ગાંડી થઇ ગયા જેવી સુમતિનો એક ક્ષણ પણ કલ્પ જેવો જાય છે, શું કરૂં ? ક્યાં જાઉં ? અને કોને પુંછું ? ( એમ બોલતી બોલતી ચારે કોર જુવે છે ).

અવિચાર—( મનમાં ) આ સુશીલાજ છે; તેથી સુમતિ પણ આટલામાંજ હોવી જોયે. સુમતિ વિના સુશીલા અને સુશીલા વિના સુમતિ એક ઘડી પણ રહી શકે નહિં, એ વાત જગતમાં પ્રસિદ્ધ છે. ( જાહેર ) પુત્રિ સુશીલા, દેવી સુમતિ કયાં છે ?

સુશીલા—( થડકી જઇને ) સુશીલા ક્યાં છે ? સુમતિ કોણ ? આવું ગાંડા માણસની પેઠે બકયા શું કરછ ?

અવિચાર—અરે હાય ! હું ગુરૂશ્રી રૂષભયોગીશ્વરનો શિષ્ય છતાં મારો આવો અનાદર થયો ? ( એમ બોલી આંખમાં આંસુ લાવી રૂવે છે ).

સુશીલા—( મનમાં ) શું ગુરૂજીનો આ શિષ્ય છે ? જો એમ હોય તો મારો મોટો અપરાધ થયો, અથવા કુમતિના પક્ષના જુદા જુદા વેશથી કેટલાક બાતમીદારો ચારેકોર ફરે છે. મારા મનમાં સ્નેહ આવતો નથી, તેથી જણાય છે કે એમાંનો આ પણ એક હશે. ( એમ વિચારી જવાબ દીધા વિના બીજી તરફ જવાનો વિચાર કરે છે ).

અવિચાર—અરે દયા વિનાની કુમતિ, ભોળા મનનાં દેવી સુમતિનું તેં શું શું ન લઇ લીધું? એનું સંસાર સર્વસ્વ, જીવિત સર્વસ્વ અને સૌભાગ્ય સર્વસ્વ, લહી લેતાં તારા મનને સંતોષ ન થવાથી આ લોક ને પરલોકમાં સુખ આપનારી તેની ગુરૂભક્તિ પણ તેં લહી લીધી. અમારાં કમનશિબથી નીચમાં નીચ આચરણવાળા અનર્થનિધી વીગેરે અધિકારીઓ પણ હજી સુધી મરતા નથી. હે ભગવાન, તમારો પણ આવો અન્યાય કે જે સુમતિ સુખ ભોગવવાનેજ લાયક છે તેને દુઃખજ આપ્યા કરો છો? અને જે કુમતિ દુઃખ ભોગવવાને લાયક છે તેને સુખજ આપ્યા કરો છો? હું તો જાણું છું કે આ જગત ઇશ્વર વિનાનુંજ છે; જો ઇશ્વર હોય તો એક પછી એક એવા અન્યાયો કેમ થાય?

(એમ બોલી રૂવે છે)

સુશીલા—(પાછી વળીને મનમાં) આના બોલવા ઉપરથી આ રૂપભયોગી નો શિષ્ય હોવો જોયે, જો એમ હોય તો આની બરદાસ કરવી જોયે. (જાહેર) ભગવાન્ પગે લાગું છું મારો અપરાધ ક્ષમા કરો.

અવિચાર—પુત્રિ, સુખી થા.

સુશીલા—(હાથ જોડીને) આપની આજ્ઞા શું છે તે કહો.

અવિચાર—તું સુશીલા છો એવો મારા મનમાં ભરોસો આવતો નથી; માટે નહીં કહું.

સુશીલા—ભગવાન્, પરિચયવગરનાં માણસ ઉપર ભરોસો આવે નહીં એ વાત સાચી છે. 'આ જગતમાં પરમેશ્વર છેજ નહીં' એમ તમે કહ્યું તેથી તમે અવિચાર છો; પણ ગુરૂના શિષ્ય નથી એમ મને પણ શંકા થાય છે.

અવિચાર—(મનમાં) અરે હાય! શું આણે મને ઓળખી લીધો?

સુશીલા—પણ તમારાં બીજાં વચનોથી તમે ગુરૂજીના શિષ્ય છો એમ ખાત્રી થઇ, તેથી ભરોસો આવ્યો, માટે પ્રાર્થના કરૂં છું કે ગુરૂજીની જે આજ્ઞા હોય તે કહો.

અવિચાર—(મનમાં) આણે મને ઓળખ્યો નથી. હું કાલો બીનો

( જાહેર ) પુત્રી, તને ભરોંસો આવ્યો છે; પણ મને હજી તારો ભરોંસો આવ્યો નથી, તેથી કાંઇ કહીશ નહિં.

સુશીલા—ભગવાન્, સુમતિ ગુપ્ત ધર્માશ્રમમાં રહે છે ત્યાં મહારાજા પદ્માકર ના હુકમ વિના કોઇથી જવાય નહિં, તેથી તમને સુમતિનાં દર્શન થશે નહીં.

અવિચાર—મારે ગુપ્ત ધર્માશ્રમમાં કાંઇ જવાની જરૂર નથી; પણ સુમતિ પોતેજ આંહીં આવી ગુરૂની આ ચીઠી લહી જાય. (એમ કહી ચીઠી બતાવે છે).

સુશીલા—ભલે એમ કરૂં. ( એમ કહી આશ્રમની અંદર જઇ સુમતિને તેડી લાવિને ) ભગવાન્, આ સુમતિ.

અવિચાર—દેવિ, પગે લાગું છું. ગુરૂ રૂપભયોગી હિમાલયમાં ગયા તેણે આ તમને ચીઠી મોકલાવી છે. ( એમ કહી ચીઠી આપે છે ).

સુમતિ—( મનમાં ) આ મારા ગુરૂજીનો શિષ્ય છે છતાં કેમ તેના ઉપર મારો ભાવ થાતો નથી કે હૃદયમાં સ્નેહ આવતો નથી ? ( જાહેર ) બ્રહ્મચારી, અમારા ગુરૂજી અચાનક કેમ હિમાલયમાં ગયા ?

અવિચાર—બધું ચીઠી વાંચવાથી જણાશે. હું કાંઇ કહી શકવાને શક્તિવાન નથી. ( એમ કહી રૂવે છે )

સુમતિ—( ચીઠીના મથાળા ઉપરના અક્ષરો જોઇ તથા ડાબી આંખ ફરકવા થી મનમાં )

## ઉપજાતિ.

આ નેત્ર મારૂં શુભ સૂચવે છે, રોવાથી આ બ્રાહ્મણ અન્ય કેછે;
પ્રીતિ મને આ દ્વિજમાં ન લેશ, આ કોઇ છે દુર્જન વિપ્ર—વેશ.

( જાહેર ) બ્રહ્મચારી મારા ગુરૂજીના આ અક્ષરો નથી.

અવિચાર—અતિશય ખેદને લીધે મુંઝાઇ ગયેલા શ્રીગુરૂ કાંઇ લખી શકે એમ નહોતા, તેથી તેની આજ્ઞા પ્રમાણે મેંજ લખ્યું છે.

સુમતિ—( ધીરજથી ચીઠી ઉખેડીને ) સુશીલા, ગુરૂજીની ચીઠી સાંભળ.

સુશીલા—હું સાંભળવા તયાર છું.

સુમતિ--( વાંચે છે ) પુત્રિ સુમતિ આ મારી છેલી ચીઠી છે તે વાંચી જેમ કરવું ઘટે તેમ કરજે. કેમ કરવું એમ મને કહેવાતું સુજતું નથી.

શાર્દૂલવિક્રીડિત.

સેના સર્વ હરાવિ હેમરથને નાખી દઇ કેદમાં,
તોડી બેડી પિતાની બેય પગની છૂટા કરી સેજમાં;
ગ્યા ભદ્રાયુ કુમાર, હા! શિવપુરી એ સાંભળી વાતને,
જાઉં આજ હિમાલયે હું તજવા મારાં હવે ગાત્રને.

( એટલું બોલતાં કંઠ રૂંધાઇ જાય છે, આંસુઓની ધારા ચાલે છે ને કાંઇ પણ બોલ્યા વિના ઉભા રહે છે ).

સુશીલા—દેવિ, ધીરજ રાખો, ધીરજ રાખો, આ વચનો ગુરૂજીનાં નથી. એવા પુરૂષો આવાં કાયરનાં વચનો કોઇ દિવસ બોલે નહિં; માટે આમાં કાંઇક કાવત્રું છે.

સુમતિ—અરે હાય! આપ બહુજ ધીરજવાન છો છતાં આત્મઘાતનું પાપ કરવા તત્પર થયા ત્યારે પછી અમને હવે કોણ ધીરજ દેશે?
( એમ બોલી રૂવે છે )

અવિચાર—( મનમાં ) આ સુશીલા સુમતિને ધીરજ આપી પાછી હુશીઆર કરશે; માટે હું એવું કરૂં કે જેથી બેયની ધીરજ જાતી રહે.
( જાહેર આંખમાં આંસુ સહીત ) અરે હાય ઉત્તમ ગુણના સમુદ્રરૂપ ભદ્રાયુના નાશ થયા પછી વજ્ર જેવા હૃદયવાળો પણ કોણ જીવી શકે?
( એમ બોલી ખોટી મૂર્છા ખાઇ પડી જાય છે ).

સુમતિ, સુશીલા } બેય— ( જોઇને ખેદ સહીત આશ્ચર્યથી ) અરે આતો ગુરૂજીનો શિષ્ય છે. કપટી નથી. જે ચીઠી સાંભળતાંવેંત પ્રાણ છોડી કૃતાર્થ થયો. વજ્રના જેવાં કઠણ હૃદયવાળાં આપણ બેયને ધિક્કાર છે જે હજી જીવીએ છીએ.

### વંશસ્થ.

રહ્યો ન આનંદ કળા વહી ગઇ, વિદ્યા અવિદ્યા પણ હા! બધી થઇ;
ઉદારતા શૌર્ય દયા ક્ષમા ગયાં, ગુણો બધા આજ અનાથ છે થયા.
દિશા થઇ શૂન્ય દશાય શૂન્ય, થયું અમારૂં હૃદયેય શૂન્ય;
સંસાર આખો પણ શૂન્ય છે થયો, ભદ્રાયુ જો સ્વર્ગ વિશે હશે ગયો.

( એમ બોલતાં મુર્છાથી પડી જાય છે )

અવિચાર—( બેઠા થઇ ચારેકોર જોઇ આનંદથી ) સુમતિને સુશીલા શોકને લીધે સાથેજ મરી ગયાં. હવે કાંઇ પણ મહેનત વિના ભદ્રાયુ માતાના વિરહથી પોતે પોતાની મેળે મરી જશે, એટલે મહામયનેજ રાજ્ય મળશે. આ આનંદના સમાચાર દેવી કુમતિને કહેવા હું જાઉં.

( એમ કહી નીકળી જાય છે )

સુશીલા—( મૂર્છા ઉતરવાથી ) દેવિ દેવિ સુમતિ, ધીરજ રાખો ધીરજ રાખો. ( એમ બોલતી ઉઠીને પાણી છાંટે છે પવન નાખે છે તો પણ મૂર્છા વળતી નથી તેથી ખેદથી ) શું આના પ્રાણ વહ્યા ગયા છે? અરે હાય! ત્યારે તો—

### મહીદીપ.

સુમતિ સુમતિ સુમતિ સુમતિ સુમતિ દેવ થાતાં,
ગુણ ગણ સહુ સુમતિ સાથ છે રહેલ જાતા. સુમતિ.
પતિવ્રતાપણું રહ્યું ન સુમતિ એક જાતાં,
ગરિબનું ન કોય રહ્યું ક્યાંય હવે ત્રાતા. સુમતિ.
ન્યાય ગયો, વિનય ગયો, ગયા હવે નાતા,
વિવિધ કળા અસ્ત થઇ, ગઇ દયાળુ માતા. સુમતિ.
અવનિપર ન કોઇ રહ્યું જાણનાર દાતા,
ક્રૂર કેમ સાવ આમ તું થયો વિધાતા? સુમતિ.

( એટલું બોલી )

માતુશ્રી શિવભક્તિ, આપ ક્યાં છો? મને દર્શન આપો. ઝટ આંહીં

આવો. આ તમારી સુમતિની રક્ષા કરો. હે ભગવતિ, આપ દયાળુના વિના બીજું કોણ એની રક્ષા કરશે ?

( એટલું બોલતાં મૂર્છા આવે છે )

( એટલામાં પરિવાર સહીત શિવભક્તિ અને રૂપભયોગી આવે છે ).

શિવભક્તિ—મૈત્રી, જો આ પદ્માકરગુપ્ત નગર. આ શ્રી રાજરાજેશ્વરજીનું મંદીર; માટે આંહીં ઉતરી શ્રી રાજરાજેશ્વરનાં દર્શન સુખનો અનુભવ કરીયે.

મૈત્રી—જેવી માતુશ્રીની ઇચ્છા. ( એમ બોલી બધાં ઉતરે છે. )

શિવભક્તિ—( રાજરાજેશ્વરના ચોકમાં સુમતિ ને સુશીલાને પડેલાં જોઇને ) યોગીંદ્ર, આ શું ? સુમતિની અને સુશીલાની આવી દશા કેણે કરી ? આ બેયના વિના ભદ્રાયુના જીવવાની પણ શંકા છે.

રૂષભયોગી—( ખેદ સહીત ) અરે ! આ એકજ સાથે સુમતિ ને સુશીલા કેમ નાશ પામ્યાં હશે ?

મૈત્રી--( આંખમાં આંસુ સહીત ) માતુશ્રી અમારાં એવાં મંદભાગ્યજ છે કે જેથી સુમતિને અમે આવી દશામાંજ જોયે છીયે.

શિવભક્તિ—કાંઇ ચિંતા કરોમાં શ્રી સદાશિવ સુમતિનું કલ્યાણ કરશે. ( એમ બોલી શિવ મંત્રથી મંત્રેલ ભસ્મ સુમતિ તથા સુશીલાના બધાં અંગો ઉપર ચોળે છે. )

સુમતિ—( થોડીવાર પછી સંજ્ઞા આવવાથી ) સુશીલા, સુશીલા, ક્યાં છો ? આંહીં આવ. શ્રીરાજરાજેશ્વરને ચાલવા ટાણાનાં પ્રણામ કરી લઇ શ્રી ગુરૂજીએ જે માર્ગ લીધો તે માર્ગ આપણે પણ લઇએ.

સુશીલા—( સંજ્ઞા આવવાથી ઉઠીને ચારેકોર જોઇને ) દેવિ દેવિ, ઉઠો ઉઠો ગુરૂજી તો આંહીંજ છે, તેની સાથે કોક દેવિઓ પણ છે.

સુમતિ—( આશ્ચર્યથી આંખ્યો ઉઘાડી જોઇ ઉઠીને ) માતુશ્રી શિવભક્તિ, અને ગુરૂજી, આ મારા છેલા પ્રણામ છે. ( એમ બોલી રૂવે છે )

શિવભક્તિ—સુમતિ, કેમ આમ આનંદ પામવા ટાણે રૂવો છો ?

સુમતિ—માંતુશ્રી, આવે ટાણે આનંદ પામવા જેવું શું છે ? જુવો આ ગુરૂજીની ચીઠી ( એમ કહી ચીઠી આપે છે )

શિવભક્તિ—( ચીઠી જોઇ આશ્ચર્યથી મનમાં ) અરે ! આ સુમતિના પ્રાણ લેવા આ કાવત્રું કેણે કર્યું છે? ( જાહેર ) પુત્રિ કાંઇ ચિંતા રાખમાં આતો સાવ ખોટી વાત છે. આવ આ વિમાનમાં બેસી જા.

સુમતિ—( હાથ જોડી ) મહારાજા વજ્રબાહુ અને પુત્ર ભદ્રાયુ વિના વિમાનમાં બેસવું, સ્વર્ગમાં જાવું કે પછી કૈલાસમાં જાવું એ મને ગમતું નથી, એ વાત આપ તથા ગુરૂજી કયાં નથી જાણતાં ?

શિવભક્તિ— પુત્રિ, તારૂં કલ્યાણ સદા શ્રીશંકર કરશે; માટે કાંઇ ચિંતા કરમાં.

સુમતિ—માતુશ્રી, મારૂં સારૂં થશે એમ આપ કહો છો તેમ છતાં ગુરૂજીના શિષ્યનાં વચનો યાદ આવે છે અને ચીઠી યાદ આવે છે ત્યાં આપના વચન ઉપર પણ મને ભરોસો રહેતો નથી.

શિવયોગી—પુત્રિ, મારો કોઇ શિષ્ય છે નહિ; અને મેં કોઇને પણ ચીઠીમાં એક પણ અક્ષર લખ્યો નથી, તેથી જણાય છે કે તમારો અને સુશીલાનો જીવ લેવા કુમતિએ આ તરકટ રચ્યું હશે; માટે ધીરજ રાખી દેવી શ્રી શિવભક્તિની આજ્ઞા માની વિમાનમાં બેસો, અને આ તમારી હિત કરનારી સખીઓની સંભાળ લહો. ( એમ કહી મૈત્રી આદિને બતાવે છે ).

સુમતિ—( પાછું વાળી જોઇને ) હું બધી દેવિઓને પગે લાગું છું; પુત્રના વિરહથી મારૂં મન મૂઝાઇ ગયું હતું તેથી આટલો વખત આપની સંભાળ લેવાણી નથી તે ક્ષમા કરશો.

મૈત્રી—પુત્રિ, તમારા અપ્રતિમ પતિવ્રતપણાંને લીધે માફજ કરેલ છે. શ્રી શિવભક્તિની કૃપાથી થોડીકજવારમાં પતિ અને પુત્રને મળવાનો આનંદ લેનારી થા.

શિવભક્તિ—પુત્રિ, આને ઓળખછ ?

સુમતિ—માતુશ્રી, મેં કોઇ દિવસ જોએલ નથી; તેથી નથી જાણતી.

શિવભક્તિ—( આંગળી ચિંધીને ) જો આ મૈત્રી, આ કરૂણા, આ મુદિતા, અને આ ઉપેક્ષા. તારી બેભાન સ્થિતીમાં નવ મહિના સુધી આ બધીઓએ બહુજ ચાયતથી તારા પુત્ર સોત તારી રક્ષા કરી છે તે તને સુખી જોવા સારૂં હમણાં આંહીં આવેલ છે.

સુમતિ—માતુશ્રી, આપના અને દેવિઓના આશીર્વાદથી હું સુખણી થાઇશ; હમણાં તો કેવી દશામાં છું તે આપ જાણો છો.

શિવભક્તિ— પુત્રિ, શ્રીશંકરની કૃપાથી સર્વ સારૂં થઇ રહેશે. હમણાં તમે બધાં વિમાનમાં બેસી જાઓ.

સર્વે—જેવી દેવીની આજ્ઞા. ( એમ કહી વિમાનમાં બેસે છે.

શિવભક્તિ—વિમાન પુષ્પક પુષ્પક, નૈષધ દેશમાં મહારાજા ચંદ્રાંગદના શહેરમાં જા. ( એમ કહી વિમાન ચલાવે છે ).

( બધાં વિમાનમાં બેસી આકાશ માર્ગે જાય છે ).

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ-રાજા ચંદ્રાંગદનો મહેલ.

( પલંગમાં સૂતેલા રાજા વજ્રબાહુ સાથે રાજા ચંદ્રાંગદ તથા પદ્માકર પ્રવેશ કરે છે. )

ચંદ્રાંગદ—મિત્ર, મિત્ર, પદ્માકર, અચાનક મહારાજાની આવી દશા શું? શું કોઇ કુમતિના મળતિઆએ ઝેર દીધું હશે કે કોઇએ અભિચાર કરાવ્યો હશે? કે કાંઇ અકસ્માત રોગ થઇ આવ્યો હશે? એ હું કાંઇ સમજી શકતો નથી.

પદ્માકર—( આંખમાં ઝળઝળીયાં આવી જતાં નાડી જોઇ હૃદય અને માથું તપાસી નિસાસો મુકી ) મિત્ર ચંદ્રાંગદ, મહારાજાને કોઇએ ઝેર આપ્યું નથી, કોઇએ અભિચાર પ્રયોગ કરાવ્યો નથી, કે કાંઇ રોગ થયો નથી.

ચંદ્રાંગદ—પ્રિય મિત્ર, જો કાંઇ એવું કારણ ન હોય તો પછી મહારાજાની આવી દશા થવાનું કારણ શું?

પદ્માકર—ગઇ કાલ રાતના નાટક જોવાથી (સુમતિ) નિરપરાધી છે તેનો

મેં ત્યાગ કર્યો ' એમ ખેદ થવાથી આ મૂર્છા આવી છે એમ હું માનું છું.

ચંદ્રાંગદ—મિત્ર, રોગ જાણવામાં આવવાથી દવા કરવી સહેલી છે; માટે મુર્છા વળવાના બધા ઉપાયો કરો.

પદ્માકર—પ્રિય મિત્ર, કોઇ પણ ઉપાયથી આ મૂર્છા વળે એમ નથી; તેમ વૈદ્ય આવે, વૈદ્યરાજ આવે, ભિપગ્વર આવે કે ધનવન્તરી આવે તોપણ આ મૂર્છા મટાડી શકે એમ નથી.

ચંદ્રાંગદ—હજારો પાપ, હજારો સંતાપ અને હજારો અસાધ્યરોગો શ્રી શિવભક્તિથી મટે છે એમ મેં સાંભળ્યું છે ને પુરાણોમાં વાંચ્યું છે; માટે મહારાજા સારૂં શિવભક્તિજ કરીએ.

પદ્માકરગુપ્ત—

વસંતતિલકા.

સાચું કહ્યું જગતમાં શિવભક્તિ સાચી,
એના વિના અવર વાત બધીય કાચી.
દારિદ્ર, દુઃખ, ભય, મૃત્યુ, અશેપ કાપે,
એ કલ્પવૃક્ષ મનવાંછિત સર્વ આપે.

માટે મહારૂદ્રના અભિષેકનું પાણી મહારાજા વજ્રબાહુ ઉપર છાંટો.

ચંદ્રાંગદ—વેદ અને વેદનાં અંગો જાણનારા બ્રાહ્મણો હમેશાં મારે ત્યાં મહારૂદ્રાભિષેક કરે છે; તેથી તે મગાવીને તમે કહો છો તેમ કરીએ. (એમ કહી નોકરને બોલાવે છે) આંહીં કોણ છે?

પટાવાળો—(આવીને) આ હું રહ્યો. જે હુકમ હોય તે કહો.

ચંદ્રાંગદ—દોડતો જા. શ્રી ચંદ્રચુડેશ્વરના મંદીરમાંથી મહારૂદ્ર ઉપર કરેલ અભિષેકનું જળ લયાવ.

પટાવાળો—જેવી મહારાજાની આજ્ઞા. (દોડતો જઇ થોડી વારમાં પાછો આવીને) દેવ, લ્યો આ રૂદ્રાભિષેકનું જળ. (એમ કહી સોનાનું ઠામ આપે છે.)

ચંદ્રાંગદ }
પદ્માકર } સાથે— મહારાજા વજ્રબાહુ ઉપર મૃત્યુંજય બોલી નમણ છાંટે છે.

પદ્માકર—( મનમાં ) મહારાજા ચંદ્રાંગદની શિવભકિત બહુજ છે, જેના ઘરમાં હમેશાં શ્રી ચંદ્રચુડેશ્વર ઉપર મહારૂદ્રાભિષેક થાય છે. (જાહેર) ભકતવત્સલ માતુશ્રી શિવભકિત, મહારાજા ચંદ્રાંગદના અતિથી રાજા વજ્રબાહુની રક્ષા કરો. ( એ પ્રમાણે આકાશ સામું જોઇ બોલીને પ્રેમથી પગે લાગે છે. )

( એટલામાં આકાશ માર્ગેથી પરિવાર સહીત વિમાનમાં બેસીને શ્રી શિવભકિત આવે છે. )

શિવભક્તિ—પુત્રિ સુમતિ, જો આ મહારાજા ચંદ્રાંગદનું શહેર. આ તારા પ્રાણપતિ વજ્રબાહુ સ્ફાટિકના પલંગમાં સૂતેલા છે તેની રાજા ચંદ્રાંગદ તથા પદ્માકર ચાકરી કરે છે.

સુમતિ—( આનંદથી ઉઠી જોઇને ખેદથી ) માતુશ્રી આ નીંદર નથી; મૂર્છા છે એમ મને લાગે છે. અરે હાય ! ઘણે વર્ષે આર્ય પુત્રનાં દર્શન થયાં, તે પણ આવી દશામાં ? ( એમ કહી રૂવે છે ).

મૈત્રી—પ્રિય સખિ સુમતિ, શું શિવભક્તિની આગળ એક ઘડી પણ દુઃખો ઉભાં રહી શકે છે ? માટે ચિંતા કરોમાં.

સુશીલા—દેવી, ભગવતી મૈત્રી સાચું કહે છે.

સુમતિ—પ્રિય સખિઓ, તમારૂં બેયનું બોલવું સાચું થાઓ.

ચંદ્રાંગદ—પ્રિયમિત્ર પદ્માકર, આને કોઇ પણ ઉપાય લાગુ નહીં પડે એમ તમે કહ્યું તેનું કારણ સમજાતું નથી.

પદ્માકર—આ મુર્છા સુમતિના વિયોગને લીધે થઇ છે; તેથી સુમતિના કમળ જેવા કોમળ હાથના સ્પર્શ વિના બીજા હજારો ઉપાયથી વાળી શકાશે નહીં.

ચંદ્રાંગદ—( આંખમાં આંસુ સહીત ) તમે સાચું કહ્યું; ત્યારે હવે મહારૂદ્રના અભિષેકનું જળ પણ આંહી શું કરશે. ?

પદ્માકર—મિત્ર, એમ ન માનવું. આ ઉપાય બીજા ઉપાયોના જેવો નથી. બધાં પાપ, તાપ, અને સંતાપને મૂળમાંથી ઉખેડી નાખવાને આ

સમર્થ છે; તેથી આના પ્રભાવથી સુમતિનો વિયોગ થવાનું મુળ શાપ કે પાપ જે હશે તે નાશ થશે; એટલે સુમતિ આવવી કાંઇ કઠણ નથી; અને સુમતિ આવી એટલે ઉપચાર સફળ થયો એમ માનવું.

ચંદ્રાંગદ—પદ્માકર, તમારાં વચનો સાચાં થાઓ.

( એમ કહી નમણુ છાંટે છે ).

શિવભકિત—પુત્રિ સુમતિ, પદ્માકરનું બોલવું તેં સાભળ્યું ? જા તારા ગુરૂજીએ આપેલી મંત્રવાળી ભસ્મ હાથમાં ચોળી તે ભસ્મવાળા હાથ તારા પ્રાણનાથના બધાં અંગો ઉપર ફેરવ, એટલે એની મૂર્છા ઉતરશે.

સુમતિ--આપ કહોછો તે ખરૂં; પણ પદ્માકર અને ચંદ્રાંગદ દેખતાં હું કેમ આર્ય પુત્રની પાસે જઇ શકું ?

શિવભકિત—પુત્રિ, કાંઇ ચિંતા કરમાં; તે તને જોઇ શકશે નહીં; તિરસ્કરણી વિદ્યાથી આપણે બધાં બીજાથી જોઇ શકાય નહીં. એમ રહ્યાં છઇએ.

સુમતિ—ત્યારે, માતુશ્રી, આપની આજ્ઞા પ્રમાણે કરૂં છું.

( એમ કહી વિમાનમાંથી ઉતરી વજ્રબાહુના હૃદય ઉપર, કપાળ ઉપર અને માથા ઉપર ત્રણવાર હાથ ફેરવે છે ).

વજ્રબાહુ—( સંજ્ઞા આવવાથી આનંદથી હાથના સ્પર્શનું સુખ અનુભવીને )

## શીખરણી.

ઘણાં વર્ષો પેલાં અતિશય મને સૌખ્ય કરતો,
મને લાગે છે આ મુજ ઉપર તે હાથ ફરતો.
હશે કાંતો મારી સદગુણી પ્રિયા આંહી સુમતી.

( એમ બોલી હાથ પકડવા જાય છે ).

સુમતિ—( ગભરાઇને પુષ્પક વિમાનમાં જાતી રહે છે ).

વજ્રબાહુ—( ખેદ સહીત ). અરે મારી વ્હાલી સુમતિ શિદને તું વહી જતી ? ( એમ બોલી આંખો ઉઘાડી ચારે તરફ જુવે છે ).

ચંદ્રાંગદ— } બેય ઉભા } મહારાજનો જય થાઓ જય થાઓ. દેવ આ શું ?
પદ્માકર — } થઈને }

વજ્રબાહુ—મારા પ્રિય મિત્રો, કાંઇ નહીં; સોણામાં મને કોઇએ છેતર્યો છે. કુમતિના સંગથી દોષમાં ભરાણેલ મારા જેવા મંદભાગ્યવાળાને સુમતિને મળવાની પણ આશા કયાંથી હોય ? માટે આવાં દુઃખોથી જીવવું તે કરતાં મરવું સારૂં છે.

ચંદ્રાંગદ } બેય સાથે—દેવ, આમ આત્માને તરછોડવો નહીં. શ્રી શંકરની
પદ્માકર }

કૃપાથી જે વસ્તુ દુર્લભ હોય તે સુલભ થઇ જાય છે; માટે ધીરજ રાખવી.

સુમતિ— (મનમાં ) શ્રી શંકરની કૃપાથી મારા પ્રાણનાથનું સદા કલ્યાણ થાઓ.

વજ્રબાહુ— મારા મિત્રો; તમારૂં બોલવું સાચું છે. પ્રયત્ન ઉપર પ્રયત્ન કરી હું ધીરજ રાખું છું, તોપણ તે મારા મનમાંથી કે આંખ્યો આગળથી છેટે જાતું નથી.

ચંદ્રાંગદ } બેય સાથે—મહારાજ એ શું ?
પદ્માકર }

વજ્રબાહુ—મારા મિત્રો, ગઇ રાતે જે મેં જોયું હતું તે બધું ; તેમાં પણ—

શીખરણી.

સુશીલાની સાથે વિકટવન વાટે રઝળતી,
ઘણી કાંતીવાળો તનય લહિને જે ભટકતી;
અમારી એ વ્હાલી સુમતિ નજરે જે પડી હતી,
નથી, તે, નેત્રોથી અલગ ક્ષણુ એકે પણ થતી.

અરેરે ! એ મારૂં બીજું હૃદય મને કયાં મળે ? હું કયાં જાઉં ને શું કરૂં ? ( એમ બોલી મૂર્છાથી પડી જાય છે ).

ચંદ્રાંગદ—પ્રિય મિત્ર પદ્માકર, વૈદ્ય વિદ્યામાંતો તમે બીજા ધનવન્તરી છો, એમ હું માનું છું, [illegible] મૂર્છાનું કારણ તમે

કહ્યું તેજ છે ; બીજું નથી ; માટે તમે કહેલો ઉપાય કરીએ.

( એમ કહી શ્રી શિવ ચરણામૃતથી અભિષેક કરે છે )

પદ્માકર—દેવ, દેવ, ધીરજ રાખો ધીરજ રાખો.

( એમ કહી પંખો નાખે છે ).

સુમતિ—( આંખમાં આંસુ આવતાં ) માતુશ્રી, મારા પ્રાણનાથને ઝટ ભાન આવે એવું કરો ; નહિંતર મારો જીવ નીકળી જશે.

શિવભક્તિ—પુત્રિ, ધીરજ રાખી તેની પાસેં જઇ શિવમંત્રથી મંત્રેલ આ ભસ્મ તેની ઉપર નાખ, એટલે તારા પ્રાણનાથને સંજ્ઞા આવશે ; કાંઇ ચિંતા કરોમાં.

સુમતિ--( તેમ કરે છે. )

વજ્રબાહુ—( સંજ્ઞા આવવાથી બેઠા થઇને ) મારા પ્રિય મિત્રો, હું હવે સાવ સાજો છું. બહુ શ્રમ લ્યોમાં.

ચંદ્રાંગદ—( આંસુ સહીત ) આર્ય, આ નાટક દેખાડવાથી હું આપનો અ-પરાધી થયો છું એમ હું માનું છું.

વજ્રબાહુ—પુત્ર, તમે કાંઇ મારો અપરાધ કર્યો નથી ; ઉલટો મારી ઉપર ઉપકાર કર્યો છે. પાપણી કુમતિનાં કપટથી હું આજ સુધી એમજ જાણતો હતો કે તે કુમાર સહીત મરી ગઇ છે ; તમારાં દેખાડેલાં નાટકથી મારા જાણવામાં આવ્યું કે સુશીલા ને કુમાર સોત સુમતિ કયાંક હજી જીવતી છે ; એ કાંઇ મારા ઉપર તમારો થોડો ઉપકાર નથી ; એટલુંજ નહિં કુમતિનાં અને તેના ભાયોનાં કપટનાં કામો પણ મારા જાણવામાં આવ્યાં ; આ કાંઇ થોડા સંતોષની વાત નથી.

પદ્માકર—મહારાજા, આપ બરાબર કહો છો. ઝીણી નજરથી જોતાં આ નાટકે આપના ઉપર બહુમાં બહુ ઉપકાર કર્યા છે એ વાત વાદ વગરની છે.

વજ્રબાહુ—મિત્ર ચંદ્રાંગદ અને મિત્ર પદ્માકર, મારો નિશ્ચય સાંભળો.

શાર્દૂલવિક્રીડિત.

ગામે ગામ ફરી, વને વન ફરી, જોઇ બધા પહાડમાં,
પૂરી શોધ કરી ફરી ફરિ બધે વાડી અને ઝાડમાં;
ગોતીને પ્રિય પુત્રને, સુમતિને, સાથે સુશીલા લહી,
હું આવીશ જરૂર, તેમ કરવા ના પાડશો જો નહિં.

માટે તમે રજા આપો એમ હું ઇચ્છું છું; બીજું મારા આવતાં સુધી મારૂં રાજ્ય અથવા તમારૂં રાજ્ય તમે અગર ભદ્રાયુપ પ્રેમથી પાળશો એવી મારી પ્રાર્થના છે.

ચંદ્રાંગદ—આખી પૃથ્વી ફરી કુમારને અને સુશીલા સહીત દેવી સુમતિને હું તરત તેડી આવીશ; માટે તમે તમારી રાજધાનીમાં જાઓ. સારા મિત્રો હોય અને યત્ન કરીયે તો સુમતિ મળવી કાંઇ દુર્લભ નથી.

પદ્માકર—મહારાજાઓ; તમારા બેયની આજ્ઞા ઉપાડનારો હું સેવક બેઠો છું ત્યાં સુમતિને ગોતી કાઢવાનો શ્રમ તમારે બેયે શું કરવા લેવો જોઇએ?

વજ્રબાહુ—મારા મિત્રો તમારા બેયનું કહેવું વ્યાજબી છે; તોપણ કુમતિના કપટરૂપ લુગડાંના પાટાથી મારી આંખ્યો બાંધેલી હોવાથી મેં સુમતિને વનમાં મોકલી છે તે મારેજ હવે ગોતવી જોઇએ; માટે હુંજ ગોતવા જાઇશ.

ચંદ્રાંગદ પદ્માકર { બેય સાથે }—મહારાજા, સુમતિ કયાં છે તે જાણ્યા વિના તેને ગોતવા જાવું તે પાણી વલોવ્યા જેવું થશે; માટે આપનેજ જાવું હોય તો પહેલાં નોખી નોખી દિશાઓમાં, નોખા નોખા દેશોમાં, જૂદાં જૂદાં તિર્થોમાં, અને જૂદાં જૂદાં ક્ષેત્રોમાં, હમેશાં ફરવાવાળા માણસો મોકલી સુમતિ કયાં છે તે જાણી લેવું ને પછી આપે જવું એવી અમારા બેયની પ્રાર્થના છે.

વજ્રબાહુ— તમે બેયે સાચું કહ્યું તેને માટે હું આશુતોષ શ્રીસદાશિવની પ્રાર્થના કરૂં છું તેજ મારી સહાય કરશે: (એમ બોલી ઉભા થઇને) હે ભક્તવત્સલ ભગવાન, સર્વજ્ઞ સર્વ શક્તિમાન સદાશિવ—

### હરિગીત.

આપેલ હોય દુઃખ પીડા કુમતિએ જો સુમતિને,
નિષ્પાપ મારૂં હૃદય ચાહે પ્રેમથી જો સુમતિને;
તો સહાય કરવા ઇંદુમૌલિ મોકલો કો પુરૂષને,
સુખ આપનારી સુમતિ સાથે મેળવે ઝટ જે મને.

( એમ કહી સાષ્ટાંગ દંડવત પ્રણામ કરે છે ).

**શિવભકિત**—યોગીંદ્ર, જાઓ હમણાં વજ્રબાહુની સહાયતા કરો.

**રૂષભયોગી**—જેવી માતુશ્રીની આજ્ઞા. ( એમ કહી આકાશ માર્ગેથી ઉતરતાં).

### સાખી ( મરાઠી ચાલની )

કામધેનું પૃથ્વી ઉપરની સાચી છે શિવભકિત ;
આશ્રિત જનની શું શું ઇચ્છા પૂર્ણ નથી તે કરતી ?
ભજ શંકરને, મનની પૂરી તું કરને.

**વજ્રબાહુ**—( આનંદથી બેઠા થઇને ) અહો શું રૂષભયોગીશ્વર ! મારૂં મોટું ભાગ્ય. ( એમ બોલી પગે લાગે છે )

**ચંદ્રાંગદ**
**પદ્માકર** }—( વજ્રબાહુની સાથેજ પગે લાગે છે )

**રૂષભયોગી**—શ્રી સદાશિવની કૃપાથી નિરંતર બધાનું કલ્યાણ થાઓ. ( એમ કહી કામધેનું પૃથ્વી ઉપરની એ સાખી ફરીથી બોલે છે )

**વજ્રબાહુ**—( હાથ જોડીને ) ગુરૂજી તેમ કરીશ.

### ગીતિ.

માતુશ્રી શિવભકિત, ભકત તમારો તમે મને જાણી,
ક્ષમા કરી અપરાધો. દર્શન દેજો દયા હવે આણી.

( એટલામાં આકાશ માર્ગેથી શિવભકિત આવે છે; બધા ઉઠીને પ્રણામ કરે છે અને શિવભકિતને સોનાનું સિંહાસન આપે છે ).

શિવભક્તિ—પુત્ર વજ્રબાહુ, કૃતજ્ઞ શિરોમણિ આ યોગીરાજને તું જાણુછ ? એક દીવસ તેં કરેલી પરોણાગતથી ખુશી થઇ તેણે તારૂં શું શું શ્રેય કર્યું છે એ વાત એક હુંજ જાણું છું.

વજ્રબાહુ—માતુશ્રી જાણું છું જાણું છું. બધું જાણું છું. મારી ઉપર ઉપકાર કરવાવાળાને હું કેમ ભૂલી જાઉં.

શિવભકિત—સારા ગુરૂ શિષ્યોના ચિંતામણી છે; માટે એની શરણે જઇ તારી ઇચ્છા હોય તે મેળવ.

વજ્રબાહુ—જેમ માતુશ્રીની આજ્ઞા હશે તેમ કરીશ. ( એમ કહી ગુરૂજી તરફ જોઇને ) ગુરૂજી, મારી પ્રાણપ્રિયા સુમતિ આપે બતાવેલ ચિંતામણીના પૂજનથી પુત્ર રત્ન પામ્યા છતાં કુટિલ કુમતિના કપટથી પરાધીન થઇ મેં એને પુત્ર સોત વનમાં મોકલી છે; તે હમણાં ક્યાં હશે એ વાત હું આપની પાસેથી જાણવા માગું છું; કારણ—

મંદાક્રાંતા.

ગામો, નેસો, પરવત, નદી, સાગરો, સર્વ જોઇ,
વાડી, ઝાડી, વનવન ફરી એ બધી પૂર્ણ જોઇ;
પ્રાણપ્યારી સુમતિ મુજની લાવવા આંહિં ધારૂં,
લાગે સૂનું અતિશય મને તે વિના રાજ્ય મારૂં.

સુમતિ—( મનમાં ) મારા પ્રાણનાથ એવું જાણે છે તેથીજ હું કૃતાર્થ થઇ છું.

રૂષભયોગી—( મનમાં ) હમણાં મહારાજાનો સુમતિ ઉપર દૃઢ પ્રેમ થયો છે તેથી મારૂં મન સંતોષ પામે છે. ( જાહેર ) હમણાં એવી ઠાલી મહેનત કરવાની કાંઇ જરૂર નથી.

વજ્રબાહુ—( ઉદ્વેગ સહીત ) ભગવાન્ એ ઠાલો શ્રમ છે એમ કેમ કહો છો ?

રૂષભયોગી—

હરિગીત.

સુકુમાર રાજ કુમાર સાથે સુમતિને ઝટ મારવા,
જે વખત આપ્યું કુમતિએ જળ–ઝેર હૈયું ઠારવા;
તે વખત અથવા વિરહ દુઃખે સુમતિ નક્કિ ગઇ મરી,

વજ્રબાહુ— અરે હાય ! હું મરી ગયો, મારો દેશ બધો શૂનો થયો. મારી દિશાઓ બધી શૂની થઇ. મારૂં રાજ્ય શૂનું થયું અને મારૂં જીવતર હવે નકામું થયું. ( એમ બોલતાં મૂર્છા આવે છે ).

સુમતિ—પ્રાણનાથ, પ્રાણનાથ, આ હું રહી કાંઇ ખેદ કરોમાં. ( એમ બોલી પાસે જવા માંડે છે ).

મૈત્રી—પુત્રિ, ઉતાવળ કરવાની કાંઇ જરૂર નથી. શ્રી શિવભક્તિ બધાનું કલ્યાણ કરશે.

ચંદ્રાંગદ—આર્ય, ધીરજ રાખો ધીરજ રાખો.

પદ્માકર—દેવ, કાંઇ ખેદ કરવાની જરૂર નથી. જ્યાં સુધી ભગવાન યોગીરાજનું બોલવું પુરૂં સાંભળી લીધું નથી ત્યાં સુધી ધીરજ છોડી દેવી ન જોઇએ.

વજ્રબાહુ—પુત્ર, અધુરાં વાકયથી પણ તેનો ભાવાર્થ જણાય છે; તોપણ યોગીરાજ ભલે બોલે, હું વજ્ર હૃદયનો તે સાંભળવા તૈયાર છું.

રૂષભયોગી—હત, જો ન હત, તેની પરે શિવભક્તિએ કરૂણા કરી.

સર્વે—( સાથે ) ભગવાન્ અમે બધા ફરી જીવતા થયા છઇએ. કૃપા કરી એ કયાં હશે તે હવે ઝટ કહો.

રૂષભયોગી— ( આંગળી ચીંધીને ).

## ગીતિ.

શ્રી શિવભક્તિ પ્રતાપે ઉદય હવે તો ખરેખરો પામી,
સુમતિ સુશીલા સાથે ચાલી આવે છે આ જુવો સામી.

( તે પછી આકાશ માર્ગેથી વિમાનમાંથી ઉતરી પછવાડે ચાલતી સુશીલા સહીત સુમતિ આવે છે ).

સુમતિ— ( પ્રવેશ કરીને ) પ્રાણનાથ, હું આપના પગની દાસી સુમતિ આપને પ્રણામ કરૂં છું.

વજ્રબાહુ—( આનંદથી આંખમાં આંસુ આવી જતાં ) તમારાં પવિત્ર ચરિત્ર

થી રાજી થએલાં શ્રી શિવભક્તિના પ્રતાપથી એક પછી એક ઘણાં સુખ ભોગવો.

સુશીલા—દેવ, આપના કુળ પરંપરાની આ દાસી સુશીલા આપને પ્રણામ કરે છે.

વજ્રબાહુ—સુશીલા, તું સુખણી થા.

ચંદ્રાંગદ—માતુશ્રી સુમતિ, હું ચંદ્રાંગદ આપને પ્રણામ કરૂં છું.

સુમતિ—પુત્ર, તમારો અભ્યુદય અને જય થાઓ.

પદ્માકર—માતુશ્રી, હું પદ્માકર આપને પ્રણામ કરૂં છું.

સુમતિ—શ્રી પરમેશ્વરના પ્રતાપથી તમારી ચડતી થાઓ.

( એમ કહી વજ્રબાહુની આગળ બેસે છે ).

વજ્રબાહુ—( ચંદ્રાંગદના કાનમાં ) પુત્ર, સુશીલા તથા સુમતિને જોયાં, પરંતુ મારો બહાર ફરનારો પ્રાણ કુમાર ક્યાંય દેખાતો નથી. મારી પ્રાણ પ્રિયા સુમતિને આ બાબત પુછતાં મને શરમ થાય છે, એટલુંજ નહીં પણ અમંગળની શંકાથી મારૂં હૃદય ધ્રૂજે છે; માટે મારો એ કુમાર ક્યાં છે એ વાત આપેજ સુમતિને પુછવી.

ચંદ્રાંગદ—મહારાજાની જેવી આજ્ઞા. ( એમ બોલી ઉઠીને ) માતુશ્રી સુમતિ, હમણાં આપના કુમાર કયા દેશમાં છે એ જાણવા અમે ઇચ્છા રાખીએ છીએ.

સુમતિ—( આંખમાંથી આંસુ પડતાં ) પુત્ર, હમણાં એ ક્યાં છે એ વાત હું પણ નથી જાણતી; માટે શ્રી શિવભક્તિને અથવા ગુરૂજીને પુછો એ આપને બધું કહેશે.

ચંદ્રાંગદ—ભગવાન્, સુશીલા સોત સુમતિ દેખાડી આપે અમારા ઉપર મોટો ઉપકાર કર્યો છે, પરંતુ સુમતિના કુમાર હાલ ક્યાં છે તે જાણવા અમારાં મન આતુર છે તો આપ કૃપા કરી આપનું નામ કૃપાસાગર છે તે સાર્થક કરશો.

ૠષભયોગી—( ઉભા થઇને ) મહારાજા વજ્રબાહુ, પુત્ર ચંદ્રાંગદ, પુત્ર પદ્માકર સાંભળો.—

## શાર્દૂલવિક્રીડિત.

જે માટે બહુ ભાવથી સુમતિએ પુજા પ્રભુની કરી,
જેનો જન્મ થતાં વને નરવરે કીધી પ્રિયાને પરી;
જેનો ઘાણ કઢાવવા કુમતિએ ડોળી બધીયે મહી,
તે આ ... ... ... ... ...

( હરખનાં આંસુથી કંઠ રૂંધાઇ જવાથી બોલતાં બંધ થઇ જાય છે )

વજ્રબાહુ—પુત્ર ચંદ્રાંગદ અને પદ્માકર, આ પછી શિવયોગી શું બોલશે એ વિચારથી મારૂં હૃદય કંપે છે.

ચંદ્રાંગદ } બેય સાથે—આર્ય, કાંઇ ચિંતા કરોમાં. શ્રી સદાશિવ સદા સર્વનું
પદ્માકર } કલ્યાણજ કરે છે.

સુમતિ—સુશીલા સુશીલા, ગુરૂજીની આવી દશા જોઇ મારૂં હૃદય પણ થરથરે છે.

સુશીલા— દેવિ, ચિંતા કરોમાં. શ્રી શિવભક્તિ અને શ્રી ગુરૂજીની છાંયામાં આપણે છીએ ત્યાં અકલ્યાણની શંકાજ શેની હોય?

( શાર્દૂલ ).

શિવયોગી (રૂપભયોગી)—( તે આ ) શ્રી શિવભક્તિથી જય કરી ભદ્રાયુ આવે અહીં.

( એટલામાં કીર્તિમાળા સહીત ભદ્રાયુ આવે છે ને અનુક્રમથી બધાંને પ્રણામ કરે છે. બધાં ઉભાં થઇ આનંદથી હર્ષનાં આંસુ સહીત ભદ્રાયુને મળે છે ).

વજ્રબાહુ—( મનમાં ) આનું મો સુમતિના જેવુંજ છે; અને આંખ્યો મારા જેવીજ બહુ રાતી છે. જે માટે બહુ બહુ ભાવથી સુમતિએ શ્રી ચિંતામણીની પૂજા કરી હતી તેજ આ મારો પુત્ર હોય તો પછી મારા જેવો ભાગ્યશાળી બીજો કોણ? મને તેના વિશે પુત્રના કરતાં પણ અધિક પ્રેમ આવે છે તોપણ ગુરૂજીને પૂછી ચોકસ કરૂં કે આ ભદ્રાયુ જેવા પુત્રથી કયો પિતા પુણ્યશાળી થયો છે .

( જાહેર ) ગુરૂજી, ( આંગળી ચીંધીને ) આ ભદ્રાયુષે મને જે જે સ-

હાયતા કરી છે તે તે મારી જીભથી કહી શકવા હું સમર્થ નથી. મારા પ્રાણ, રાજ્ય અને કીર્તી આણેજ બચાવ્યાં છે, માટે આપને પુછું છું કે આ કુમારરત્ને કયું રાજકુળ શોભાવ્યું છે? કયા પિતાને સારા કુમારરત્નના પિતાના નામમાં પહેલે નંબરે ગણાવ્યા છે? અને કઇ માતાએ આ કુમારરત્નને જન્મ આપવાથી રત્ન પ્રસૂતામાં પહેલી પદવી મેળવી છે? એ હું પ્રથમ જાણવા માગું છું.

ૠષભયોગી—મહારાજા વજ્રબાહુ, દેવી સુમતિથી અવતરેલો આ તમારોજ કુમાર છે જેણે તમને બેયને કૃતાર્થ કર્યાં છે. ( એમ બોલી એ દંપતીને ફરી ભદ્રાયુપને પગે લગાડે છે ).

વજ્રબાહુ—( હર્ષનાં આંસુની ધારા સહીત બથ ભરીને મનમાં ) આવા સારા પુત્રને મળવાથી શું ચંદનના રસમાં હું મગ્ન થયો છું કે શું પૂર્ણચંદ્રમંડળમાં અથવા અમૃતના સમુદ્રમાં હું મગ્ન થયો છું તે હું જાણી શકતો નથી. ભક્ત, સ્નેહી અને માતા પિતાનું પ્રિય કરનાર અને તેમની આજ્ઞા પાળનાર સત્પુત્ર શું શિવભક્તિ વિના ક્યાંય જગતમાં મળે છે? સત્પુત્રને તેનાં માતા-પિતા અનાદર કરે, દુઃખના દરિઆમાં નાખી દે, અથવા ઉદાસીથી કાઢી મેલે; તોપણ તે પોતાના પિતાની મનવચનકર્મથી ભકિત કરે છે, એ બધાં વચનો મને આજ સાચાં લાગે છે. ( એમ બોલતાં ભદ્રાયુને હર્ષનાં આંસુથી નવરાવી મેલે છે ).

ચંદ્રાંગદ—( પૂરી ખાત્રી થવાથી આનંદથી ઉઠીને ) અહો! યોગીરાજ, શું આ વજ્રબાહુનાજ પુત્ર છે? આની સાથે મારી પુત્રી કીર્તિમાળાનો વિવાહ કરાવી શ્રી શિવભક્તિએ અને આપે મારી ઉપર મોટો ઉપકાર કર્યો છે. ( એમ કહી પગે લાગે છે ).

પદ્માકર—( મનમાં ) અહો! આ ભદ્રાયુ મહારાજા વજ્રબાહુના કુમાર છે એમ ન જાણવાથી મેં તેને સેનાપતિ કરી મોટો અપરાધ કર્યો છે. ( જાહેર ) કુમાર, અજાણતાં મારાથી થએલા અપરાધો ક્ષમા કરશો.

ભદ્રાયુ— મહારાજ, આપનો અપરાધ શું છે? આપે તો અમારી ઉપર હજારો ઉપકાર કર્યા છે કે જેનો અનૃણી દેવતાના જેટલી આવરદાવાળો હું થાઉં તોપણ થઇ શકું એમ નથી. ( એમ કહી પગે લાગે છે ).

વજ્રબાહુ—યોગીરાજ, દેવી શ્રી શિવભક્તિના પ્રસાદથી અને આપના પ્રસાદથી મને સુમતિ મળ્યાં, કિર્તિમાલા સહીત કુમાર ભદ્રાયુ મળ્યા, તેથી હું પરમ આનંદમાં મગ્ન થયો છું; તોપણ મારો અંતરાત્મા તપ્યા કરે છે એ તાપને પણ આપ દૂર કરશો એવી આશા છે.

રૂષભયોગી—મહારાજા, આપના અંતઃકરણમાં હવે કયા પ્રકારનો સંતાપ છે ?

વજ્રબાહુ—ભગવાન્, મારા બીજાં હૃદય જેવા, બીજા આત્મા જેવા અને દેહ માત્રથી જૂદા, મારાં સુખ દુઃખમાં સરખો ભાગ લેનારા, મારા પરમ મિત્ર પદ્માપ્રસાદને મેં કુમતિના કપટરૂપ અંધેરીથી અંધ થઇને મારા નગરમાંથી કાઢી મેલેલ છે, એટલુંજ નહિં પણ તેમનીજ સાથે રહેનારા વિનય, વિવેક, વિચાર અને આચાર વિગેરેને પણ દૂર કરેલા છે; તેથી આ વખતે મારા મનમાં મોટો સંતાપ થાય છે. તે સંતાપ તે બધાને મળ્યા વિના મટી શકે એમ નથી; માટે તે સહુને મળવા મારૂં મન આતુર છે.

રૂષભયોગી—મહારાજ, વિવેક, વિનયાદિ તો જ્યાં પદ્માપ્રસાદ હશે ત્યાંજ હશે; પણ પદ્માપ્રસાદ કુમતિની બીકથી છાના વેશ, ભાષા અને આચાર રાખવાથી ઓળખાવા અશક્ય છે.

વજ્રબાહુ—ભગવાન્, આપ સર્વજ્ઞ છો; તેથી આપને શું અજાણ્યું છે ? આ કલ્યાણ પરંપરા મને મળેલી છે; તોપણ તે મિત્રમણી વગર મને ગમતાં નથી; અને વિવેક વિનયઆદિ અધિકારીઓ તો મારા જંગમ ખજાના છે; માટે કૃપા કરી આપ બતાવો કે કયા દેશમાં તેઓ હશે. પ્રથમ જેમ સુમતિને ગોતવા મેં કમર કસી હતી તેમજ હવે પદ્માપ્રસાદને માટે કમર કસી છે.

કારણ કે—

### માલિની.

સુમતિ સુખ ન આપે, કીર્તિમાલા ન આપે,
લગરિ પણ ન તે મેં પુત્ર ભદ્રાયુ આપે;
નજર નવ ચડે જો ક્યાંય પદ્માપ્રસાદ,
મુનિવર શિવયોગી, વાત એ નિર્વિવાદ.

પદ્માકર—( મનમાં ) અહો ! મહારાજાનો મારા ઉપર અત્યંત પ્રેમ છે.

રૂષભયોગી—( મનમાં ) અહો ! દેવી સુમતિનો પ્રભાવ કાંઇક જુદોજ છે, જે આવવાની સાથેજ મહારાજા પદ્માપ્રસાદ અને વિનય વિવેકઆદિ અમલદારોને જોવા ઇચ્છા રાખે છે. ( જાહેર ) મહારાજ, દેવી શ્રી શિવભકિત આપની સમીપજ છે, જેથી આપનાં ભાગ્ય ઉદય થયાં છે તેને હવે બીજું શું દુર્લભ છે ? માટે સ્નેહના સાગરરૂપ આ પદ્માકરને જુવો; એ બીજે રૂપે પદ્માપ્રસાદજ છે એમ જાણો.

પદ્માકર—( મનમાં ) હવે છાનું રહેવાની કાંઇ જરૂર નથી. ( જાહેર ) મહારાજ, હું આપનો સેવક પદ્માપ્રસાદ પ્રણામ કરૂં છું. ( એમ કહી પગમાં પડે છે. )

વજ્રબાહુ—( આનંદનાં આંસુ આવતાં તેને બેઠા કરી બથમાં ધાલી મળેછે )

પદ્માપ્રસાદ—અખંડ કલ્યાણ કરનાર વિજય અને ઉદય આપનાર રાજદર્શન શું અગણિત પુણ્ય વિના મળે છે ?

( એમ કહી ફરી પ્રણામ કરે છે ).

( એટલામાં પડદામાં શબ્દ થાય છે ).

પડદામાં—મહારાજા વજ્રબાહુ આપનો જય થાઓ, જય થાઓ, માતા શ્રી સુમતિ આપનો જય થાઓ, જય થાઓ. અમે એક નિષ્ટાવાળા આપના નોકરો આપની શરણે આવ્યા છીએ.

વજ્રબાહુ—મિત્ર પદ્માપ્રસાદ, ઘણા વર્ષો પહેલાં સાંભળેલો વિવેકના જેવો આ સાદ સંભળાય છે.

પદ્માપ્રસાદ—મહારાજ, મને પણ એમજ લાગે છે. ( એટલામાં વિનય, વિવેક, આચાર અને વિચાર આવીને પગે લાગે છે ).

વજ્રબાહુ—અહો ! વિવેકઆદિ તમે બધા, મારી રાજ્યધાની છોડયા પછી કયાં રહ્યા હતા ?

વિવેક—દેવ, આ મહારાજા પદ્માકરના ગુપ્ત ધર્મોશ્રમ વિના કુમતિની બીકથી અમારે બીજું શરણ નહોતું.

વજ્રબાહુ—મિત્ર પદ્માપ્રસાદ, તમારા ધર્માશ્રમે મારા ઘણા સ્નેહીઓની રક્ષા કરી છે.

પદ્માપ્રસાદ—મહારાજ, ધર્માશ્રમ તો નિમિત્ત માત્રજ છે; પણ સર્વના રક્ષા કરનાર તો આ શ્રી શિવભક્તિજ છે.

ભદ્રાયુ—પિતાજી, આ મહારાજા પદ્માપ્રસાદના ગુપ્ત ધર્માશ્રમનું વર્ણન હું મારી એક જીભથી કરી શકતો નથી. એ ધર્માશ્રમમાં અમે અને બીજાઓએ રાજ્ય સુખ કરતાં અધિક સુખ ભોગવેલ છે; તેમજ આ ગુરૂશ્રીએ પણ જે અદભુત સહાયતા કરી છે તે હું કહી શકતો નથી.

વજ્રબાહુ—કુમાર, ગઇ રાત્રીએ જોએલાં નાટકથી ગુરૂશ્રીએ તમારા ઉપર શું ઉપકારો કર્યા છે તે હું સારી રીતે જાણું છું.

ભદ્રાયુ—પરમ પુજ્ય પિતાજી,

( ઝેર ગયાંને વેર ગયાં એ રાગ. લાવણી )

સુખના સમુદરમાં હું આવ્યો દુખ દરિઆને પાર કરી,
તે આ માતા શિવભક્તિની કૃપાદૃષ્ટિની છે લહરી ;
સેવા તેની સદાય કરવી એજ પ્રાર્થના છે મારી,
એકજ એછે અખિલ વિશ્વમાં સાચાં સુખને કરનારી.

વજ્રબાહુ—કુમાર તમે બરાબર કહ્યું. ચાલો આપણે તેમનું પૂજન કરીએ. ( એમ બોલી ચંદન, પુષ્પ, ધૂપ અને નૈવેદ્યથી પૂજા કરી સર્વ સહીત પ્રણામ કરે છે ).

શિવભક્તિ—પુત્ર વજ્રબાહુ, આ તમારા કુમારને અને આ તમારી રાણીને શ્રી શંકરની આજ્ઞાથી મેં ઘણીવાર મોતથી બચાવેલ છે; અને આ શિવયોગીએ તો મારી આજ્ઞાથી ક્ષણે ક્ષણે તેમની સહાયતા કરી છે. મારા ચંદ્રાંગદની કુમારી કીર્તિમાલા સાથે વિવાહ પણ આ શિવયોગીએ કરાવ્યો છે, એટલુંજ નહિં પણ નાટક બતાવીને કુમતિનાં કાવત્રાં આપની પાસેં શિવયોગીએજ ઉઘાડાં પાડયાં છે. તેમજ આ મૈત્રી, કરૂણા, મુદિતા અને ઉપેક્ષાએ જ્યારે સુમતિ બેભાન હતી ત્યારે નવ મહિના સુધી તેનું પાલન પોષણ કર્યું છે. આ સર્વ કલ્યાણ પરંપરા પુત્રી સુમતિએ પરમ ભક્તિથી પ્રતિ દિવસ પૂજેલા શ્રી ચિંતામણી-

રૂપ શ્રી પાર્વતિપતિ શ્રી શંકરની કૃપાથીજ પ્રાપ્ત થએલ છે. હવે તમારે જે માગવાનું હોય તે માગો.

વજ્રબાહુ—( હાથ જોડીને ) માતુશ્રી, કુમતિના સંગથી મેં તો આપનો અનાદર કર્યો હતો, પણ આપે તો જનેતાની પેઠે મારા અનેક અપરાધો સામું ન જોઇને વારંવાર મારૂં કલ્યાણુજ કરેલું છે, તે આપની ભક્તવત્સલતાનો મહિમા છે; તેનું હું શું વર્ણન કરૂં ? હવે કૃપા કરી મારી રાજધાનીમાં આપ પાછાં પધારો એ મારી પહેલી પ્રાર્થના છે.

શિવભક્તિ—પુત્ર, પુત્રી સુમતિની અને તમારી ભક્તિને લીધે હું પરવશ થઇ ગઇ છું; માટે હું તમારી રાજધાનીમાં રહેવાને કબુલ કરૂં છું.

વજ્રબાહુ—એ આપનો મોટો ઉપકાર. હવે પદ્માપ્રસાદ, ચંદ્રાંગદ આદિ બધાને આપની સાથે મારી રાજધાનીમાં લયાવી ત્યાં મોટો ઉત્સવ કરવો એ મારી બીજી વિનંતી છે.

શિવભક્તિ—આ પુષ્પક વિમાન તૈયાર છે. ચાલો બધાં જઇએ.

સર્વે સાથે—જેવી માતુશ્રી શિવભક્તિની આજ્ઞા. (એમ કહી વિમાનમાં બેસે છે)

શિવભક્તિ—પુષ્પક, જલદી દશાર્ણ દેશ તરફ જા.

( એમ બોલે છે અને વિમાન આકાશ માર્ગે ચાલ્યું જાય છે ).

---

## પ્રવેશ ૫ મો.

### સ્થળ કુમતિનો રાજમહેલ.

( કુમતિ અને દુઃશીલા પ્રવેશ કરે છે ).

કુમતિ—દુઃશીલા, હજી સુધી અવિચાર આવ્યો નહિં; તેથી મારા મનમાં ચિંતા થાય છે.

દુઃશીલા—( બારણાં સામું જોઇને ) માતુશ્રી, સંભાળતાંજ આ આવ્યા. જુવો, બ્રહ્મચારીના વેશથી આપણે પણ ઓળખી ન શકીએ એવા લાગે છે.

અવિચાર— ( આવીને ) પગે લાગું છું, દેવિ, પગે લાગું છું. તમારો મનોરથ પૂરો થયો છે.

કુમતિ—શી રીતે ?

અવિચાર—માતુશ્રી, તમારી બતાવેલી યુક્તિથી સુમતિ ને સુશીલા બેય સ્વધામ પોંચી ગયાં.

દુઃશીલા—દેવિ, હવે આપણા મનોરથ પૂરા થયા.

કુમતિ— સખિ, મહારાજાનો હમણાં આપણા ઉપર સ્નેહ નથી એ વિઘ્ન મોટું છે.

અવિચાર— માતુશ્રી, કાંઇ ચિંતા કરોમાં. મહારાજા હમણાં મરવાની તૈયારીમાં હોય એવી દશા ભોગવે છે.

કુમતિ—તેં એ ક્યાંથી જાણ્યું ?

અવિચાર—ચંદ્રાંગદના શહેરની વાડીમાંથી પાણી ભરનારી પાણીવાળીઓ પાસેથી મેં સાંભળ્યું કે સુમતિના સદ્ગુણો સાંભળી આવવાથી મહારાજાને મૂર્છા આવી ગઇ છે તે સુમતિનો હાથ અડયા વિના પાછી વળે એમ નથી, એમ બધા વૈદ્યો કહે છે ; તેથી ચંદ્રાંગદ આદિ બધાં રાજમંડલે તેના જીવવાની આશા મૂકી છે.

કુમતિ—( આનંદથી ) જો એમ હોય તો મારા મોટા ભાઇ મદનને બોલાવો, કુમાર મહામયની અને અમાત્ય અનર્થનિધિના પગની બેડીયું તોડી નાખો, અને અવિવેક, અવિનય વિગેરે આપણા બધાઓને છૂટા કરો.

અવિચાર—માતુશ્રી, આ આપના ગરીબ નોકરે એ બધું મોરથીજ કર્યું છે; તેથી તે બધા દોઢીમાં આપનાં દર્શન કરવા બેઠા છે ; જો આજ્ઞા હોય તો બોલાવીએ.

કુમતિ—ભલે ખુશીથી બોલાવો.

અવિચાર—જેવી દેવીની આજ્ઞા. ( એમ કહી બહાર જઇ મદન વિગેરેને બોલાવી પાછો આવે છે ).

સર્વે—( સાથે ) દેવીનો જય થાઓ જય થાઓ.

**કુમતિ**—બધા સારી પેઠે છો ?

**મદન**—માતુશ્રી, ભદ્રાયુષ અને એનો મિત્ર જે સુનય તેણે અમને બાંધ્યા હતા અને મરવા જેવા કરી નાખ્યા હતા; જેથી શું કરવું તે સુજતું નહોતું; પણ આ આપના અવિચારે અમને ફરીથી જીવતા કર્યા છે, પુષ્ટ કર્યા છે, ને ઘણા પરાક્રમી કર્યા છે તેથી અમે અમારી મરજી પ્રમાણે વર્તનારા થયા છીએ.

**કુમતિ**—તમારૂં બોલવું ખરૂં છે. અવિચાર તો મને પ્રાણ જેવો વ્હાલો છે. જે અવિચારે કર્યું તે બીજો નહિં કરી શકે; માટે મારા કુમાર મહામયના મુખ્ય દિવાન તે થશે.

**મદન**—બા, કુમારના દીવાન થાવાને તે લાયક છે, પણ પ્રથમ કુમારને રાજ્યાભિષેક કરવાની ઉતાવળ કરવી જોઇએ, એમ મને લાગે છે.

**કુમતિ**—ભાઇ, સાચું કહો છો (નૃશંષાચાર્ય તરફ જોઇને) ગુરૂજી રાજ્યાભિષેકનો દિવસ જુઓ.

**નૃશંષાચાર્ય**—બા આજેજ બહુ સારો દિવસ છે.

**કુમતિ**—તમે આમ પંચાંગ જોયા વિના સારો દિવસ છે એમ કેમ કહો છો ? ગુરૂ, ચંદ્ર આદિ ગ્રહો કુમારને આજે સારા છે ?

**નૃષશાંચાર્ય**—બા, આપણા ગ્રહ જૂદા છે. આપણો ગુરૂ અવિચાર છે. મદન આપણો બુધ છે. અનાચાર આપણો શુક્ર છે. અવિવેક આપણો સૂર્ય છે, અને અવિનયરૂપ ચંદ્ર હમેશાં અનુકૂળજ છે. શની, રાહુ અને કેતુનું કામતો આપણા મોટા અમાત્ય અનર્થનિધિ કર્યા કરે છે; આપણા કુમારને આ ગ્રહો અનુકૂળ છે, તો પછી બીજા ગ્રહોનું શું કામ છે ?

**કુમતિ**—તમારૂં બોલવું ખરૂં છે, ગુરૂજી, ખરૂં છે. એ લોકોની અનુકૂળતાથી કુમારને આજે રાજ્ય મળશે; તેમાં પણ આ અનર્થનિધિ અને આપ ગુરૂજીએ તો અમારૂં બધું સારૂં કર્યું છે તે હું કેમ ભૂલીશ ?

**અનર્થનિધિ**—દેવિ, એ આપની કૃપાનો પ્રતાપ છે. આપની કૃપા વિના અમે તમારૂં શું સારૂં કરી શકીએ ?

કુમતિ— અમાત્ય, હવે કુમારના રાજ્યાભિષેકની ઉતાવળ કરો; કેમકે સારા કામમાં સો વિઘ્ન એ કહેવત તમારાથી અજાણી નથી.

અનર્થનિધિ—દેવિ, આપનાં દર્શન કરવા પહેલાંજ અવિચારના મુખથી મહારાજની સ્થીતિ સાંભળી મેં હુકમ કરી દીધો છે કે આજે મહારાજા વજ્રબાહુના રાજ્ય ઉપર દેવી કુમતિના કુમર મહામયને અભિષેક કરવો છે; માટે રાજમાર્ગોમાં પાણી છંટાવો, સર્વ માર્ગોમાં રોશની કરો, હાથી ઘોડા શણગારી તૈયાર રાખો, સર્વ કન્યાઓને સુંદર વસ્ત્ર અને ઘરેણાંઓથી શણગારી તીર્થ જળના કળશો સહીત હાજર રાખો, એટલુંજ નહિં પણ બધી પ્રજા કુમારને નજરાણો કરવા અમુલ્ય વસ્ત્રો, ઉત્તમ ઘરેણાંઓ, તથા સોનાં મોહોરો લયાવો. ઇત્યાદિ

કુમતિ—( હર્ષ સહીત ) પ્રધાન, જે કરવાનું હતું તે તમે કરી ચૂકયા; તેથી જણાય છે કે કુમારને રાજ્યાભિષેક કરવાની જેટલી મારા મનમાં ઉતાવળ છે તેટલીજ તમારા મનમાં પણ છે.

( પડદામાં કોલાહળ સાંભળીને )

પ્રધાન, મને લાગે છે કે કુમારને નજરાણો કરવા બધી પ્રજા આવતી હશે તેનો આ કોલાહળ છે.

અનર્થનિધિ—હા. એમજ. આપની કૃપાથી મારો હુકમ કોણ નથી ઉપાડતું?

( એટલામાં દ્વારપાળ પ્રવેશ કરે છે ).

દ્વારપાળ—( આવીને ) બા, બધી પ્રજા આપનાં દર્શન કરવા આવી છે; પછી જેવી આપની મરજી.

કુમતિ—બધાને મંડપમાં બેસારી બધા અગ્રેસરોને આંહીં બોલાવી આવ.

દ્વારપાળ—જેવી દેવીની આજ્ઞા. ( એમ કહી નીકળી જઇ પ્રજાના અગ્રેસરો સહીત પાછો આવે છે ).

અગ્રેસરો—દેવીનો જય થાઓ જય થાઓ.

કુમતિ—આવો આવો અહીં બેસો.

અગ્રેસરો—જેવી દેવીની આજ્ઞા. ( એમ કહી બેસી જાય છે )

કુમતિ—તમે કુમારને માટે શું નજરાણો લાવ્યા છો ?

પહેલો—દેવિ, આજે કુમારને નજરાણો કરવાનું શું કારણ છે ?

કુમતિ—શું તમે નથી જાણતા કે આજે કુમાર ગાદી ઉપર બેસવાના છે ?

બીજો—હા અમે એ વાત સાંભળી છે; પણ સાચી માનતા નથી.

કુમતિ—( રોષથી ) શું મોટા પ્રધાન અનર્થનિધિનો હુકમ પણ ખોટો હોય કે ?

ત્રીજો—અનર્થનિધિની કુમારને રાજ્ય ઉપર બેસારવાની શું સત્તા છે ? એ તો મહારાજાનો એક નોકર છે.

કુમતિ—ભલેં એની સત્તા નથી; પણ હું મારી સત્તાથી બેસારૂં છું.

ચોથો— માતાજી, આપની પણ એવી સત્તા નથી. તમે વિચાર કરો કે તમે અને તમારા અમલદારોએ ક્યાંય પણ એક રાજા જીવતાં છતાં ક્યાંય બીજાનો અભિષેક જોયો છે ?

મદન—( રીંસથી ) દેવી કુમતિ સાથે જવાબ સવાલ કરનારા તમે કોણ છો ? જાઓ તરત મહોત્સવ કરો.

પાંચમો—મદન, મદન, આમાં રીંસ કરવાનું કામ નથી. મહારાજા વજ્રબાહુએ અમને પુત્રની પેઠે પાળી પોષી મોટા કર્યા છે તેથી અમારે દેવી કુમતિ સાથે જવાબ સવાલ કરવાનો અધિકાર છે; એટલુંજ નહિં પણ તમ જેવા સ્વાર્થી અને પેટભરાઓની શીખવણીથી દેવી કુમતિ નો લોક વિરૂદ્ધ કામ કરવાનો વિચાર થાય છે તે અમે સહન નહિં કરીએ.

છઠો—માતાજી કુમતિ, જો આપને કુમાર ઉપરના પ્રેમને લીધે અભિષેક જોવાની મરજી હોય તો મહારાજા આંહીં પધાર્યા પછી તેની પ્રાર્થના કરી તેમની રજા લહી યૌવરાજ્યાભિષેક કરાવશો તો એ વાત ઠીક છે.

કુમતિ—ના ના. યૌવરાજ્યાભિષેકની વાત નથી. આતો કુમાર ઉપર રાજ્યાભિષેક કરવો છે. આજથી કુમાર મહામય તમારો રાજા અને તમે તેની પ્રજા; માટે મન વચન કર્મથી હવેથી મહામયની આજ્ઞા તમારે પાળવી.

**સાતમો**—( કાન આડા હાથ દઇને ). અમારા રાજા વજ્રબાહુ હજી બાર વરસના બેઠા છે. જ્યાં સૂર્ય પ્રકાશ આપતો હોય ત્યાં પતંગિયાના પ્રકાશની કોણ ઇચ્છા કરે ? માતા કુમતિ, આ નીચમાંનીચ અનર્થનિધિ, મદન, અને નૃશંષાચાર્ય આદિ દુષ્ટ અમલદારોની સોબતથી તમારી બુદ્ધિ કેમ ભમી ગઇ છે ? જેથી તમારા પોતાના પરમેશ્વર પ્રમાણે માનવા લાયક પતિનો અનાદર કરી કુમાર ઉપર રાજ્યાભિષેક કરવાનું સાહસ કરવા તૈયાર થયાં છો ? અમે તો કોઇ દિવસ તમારાં આવાં પાપનાં કામમાં ભેળા નહિં ભળીએ.

**નૃશંષાચાર્ય**—( રીંસથી ) પાપિઆઓ, તમે બધા દેવી કુમતિને આવાં આવાં વચન કહો છો તે ઉપરથી સિદ્ધ થાય છે કે તમે સુમતિના પક્ષપાતી છો ; પણ સુમતિ તો પરલોકમાં ગઇ તો તમને બધાંને પણ કુમાર મહામય પરલોકમાં મોકલશે જેથી ત્યાં જઇ સુમતિના દર્શનનું સુખ લેશો.

**અવિચાર**—આચાર્યજીનું બોલવું ખરૂં છે. એ લોકો બધા રાજ્યદ્વેષી છે, માટે પ્રાણાંતદંડની શિક્ષા કરવા લાયક છે.

**કુમતિ**—એ પાંચ સાત જણા આપણા વિચારથી વિરૂદ્ધ હોય તેથી કાંઇ બીવાનું નથી ; તોપણ પાંચ છ જણાને કાળનું બળિદાન કરી પછી રાજ્યાભિષેક કરવો.

**સર્વે અગ્રેસરો**—( ઉભા થઇને ) અમે પાંચ છ જણાજ તમારા વિરોધી છીએ એમ ન જાણવું ; પણ દશાર્ણ દેશની બધી પ્રજા તમારાથી વિરૂદ્ધ છે એમ જાણવું.

**અનર્થનિધિ**—આખો દશાર્ણ દેશ વિરોધી હોય તોપણ તેને કોણ ગણે છે? દશાર્ણ દેશના અધિપતિ રાજા વજ્રબાહુને પણ અમે ગણતા નથી તો પછી તમે અમને શું કરવાના છો ?

**સર્વે**—( સાથે રીંસથી ) અરે અરે ! કર્મ ચંડાલો, તમે કૃતઘ્નીના શિરોમણી છો, પાપિઆના અગ્રેસરો છો, રાજ્યદ્રોહીના પ્રમુખો છો, અને કુળમાં કલંક છો. તમને ધિઃકાર છે. તમારી કુળ પરંપરાના પાલન કરનાર, ક્ષણે ક્ષણે તમારી ઉપર ઉપકાર કરનાર અને તમારે પરમેશ્વર પ્રમાણે માનવા લાયક માયાળુ મહારાજને પણ તમારી કપટકળાથી પરાભવ

પમાડીને તમે તમારી કૃતાર્થતા માનો છો, હજારો અન્યાય કરો છો તેનું ફળ સર્વ લોકના સાક્ષી પરમેશ્વર તમને તરત આપશે.

**અનર્થનિધિ**—( રીસથી ) પાપિઆઓ, ઝાઝી લવરી કરવી બંધ કરો. તમે રાંક અજ્ઞાની રાજ્યનીતિના તત્વને ન જાણનાર લોકો, અમે કે જેઓ રાજ્યના અધિકારિઓ છીએ તેની સાથે વાદવિવાદ શું સમજીને કરો છો ? તમે દેખતા નથી કે દેવી કુમતિના પ્રભાવથી અમે રાજાને રાંક ને રાંકને રાજા કરી શકીયે છીએ ? અને તેથીજ મહારાજા વજ્રબાહુને પદભ્રષ્ટ કરી કુમાર મહામયને રાજ્યાભિષેક કરીએ છીએ; માટે તમે તમારૂં સારૂં ઇચ્છતા હો તો અમારા મતમાં ભળો.

**પહેલો શહેરી**—( રીસથી ) અજ્ઞાની, બુદ્ધિહીન અને રાજનિતિનાં તત્વને ન જાણનારા તો તમેજ છો કે જે સર્વ શાસ્ત્રમાં પ્રસિદ્ધ એવા કૃતઘ્નપણાંના દોષને જાણતા નથી. પાપિઆઓ શાસ્ત્રનો સિદ્ધાંત તો સાંભળો.

૧ જે માણસને જેનાથી ઉંચું પદ મળે છે તે માણસ જો પોતાના ઉપર તે ઉપકાર કરનારને ભુલી જાય તો તે લાખો જન્મ સુધી દુઃખી થાય છે.

૨ પોતાની ઉપર ઉપકાર કરનારને જે પુરૂષ માનતો નથી તે પુરૂષ મુવા પછી કોટી કલ્પ સુધી વિષ્ટાનો કીડો થાય છે.

૩ કોઇએ કરેલો થોડો પણ ઉપકાર જે સંભારતો નથી તે કૃતઘ્ની આ લોકમાં બ્રહ્મહત્યાના કરનાર કરતાં પણ વધારે પાપી છે.

૪ વેદવાદિ પુરૂષોએ બ્રહ્મહત્યા કરનારાઓનાં પ્રાયશ્ચિત બતાવ્યાં છે પણ કૃતઘ્નીનાં નથી બતાવ્યાં; કારણ કે તેનું પ્રાયશ્ચિત છેજ નહિં એવું એ નીચ કામ છે.

૫ જ્યારે બ્રહ્મહત્યા જેવાં મહા પાપોનાં પણ પ્રાયશ્ચિત છે ને કૃતઘ્નતાનું નથી ; ત્યારે મોટામાં મોટું પાપ કૃતઘ્નતા છે એમ નક્કી થાય છે.

૬ આવાં આવાં કૃતઘ્નતાની નિંદાનાં વચનો તમે રાજકીય લોકોએ રાજકીય કપટમાં ચિત્ત લગાડવાથી સોણામાંએ સાંભળ્યાં નથી; પણ પરિણામે તમારી કૃતઘ્નતા તમનેજ અસહ્ય દુઃખ દેનારી થાશે.

**અનર્થનિધિ**—( અનાદરથી ખડખડ હસીને ) અમારી કૃતઘ્નતા અમને બીજા જન્મમાં જે ફળ આપવું હોય તે ભલેં આપે ; આ જન્મમાં તો અમને અમારી કૃતઘ્નતા રૂપી કલ્પલતા ફળી છે; જેથી શિવભકિતને વળાવી દીધાં ; પદ્માપ્રસાદને કાઢી મેલ્યો. સુમતિને વનમાં મોકલી ; વિવેક, વિનય, વિચાર, આચાર આદીને રાજ્યથી દૂર કર્યાં ; અને મહારાજા વજ્રબાહુને પણ પદભ્રષ્ટ કર્યા ; એટલુંજ નહિં પણ કુમાર મહામયને રાજ્યાભિષેક કરીને હવે અમે અનેક સુખ ભોગવશું ; તમારે પણ અમારાં જેવાં સુખ ભોગવવાની ઇચ્છા હોય તો અમારી મરજી પ્રમાણે વર્તો ; જો તેમ નહિં કરો તો તમે જીવના જાશો.

**સર્વે**—( રીંસથી ઉભા થઇને ) રે રે ! કૃતઘ્ની, કુલકલંક, ચોર અને જારના શિરોમણિ અનર્થનિધિ, અમે કદી પણ તારા મતમાં મળવાના નથી ; કેમકે જો દશાર્ણ દેશની બધી પ્રજાએ મહારાજા વજ્રબાહુના હિતને માટે મન, વચન, અને કર્મથી શિવભકિત કરી છે તો મહારાજા વજ્રબાહુ, મહારાણી સુમતિ અને તેનો પુત્ર તરત આંહી આવીને તમને સર્વને તમારી કુમતિ અને તેના કુમાર મહામયને ક્ષણુ માત્રમાંજ નાશ કરશેજ એવી અમને પૂરેપૂરી ખાત્રી છે.

**અનર્થનિધી**—મૂર્ખાઓ, તમારો એ વિચાર બધો ખોટો છે. હું ફરીથી પણ તમને કહું છું કે જો તમારી જીવવાની મરજી હોય તો દેવી કુમતિના કુમારનો રાજ્યાભિષેક કરવામાં ઉલટથી ભાગ લીયો; તેમ નહીં કરો તો સવારે તમે નહીંજ હો એમ સમજજો.

**સર્વે**—ના ના અમે બધા જીવીએ છીએ ત્યાં સુધી મહામયને રાજ્યાભિષેક કરવા દેશું નહિં. અમારા તો રાજા, પિતા, ગુરૂ અને પરમેશ્વર મહારાજા વજ્રબાહુ, વજ્રબાહુ અને વજ્રબાહુજ છે. મહારાજાના વિરોધીઓને મૂળથી ઉખેડી કાઢવા માટે અમારાં અસંખ્ય હથિઆરો તૈયાર છે.

( એમ કહી નીકળી જાય છે ).

**કુમતિ**—( ભય સહીત ) પ્રધાન અનર્થનિધિ, આ લોકોનો મહારાજા ઉપર અને સુમતિ ઉપર કેટલો પક્ષપાત છે તે તમે જોયો ? બિચારા અવિચારે બહુ કઠણ કામ કર્યું છે તોપણ કુમાર મહાગય ઉપર રાજ્યાભિષેક કરવા આ લોકો દેશે નહિં એમ મને લાગે છે.

અનર્થનિધિ—માતા કુમતિ, કાંઇ ચિંતા કરો નહીં, મહારાજા અને સુમતિના પક્ષકારોને એકદમ કતલ કરવા અમે બધા સાથે જાઇએ છીએ.
( એમ કહી નીકળી જાય છે ).

કુમતિ-- દુઃશીલા, ચાલ આપણે અંદરના ઓરડામાં જઇ નૃશંસ ગુરૂજીના બતાવવા પ્રમાણે મહારાજા તથા તેના અમલદારો ઉપર મારણ મોહન, વશીકરણ, અને ઉચ્ચાટન વિદ્યાની સાધના કરીએ.

દુઃશીલા—આ, આમથી પધારો. ( જાય છે ).

---

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ રાજા વજ્રબાહુનો સભામંડપ.

રત્ન જડેલાં સોનાનાં સિંહાસન ઉપર બેઠેલાં શ્રી શિવભક્તિ અને પરિવાર સહીત મહારાજા વજ્રબાહુ પ્રવેશ કરે છે.

વજ્રબાહુ—માતુશ્રી શિવભક્તિ, મનના વેગને પણ હસી કાઢે એવા આ પુષ્પક વિમાનના વેગથી આપણે થોડીજ વારમાં આ શહેરમાં આવી પહોચ્યાં તેથી મારૂં મન સુખના સમુદ્રમાં મગ્ન થાય છે.

ચિત્તશર્મા—(પ્રવેશ કરીને ) માતા શ્રી શિવભક્તિનો અને મહારાજા વજ્રબાહુનો જય થાઓ.

વજ્રબાહુ--( આશ્ચર્ય સહીત ) અહો ! મારા મિત્ર ચિત્તશર્મા ! આવો આવો આપણે મળીયે. ( એમ કહી મળે છે. )

ચિત્તશર્મા—( શિવભક્તિને ) માતુશ્રી, આપે મહારાજાશ્રી ઉપર અનુગ્રહ કર્યો તે જોઇને હું બહુ રાજી થયો છું.

શિવભક્તિ—પુત્ર, મહારાજા ઉપર મારો અનુગ્રહ થવાનું કારણ તુંજ છો,

વજ્રબાહુ—માતુશ્રી, આપે સાચું કહ્યું ; હું જે વખત દુઃખના દરીયામાં બુડયો હતો તે વખત તમે ગભરાઓ નહીં, ને શિવભક્તિને શરણે જાઓ એવું આ ચિત્તશર્માએજ બતાવ્યું હતું. સારા મિત્ર વિના સારો માર્ગ કોણ બતાવે ?

ચિત્તશર્મા—આ અભ્યુદયનું મુખ્ય કારણ દેવી સુમતિએ પૂજેલા શ્રી શંકરનો પ્રસાદ છે. હું કોણ માત્ર ?

વજ્રબાહુ—મિત્ર, જ્યારે દેવી સુમતિ વનમાં ગયાં હતાં અને હું દુઃખના દરિઆમાં બૂડતો હતો તે વખત સર્વ કલ્યાણનું સાધન તેંજ મને બતાવ્યું હતું તે તારો ઉપકાર હું કદી ભૂલવાનો નથી.

શિવભક્તિ—પુત્ર વજ્રબાહુ, આવો સુખદુઃખમાં સરખો ભાગ લેનારા પવિત્ર મિત્રની પણ તેં આજ દિવસ સુધી ઉપેક્ષા રાખી એ તારી કેવી અને કેટલી ભૂલ છે ?

વજ્રબાહુ—માતાજી, સાચું કહો છો. સાચું કહો છો. આવી આવી મેં અનેક ભૂલો કરેલી છે, તેનાં પાપ અને પશ્ચાત્તાપની શાંતિ સારૂં પ્રથમ મારે બે કામ કરવાની જરૂર છે.

શિવભક્તિ—ક્યાં બે કામ કરવાનાં ?

વજ્રબાહુ—માતાજી, એકતો જેની સોબતથી મેં આ બધી ભૂલો કરી છે તે કુમતિ તથા તેના પરિવારને પ્રાણાંત દંડની શિક્ષા કરવી ; અને બીજું મગધ દેશના મહારાજા હેમરથની સાથે મિત્રતા કરવી તે.

શિવભક્તિ—પુત્ર, કુમતિ તથા તેનો પરિવાર તેં કહી તેવી શિક્ષાને લાયક છે, પણ તેની સહાય કરનાર હેમરથને તું મિત્ર કરવા શું કારણથી કહે છે તે કહે.

વજ્રબાહુ—તેનું પહેલું કારણ તો એજ છે કે મારૂં મન તેને વિશે શત્રુભાવ બાંધતું નથી ; અને બીજું કારણ એ કે તેણે કુમતિની સહાય કરતી વખત મારીજ સહાય કરી છે ; કેમકે તેણે પરિવાર સહીત કુમતિને કેદ કરી હતી. હવે એ બે કામ કરવામાં જેટલા ક્ષણનો વિલંબ લાગે છે તેટલા ક્ષણો મને તેટલાં વર્ષ જેવડા લાગે છે ; પછી જેવી દેવીની મરજી.

શિવભક્તિ—પુત્ર તારો વિચાર ઉત્તમ છે. તારો મનોરથ પૂરો કરવા તારા સદ્ગુરૂની પ્રાર્થના કર.

વજ્રબાહુ—હે કૃપાસિંધુ સદ્ગુરૂ, કપટી કુમતિને અને મારા પવિત્ર મિત્ર હેમરથને જોવા હું આતુર છું.

રૂષભયોગી—પુત્ર, કામધેનુ, કલ્પલતા, અને ચિંતામણીથી પણ અધિક ચરિત્રવાળાં શ્રી શિવભક્તિનો તેં આશ્રય કર્યો છે તો તારો કયો મનોરથ દુર્લભ છે. જો ( આંગળી ચીંધીને ) આ હેમરથ રાજા કપટી કુમતિને તેના પુત્ર અને પરિવાર સહીત બાંધીને લાવે છે.

( એટલામાં એક વજ્ર પંજરમાં કુમતિને, તેના પુત્ર અને પરિવારને કેદી કરી હેમરથ રાજા આવે છે ).

હેમરથ—( આવીને ) મહારાજ, હું હેમરથ આપને પ્રણામ કરૂં છું.

વજ્રબાહુ—( આશ્ચર્ય અને હર્ષથી ઉભા થઇને ) અહો ! મારા પરમમિત્ર ! આપ અકસ્માત ક્યાંથી ? ( એમ કહી મળે છે. )

હેમરથ—મહારાજ, કુમાર ભદ્રાયુષે મેં કારાગારમાં નાખેલી કુમતિને આપની સ્ત્રી હોવાથી માતૃ ભક્તિથી છોડાવી, અને હું આપનો શત્રુ છું એમ જાણી મને કેદ કર્યો હતો તે આપ જાણો છો.

વજ્રબાહુ—હા, તે હું જાણું છું. પછી ?

હેમરથ—પછી ભદ્રાયુપ સધાવ્યા પછી અને આપ ચંદ્રાંગદના આગ્રહથી નિંપધ દેશમાં ગયા પછી દુષ્ટ અવિચારની સહાયતાથી પોતાના કુમાર મહામયને કુમતિ રાજ્યં ઉપર બેસાડવા તૈયાર થઇ તે વાત સાંભળીને રાજ્યભક્તિવાળી આપની પ્રજા મારી પાસે આવી કહેવા લાગી કે ' અમારા મહારાજા વજ્રબાહુ વિદ્યમાન છતાં કુમતિ પોતાના પુત્રને ગાદી ઉપર બેસાડે છે તે યોગ્ય નથી; માટે કુમતિને અને કુમતિના પરિવારને ફરીને કેદ કરવા તમે શક્તિવાન છો એમ જાણી અમે તમને છોડીએ છીએ. ' એમ કહી મને કેદખાનામાંથી છોડયો, એટલે હું કુમતિ અને તેના પરિવારને કેદ કરી આપની પાસે લઇ આવ્યો છું; હવે જેમ આપને યોગ્ય લાગે તેમ કરવા આપ મુખત્યાર છો.

( એમ કહી વજ્રનું પાંજરૂં દેખાડે છે ).

વજ્રબાહુ—મિત્ર હેમરથ, હું આ વખતે કુમતિનું, કુમતિના કુમારનું કે કુમતિના પરીવારનું મોઢું જોવા ઇચ્છતો નથી; માટે આ નગર બહાર જઇ એ સર્વને પ્રાણાંત શિક્ષા કરી તમે પાછા આંહીં આવો.

હેમરથ—જેવી મહારાજની આજ્ઞા. ( એમ કહી ઉભા થાય છે ).

સુમતિ—( ખેદ સહીત ઉભાં થઇને ) પ્રાણનાથ, મારે કાંઇ પ્રાર્થના કરવાની છે; જો આજ્ઞા હોય તો કરૂં.

વજ્રબાહુ—દેવિ, તમારી પ્રાર્થના સાંભળવા હું તૈયાર છું.

સુમતિ—જો હું આપના અનુગ્રહને યોગ્ય હોઉં; અને જો આપની મારા ઉપર કૃપા હોય તો આ કુમતિના અનેક અપરાધો ક્ષમા કરો. હે પ્રાણનાથ, આ માંગળિક સમયમાં કુમતિ અને તેનો પરિવાર પ્રાણાંત શિક્ષા ન પામે એવી મારી પ્રાર્થના છે. ( એમ કહી પગમાં પડે છે ).

ભદ્રાયુ—પુજ્ય પિતાજી, મારાં માતુશ્રી સુમતિની પ્રાર્થનાને હું અક્ષરે અક્ષર મળતો આવું છું. મારાં માતુશ્રી કુમતિને આપના અનુગ્રહથી લેશ પણ કલેશ ન થાય એવી મારી પ્રાર્થના છે. ( એમ બોલી પગમાં પડે છે ).

ચંદ્રાંગદ—માતુશ્રી સુમતિ, આપને ધન્ય છે ધન્ય છે. અનેક ફેરે જીવ લીધા સુધી અપકાર કરનાર કુમતિ ઉપર પણ આવો ઉપકાર કરવાને તમારી વૃત્તિ જોઇને કેને વિસ્મય ન થાય ?

પદ્માપ્રસાદ—કુમાર, તમારા દુષ્મન ઉપર પણ દયાળુતા જે આ તમે બતાવો છો તેનું વર્ણન થઇ શકે એમ નથી.

શિવયોગી—પુત્રી, સુમતિએ અને કુમાર ભદ્રાયુષે આ અપ્રતિમ ક્ષમાથી અમને પણ ઝીંતી લીધાં છે.

વજ્રબાહુ— પ્રિયા સુમતિ, જો કે શત્રુને દુઃખમાંથી છોડાવવો એ વરપ્રદાન, રાજ્યલાભ, અને પુત્રજન્મ આ ત્રણેની બરોબર છે એમ મહામુની વ્યાસજીની આજ્ઞા પ્રમાણે તો તમારો આ વિચાર સારામાં સારો છે; તોપણ આ કુમતિ એવા ઉપકારને પાત્ર નથી; કારણ એ જે ક્ષણમાં છૂટશે, તેજ ક્ષણમાં તમારો ને મારો પાછો વિયોગ કરાવશે, અને ભદ્રાયુષનો નાશ કરશે; અને પદ્માપ્રસાદને, વિવેક, વિનય આદિ અમલદારોને ગામમાંથી કઢાવી મેલશે એમ મને લાગે છે.

હેમરથ—માતુશ્રિ સુમતિ, મહારાજાશ્રીનું બોલવું બરાબર છે. પહેલાં પણ જ્યારે ભદ્રાયુષે તેને કેદમાંથી કાઢી હતી ત્યારે તે કુમતિએ મહારાજાશ્રીને પદભ્રષ્ટ કરવા, પોતાના પુત્ર મહામયને રાજ્ય ઉપર બેસાડવા અને તમને મારી નખાવવા કેટલાં કેટલાં કપટ અને કાવત્રાં નથી

કર્યાં ? જે વાત દશાર્ણ દેશની બધી પ્રજા જાણે છે; માટે આ કુમતિ કોઇ રીતે દયા કરવા જેવી નથી એવો મારો મત છે.

સુમતિ—પોતાના સ્વભાવ પ્રમાણે કુમતિ ગમે તેટલાં કૂડ કાવત્રાં કરે; પણ તેનાં કાવત્રાંથી રક્ષણ કરવા આ શિવભક્તિ હમેશાં તૈયારજ છે, માટે મારી ઉપર કૃપા કરી મહારાજાશ્રીએ એને મોતની શિક્ષા ન કરવી એવી મારી પ્રાર્થના છે.

વજ્રબાહુ—( શિવભક્તિની સામું જોઇ ) માતુશ્રી શિવભક્તિ, કુમતિ અને તેના પરિવારનું રક્ષણ કરવા સુમતિનો અત્યંત આગ્રહ છે તે આપ જુવો છો; અને જો તેના કહેવા પ્રમાણે હું તેની રક્ષા કરૂં તો કુમતિ ફરીને શું શું કૃત્યો નહીં કરે, ક્યાં ક્યાં સારા માણસોને ન પીડે, અને સુમતિ તથા સુમતિના પુત્રનો નાશ કરવા સારૂં શું શું કાવત્રાં ન કરે એમ વિચાર આવતાં મારૂં હૃદય કંપે છે; માટે શું કરવું તેની આપ આજ્ઞા કરો.

શિવભક્તિ—પુત્ર ચિંતા ન કરો. પરમેશ્વરથી વિમુખ આસુર દેશ છે ત્યાં કુમતિને તેના પરિવાર સહીત મોકલો અને તે દેશ તેને સ્વાધીન કરો.

વજ્રબાહુ—( આનંદ સહીત ) જેવી માતાજીની આજ્ઞા. ( હેમરથને ) મિત્ર હેમરથ, માતુશ્રી શિવભક્તિની આજ્ઞા પ્રમાણે કુમતિને આસુર દેશમાં મોકલાવી દ્યો; અને એને કહેજો કે તમારામાંથી કોઇપણ એ આસુર દેશ છોડી બહાર નીકળશે તેને તેજ વખત મોતની શિક્ષા કરવામાં આવશે.

હેમરથ—જેવી મહારાજાની આજ્ઞા. ( એમ કહી વજ્રના પાંજરામાં પૂરેલી કુમતિને તેના પરિવાર સહીત આસુર દેશમાં મોકલાવી દેછે ).

વજ્રબાહુ—પ્રિયા સુમતિ, તમારી પ્રાર્થના પ્રમાણે કુમતિને મરણની શિક્ષાથી મુક્ત કરી; હવે તમારી શું મરજી છે તે કહો.

સુમતિ—પ્રાણનાથ, સંપત્તિના બંધુઓ અનેક હોય છે, પણ વિપત્તિના બંધુઓ પાંચ છ અથવા બે ત્રણ પણ મળવા મુશ્કેલ છે, એમ જે લોકોમાં કહેવાય છે તે વાત કાંઇ ખોટી નથી. આ મારા ગુરૂશ્રી શિવયોગીએ વિપત્તિના બંધુ ધર્મનો આશ્રય કરીને વખતે વખતે અને

ક્ષણે ક્ષણે કેવી કેવી મારી સહાય કરી છે તે હું મારી એક જીભથી કહી શકું તેમ નથી.

વજ્રબાહુ—દેવિ, એ બધું હું જાણું છું પછી ?

સુમતિ—તેનું ગુણ ઓશીગણ થાવું તે તો દેવતાના જેટલી આવરદા હોય તોય થઇ શકીએ એમ નથી; તોપણ કોઇ પ્રકારે તેના ચરણ કમળની સેવા કરવાની મારી મરજી છે.

વજ્રબાહુ—દેવિ, તમારૂં કહેવું બરાબર છે તે પ્રમાણે કરીએ. આ આપણું આખું રાજ્ય મહાત્મા શ્રીગુરૂના ચરણમાં અર્પણ કરીને આપણે સર્વ પરમ દયાળુ ગુરૂની આજ્ઞા ઉપાડનારા થઇને રહીએ.

( એમ કહી મણીમય મુગટ. મોતીની માળા અને તરવાર શિવયોગીના ચરણમાં મૂકી દે છે ).

શિવભક્તિ—પુત્ર વજ્રબાહુ, તમે કૃતજ્ઞતાને ઘટે તેવું કર્યું.

સુમતિ / ભદ્રાયુ { બેય }—ગુરૂજી, આવાં આવાં હજારો રાજ્ય આપીએ તોપણ તમારા ઉપકારનો બદલો વળે તેમ નથી; તોપણ અમારા મનના સંતોષને માટે આપ આ કબુલ કરશો ( એમ કહી પગમાં પડે છે ).

પદ્માપ્રસાદ / ચંદ્રાંગદ / હેમરથ { ત્રણે } મહારાજ, આ શિવયોગીને વિષે તમે દેખાડેલી કૃતજ્ઞતા તમારી અપ્રતિમ ઉદારતા બતાવી આપે છે.

શિવયોગી—મહારાજ, મહા માયાળુ શ્રી શિવભક્તિએજ તમારૂં સર્વ કલ્યાણ કર્યું છે; પણ આ માણસ તો તેમાં નિમિત્ત માત્ર છે; માટે આ સર્વ સેવાનાં પાત્ર તો શ્રી શિવભક્તિ છે.

વજ્રબાહુ—ગુરૂજી, આપનું કહેવું સત્ય છે સત્ય છે. માતાશ્રી શિવભક્તિજ સર્વ કલ્યાણનું મૂળ છે; તોપણ એ વિશ્વંભરી દેવીની પાસે સૂર્યની કાંતિ પાસે દિવાના પ્રકાશ જેવું તેણેજ કૃપાથી આપેલું આ રાજ્ય કોણ માત્ર ? માટે તે માતુશ્રી તો પોતાનાં કૃત્યોથીજ પ્રસન્ન થાઓ. જ્યારે આપને પણ આ રાજ્ય અર્પણ કરતાં અમને શરમ થાય છે કે જીવતાં સુધી ન ભૂલાય તેવા આપના ઉપકારો કયાં અને કયાં

આ તુચ્છ રાજ્ય, ત્યારે માતુશ્રી શિવભક્તિને તો તે કેમ અર્પણ કરી શકીએં તે આપજ વિચારો. જો અમારાં આ બધાં વચનોને આપ મિથ્યા ઉપચાર માત્ર ન માનતા હો તો કેવળ અમારા મનના સંતોષ માટે આ સર્વ આપ અંગીકાર કરશો એમ મારી પ્રાર્થના છે.

શિવયોગી—મહારાજ, જો તમારો આવો આગ્રહજ છે તો તમારી નિષ્કપટ ભક્તિને આધીન થઇ બધું કબુલ રાખું છું.

( એમ કહી મુગટ વિગેરે હાથમાં લે છે ).

સર્વે—( હર્ષના પોકાર સાથે હાથની તાળીઓ પાડે છે ).

શિવયોગી—મહારાજા વજ્રબાહુ, હવે આખા રાજ્યમાં મારી સત્તા કે કોઇ બીજાની ?

વજ્રબાહુ—ભગવાન્, મેં મારી ભક્તિથી આપને અર્પણ કર્યું છે તો હવે આપનીજ સત્તા છે; કોઇ બીજાની નથી.

શિવયોગી—મારૂં આપેલું અપાય અને મારૂં વેંચેલું વેંચાય કે કેમ ?

વજ્રબાહુ—એમાં શું સંદેહ ?

શિવયોગી—( આનંદથી ઉભા થઇને ).

અનુષ્ટુ .

પુત્ર ભદ્રાયુ, આ રાજ્ય તું તારા પુર્વજો તણું,
નિરોગી જીંદગી સાથે, ભાઇ, ભોગવજે ઘણું.

( એમ બોલી મુગટ, માળા અને ખડગ ભદ્રાયુને આપે છે ).

ભદ્રાયુ—( ઉભો થઇ હાથ જોડી ) ગુરૂજી, આપ અથવા મારા પીતાજી એ રાજ્ય ચિન્હ ધારણ કરવાને યોગ્ય છો. હું એ ધારણ કરવાને લાયક નથી.

શિવયોગી—પુત્ર ભદ્રાયુ; તારા પિતાજીએ તો મને અતિ આગ્રહથી એ અર્પણ કર્યું છે તે તું જાણેછ?

## હરિગીત.

સર્વસ્વ છો, પ્રિય શિષ્ય છો, શું અધિક તારાથી મને ?
તું બહાર ફરતો પ્રાણ મારો એમ હું માનું મને.
જે ભોગવે તું રાજ્ય સુખ માનીશ તે હું ભોગવું ;
માટે હવે આ ગ્રહણ કર જો હોય મારૂં માનવું.

( એમ કહી પરાણે આપે છે ).

ભદ્રાયુ—ગુરૂજીના અનુગ્રહ અને આગ્રહથી હું નિરૂપાય છું.
( એમ બોલતાં શરમાતો શરમાતો શિવભકિત સામું જુવે છે ).

શિવભક્તિ—પુત્ર, તારૂં અજાણ્યું નથી કે ગુરૂની આજ્ઞામાં કાંઇ વિચાર કરવો હોય નહિં ; માટે ગુરૂ જે આપે છે તે લહીને સર્વને પગે લાગ.

ભદ્રાયુ—જેવી માતાજીની આજ્ઞા. ( એમ કહી રાજ્ય ચિન્હ લઇ સર્વને પગે લાગે છે. ને તેને સર્વ આશિર્વાદ આપે છે ).

શિવભક્તિ—યોગીરાજ, તમે આ કામ બહુ ઉત્તમ કર્યું છે ; હું તમારી ઉદારતાથી બહુ પ્રસન્ન થઇ છું.

શિવયોગી—માતા, જે તેનું હતું તે તેને આપ્યું ; તેમાં મારી શું ઉદારતા છે ? કેવળ આપની કૃપાથી કુમાર ભદ્રાયુ પોતાનું રાજ્ય પાછું મેળવી શકયો તેને માટે હું મને કૃતાર્થ માનું છું.

શિવભક્તિ—પુત્ર વજ્રબાહુ, ત્રણેય લોકમાં આ શિવયોગી જેવા કૃતજ્ઞ શિરોમણી થોડાજ હશે કે જેઓ પારકો કરેલો થોડો પણ ઉપકાર કોઇ દિવસ ભૂલતા નથી.

વજ્રબાહુ—માતાજી આપનું કહેવું સાચું છે. આ ગુરૂવર્યમાં કૃતજ્ઞતા, દયા, અને પરોપકાર વિગેરે સર્વ સદ્ગુણો એવા તો ઉત્તમ છે કે તેની જોડી બીજે મળી શકે નહીં.

સુમતિ—માતા, આ ગુરૂજીની મહાશયતા હું શું કહું ? વૃદ્ધો કહી ગયા છે કે કોઇ પોતા ઉપર થોડો પણ ઉપકાર કરે તો તેને સારા પુરૂષો પર્વત જેવડો માને છે ; અને અમારા ગુરૂશ્રી પણ એજ પ્રમાણે વર્ત્તે છે. વિચારો કે કયાં મેં અને મહારાજાએ તેનો એક દિવસ

સત્કાર કરેલ તે અને કુમાર ભદ્રાયુષે અને કીર્તિમાલાએ પૂર્વ જન્મમાં એક દિવસ તેની સેવા કરેલ તે; અને ક્યાં પ્રતિ દિવસ, પ્રતિ વેળા, અને પગલે પગલે ગુરૂશ્રીએ અમારી ઉપર કરેલા ઉપકારો! વિચાર કરતાં હજારો વરસ તેનું દાસપણું કરીએ તોપણ અમે તેનાં અનૃણી થઇ શકીએ એમ નથી; માટે જીવિત પર્યંત તેની સેવા કરતાં કરતાં આત્માને અમારે કૃતાર્થ કરવો જોઇએ.

શિવયોગી—પુત્રિ, જો કે આમાં મેં કાંઇ કરેલ નથી. જે કાંઇ તમારૂં કલ્યાણ થયું છે તે શ્રી શિવભક્તિએજ કરેલું છે; તેમ છતાં પણ તમને એ સર્વે મારો કરેલ ઉપકાર માનીને મારૂં અનૃણી થવા ઇચ્છા રહેતી હોય તો કુમાર ભદ્રાયુથી સહેજમાં મારૂં અનૃણી થઇ શકાશે.

સુમતિ— (આનંદથી) જો એમ છે તો આ ભદ્રાયુ આપને અર્પણ કરૂં છું (એમ કહી પગે લગાડે છે).

ભદ્રાયુ—દયાળુ ગુરૂજી, આપની કૃપાથી, અમારાં કુળદેવી શિવભક્તિના પ્રતાપથી અને અમારાં માતા–પિતાની પુન્યાઇથી માત્ર એક તરવાર સહાયમાં લઇ ત્રણે ભુવન આપના ચરણમાં અર્પણ કરવા શક્તિમાન છું; માટે જે આજ્ઞા કરવી હોય તે કરો.

શિવયોગી—પુત્ર, મારી આજ્ઞા એજ છે કે.—

૧ મનવચનકર્મથી કયાંય પણ કોઇપણ પ્રાણીની હિંસા કરીશમાં.
૨ પ્રાણ જાય તોપણ સત્ય છોડીશમાં.
૩ સોણાંમાં પણ પરસ્ત્રી ઉપર પાપી નજર કરીશમાં.
૪ કદી પણ પારકું ધન હરીશમાં.
૫ ચિત્તમાં પણ પારકો દ્રોહ ચીંતવીશમાં.
૬ કદી પણ પોતાના ધર્મથી ચૂકીશમાં.
૭ નીચ કુળના, દુરાચારી, ચાડિયા, કુટિલ, કપટી, ક્રૂર, મૂર્ખ અને કૃતઘ્ની લોકો સાથે એક ક્ષણ પણ સંગ કરીશમાં.
૮ દેવનિંદા, વેદનિંદા અને પરનિંદાથી વિમુખ રહેજે.
૯ સ્વધર્મ, સત્કર્મ, સદાચાર અને સન્માર્ગ અને સદ્‌વિચારની સન્મુખ રહેજે.

૧૦ ગાયો અને બ્રાહ્મણોના પાલન કરવામાં પરાયણ રહેજે.

૧૧ કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સરથી દૂર રહેજે.

૧૨ ધીરજ, ઉદારતા, દયા, ડાહાપણ આદિ સદગુણનો શૃંગાર રાખજે.

૧૩ માતા પિતાના અને બ્રાહ્મણના પૂજનમાં પ્રવીણ રહેજે.

૧૪ તારો અપકાર કરે તેનો પણ ઉપકાર કરજે.

૧૫ મૃગીયા, જૂગટું, મદ્યપાન, આદિ દુર્ગુણોથી દૂર રહેજે.

૧૬ અનેક અપરાધ કરનારા શત્રુઓ પણ આપત્તિમાં આવી પડે તો તેની મનવચનકર્મથી સહાયતા કરજે.

૧૭ તારી શરણે આવે તેનું તો પ્રાણ આપીને પણ રક્ષણ કરજે.

૧૮ રાજાની સંતતી, સંપત્તિ અને સર્વસ્વ પ્રજા છે. પરમ પ્રેમથી પાળેલી, પોષેલી અને લાડ લડાવેલી પ્રજા કામદુધા, કલ્પલતા અને ચિંતામણીથી પણ અધિક ફળ આપનારી છે, એ વાત વાદ વગરની છે, માટે તારી પ્રજા જેમ બહુ સુખી રહે, ઘણી સંપત્તિવાળાં થાય, જેમ નિર્ભય થાય અને જેમ નિશ્ચિંત રહે તેમ કરજે.

૧૯ દિવસે દિવસે, પહોરે પહોરે, અને ક્ષણે ક્ષણે 'તારી પ્રજાનું હિત કેમ થાશે' એવા વિચારો તું કરજે અને તે પ્રમાણે અમલ કરજે.

૨૦ કેટલાક લોભથી આંધળા થએલા રાજાઓ અને રાજકુમારો પોતાની પ્રજા પાસેથી ન ભરી શકાય તેવા કરો લહી લહીને પોતાના ખજાના ભરવાના હમેશાં પ્રયત્ન કરે છે; એટલુંજ નહીં પણ નીચ અમલદારોના નીચ વિચારોને અનુસરીને પોતાના પેટના પુત્રની પેઠે પાળવા લાયક પણ પ્રજાને ધન, ધાન્ય વિનાની કરી મેલે છે, એ તેઓની મોટી ભુલ છે, એ તેની બહુજ ટુંકી નજર છે, અને એ તેનું હિત અને અહિતનું અજાણપણું છે. જે અલ્પ બુદ્ધીવાળા, અવિચારી, પેટભરા દુષ્ટ અમલદારો રાજાથી અને રાજ્યથી પ્રજાને જૂદી ગણે છે; એટલુંજ નહીં પણ પ્રજાનાં ધન, અને ધાન્ય લૂંટી લૂંટી રાજાના ખજાના અને કોઠારો ભરે છે, તે રાજાનું સારૂં

ચાહનારા નથી, પણ ઉલટા ખરાબ અને અહિત કરનારા મિત્રના આકારથી રહેલા શત્રુઓ છે એમ માનવું. તેમાં પણ જે અમાત્યો, જે મંત્રીઓ અને જે અમલદારો પોતાનું ન ભરી શકાય તેવું પેટ ભરવાને માટે અનેક પ્રકારના ભય દેખાડી પ્રજા પાસેથી લાંચ લહી લહી પોતાનાં ઘર ભરે છે, અને રાજાની નિર્મલ કીર્તિને કલંક લગાડે છે તેઓ તો રાજાના આ લોકના અને પરલોકના શત્રુઓ છે. તેવા દુષ્ટ અમલદારોનું મોઢું રાજાઓએ જીવતાં સુધી જોવું ન જોઇએ. માટે તેવા તેવા દુષ્ટ અધિકારીઓને દૂર કરીને કુલીન, પવિત્ર ચરીત્રવાળા, રાજ્યને સુખે સુખી થનારા, રાજ્યને દુઃખે દુઃખી થનારા, રાજા અને રાજ્યનું પ્રિય અને હિત ઇચ્છનારા, ક્ષણે ક્ષણે રાજાનું તથા રાજ્યનું અને પ્રજાનુ મનવચનકર્મથી ભલું ચાહનારા અને ભલું કરનારા સારા અમાત્યો, સારા મંત્રિઓ અને સારા અધિકારિઓ રાખી તારી પ્રજાનું પાલન, પોષણ અને લાલન મનવચનકર્મથી કરતો રહેજે. એ મારી છેલી આજ્ઞા છે.

ભદ્રાયુ—ગુરૂજી, પિતાશ્રી વજ્રબાહુ અને માતાશ્રી સુમતિનો પુત્ર અને આપનો શિષ્ય આ માણસ આપની આ આજ્ઞાઓ કોઇ દિવસ ભૂલશે નહીં. માતુશ્રી શિવભક્તિના પ્રસાદથી, માતા–પિતાની પુન્યાઇથી, અને આપના આશીર્વાદથી હું જીવીશ ત્યાં સુધી આપની આજ્ઞા પાળીશ; અને મારી પ્રજાને મારા પ્રાણ જેવી પ્રિય ગણીશ.

શિવયોગી--જો એમ હોય તો તેં મને ત્રણ લોકનું અથવા ચૌદ ભુવનનું રાજ્ય આપ્યું એમ માનું છું. ( રાજા તથા સુમતિ તરફ જોઇને ) તમે સર્વ આ વખતે કુમાર ભદ્રાયુનાં આ પવિત્ર ચરિત્રથી મારાં અનૃણી છો.

( એમ બોલી આનંદ સહીત પોતાને આસને બેસે છે ).

શિવભક્તિ— પુત્ર વજ્રબાહુ, અને પુત્રી સુમતિ, કૃતજ્ઞનાં શિરોમણી આ શિવયોગીએ તમને અનૃણી કર્યાં; હવે તમારૂં શું પ્રિય અને મંગળ કરૂં તે કહો.

વજ્રબાહુ-- ( આનંદથી ઉભા થઇને ) ભદ્રાયુષ અને કીર્તિમાલા સહીત સુમતિ મને મળ્યાં; વિનય વિવેક સહીત પદ્માપ્રસાદ મને મળ્યા; હેમરથ સાથે મિત્રતા બંધાણી અને દુષ્ટ કુમતિ પરિવાર સહીત આસુર દેશમાં ગઇ, એ સર્વ આપના પ્રસાદનું ફળ છે; તેમજ આપના પ્રસાદથી ચંદ્રાંગદ જેવા સારા સંબંધી મને મળ્યા. આ શિવયોગીએ અમને કૃતાર્થ કર્યા અને આપની દયાથી આપ પણ સદા અમારા રાજ્યમાં નિવાસ કરશો, તેથીજ આપે અમને સર્વ કલ્યાણનાં પાત્ર કર્યાં છે તોપણઃ—

## ( રાગ ધીરાના પદનો. )

વિનતી, માતા, મારી રે છેવટની આ આપને,
ક્યાંય ન કોયે દેખે રે કોઇ દિવસ સંતાપને.
રાજા પ્રેમે પ્રાણ પ્રમાણે નિજ વસ્તીને પાળે,
પ્રજા ધણીના ઉપકારોને તેજ પ્રમાણે પાળે;
સંપીને સૌ ચાલે રે કોઇ કરે ન્હૈ પાપને. વિનતી.

ટીડ ન આવે કીડ ન આવે રોગ ન કોયે થાય,
માગ્યા મેહુલા વરસે સારાં અનાજ પાણી થાય;
સારા કવિની કવીતા રે પામે જયની છાપને. વિનતી.

વિદ્યા, હુન્નર વધે દેશમાં આસ્તિકતા ઉભરાય,
શ્રી શંકરની શરણે લોકો હોંસે હોંસે જાય;
અંતરને ઉમળકે રે વધાવે લોકો આપને. વિનતી.

ધર્મ પરસ્પર પાળે સર્વ સુખ શાંતિ જળવાય,
ઘરઘરમાં લક્ષ્મી દેવીનાં મનહર નૃત્યો થાય;
ભકતોના ભોળા શંભુરે ભગાડે ભવના તાપને. વિનતી.

समाप्त.